# ઊધઈનું જીવન

[ મોરિસ મેટરલિંકકૃત ]


અનુવાદક

કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા






નવજીવન કાર્યાલય

અમદાવાદ

# જમનાદાસ ભગવાનદાસ સ્મારક
# ગ્રંથમાળાનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧. | જાતે મજૂરી કરનારાઓને | ૦—૩—૦ |
| ૨. | ત્યારે કરીશું શું ? | ૧—૦—૦ |
| ૩. | જીવનશોધન | ૧—૦—૦ |
| ૪. | કેળવણીના પાયા | ૧—૦—૦ |
| ૫. | સત્યાગ્રહી ગેરીસન | ૧—૦—૦ |
| ૬. | સહાયવૃત્તિ | ૧—૪—૦ |
| ૭. | જપજી | ૦—૯—૦ |
| ૮. | આપણો આર્થિક પ્રશ્ન | ૧—૦—૦ |
| ૯. | ચીનનો અવાજ | ૦—૮—૦ |
| ૧૦. | ગાંધીજીની સાધના | ૧—૪—૦ |
| ૧૧. | શ્રીમદ્‌ભાગવત | ૧—૮—૦ |

નવજીવન કાર્યાલય
અમદાવાદ

જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા ગ્રંથ-૧૪

# ઊધઈનું જીવન

[ મૉરિસ મેટરલિંકકૃત ]

અનુવાદક
કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા



નવજીવન કાર્યાલય
અમદાવાદ

# પ્રસ્તાવના

ઊધઈને ન જોઈ હોય એવું નાનું બાળક ગુજરાતમાં ભાગ્યે હશે. પુસ્તકપ્રિય વિદ્વાનો અને વિદ્યાર્થીઓ, અને રાચરચીલું રાખનાર બહેનો—સર્વે ઊધઈના રંજાડથી વાકેફ છે. છતાં, ઊધઈ કેવી જાતનું જંતુ છે, એ પોતાનું રંજાડનું કામ કેવી રીતે કરે છે, એનામાં કેવા અને કેટલી જાતના ભેદો છે, એ કેવી રીતે પોતાનું જીવન ગુજારે છે વગેરે જાણવાની કોઈને કદી બુદ્ધિ થઈ ન હોય એમ સંભવિત છે.

ઊધઈ યુરોપમાં લગભગ અજાણ્યું જંતુ છે. ઠંડા દેશોમાં એ જીવી શકતી જ નથી.

છતાં, ઊધઈ વિષે જ્ઞાન મેળવવા આપણે યુરોપમાં લખાયેલાં પુસ્તકો વાંચવાં પડે છે, એવી આપણી શરમાવનારી સ્થિતિ છે!

છતાં, આ પુસ્તકમાં કેવળ શાસ્ત્રીય અને શુષ્ક માહિતીનો જ ભંડાર હોત તો એનો અનુવાદ કરવાનું મને ભાગ્યે જ મન થયું હોત. પણ આ પુસ્તકના લેખક જેવા વિદ્વાન વિજ્ઞાનશાસ્ત્રી છે. તેવા જ સૂક્ષ્મ વિચારક અને સત્યના જિજ્ઞાસુ છે. આધુનિક કવિ અને તત્ત્વજ્ઞાનીઓમાં એ પ્રથમ પંક્તિમાંના એક છે. એમણે ઊધઈના જીવનનો અભ્યાસ કેવળ જંતુશાસ્ત્રના કુતૂહલથી નથી કર્યો, પણ એ દ્વારા એમણે જીવન વિષે, આત્મા વિષે, પરમાત્મા વિષે તેમ જ ઊધઈના જીવન પરથી મનુષ્યજીવન માટે સ્વીકારવા જોઈતા બોધ વિષે પુષ્કળ વિચાર

કરી એ વિચારોને રસાળ શૈલીમાં આ પુસ્તકમાં ગૂંથ્યા છે. પરિણામે, આ પુસ્તક જંતુશાસ્ત્રને લગતા કોઈ પાઠ્યપુસ્તક જેવું નથી. પણ જેમ કોઈ મહાપુરુષનું જીવનચરિત્ર સર્વને વાંચવાલાયક અને ઉપયોગી થાય તેવું બન્યું છે.

મેં તો એનો અંગ્રેજી અનુવાદ જ વાંચ્યો છે: એ અનુવાદનું નામ The Life of The White Ant; અનુવાદક: Alfred Sutro; પ્રકાશક: George Allen & Unwin Ltd., London. મૂળ ફ્રેંચ ભાષામાં છે. શ્રી. મેટરલિંકે અનુવાદ કરવા માટે આપેલી પરવાનગી માટે તેમનો આભારી છું.

પુસ્તકમાં આવતા ઘણા યુરોપિયન શબ્દોના સાચા ઉચ્ચાર વિષે હું સાશંક છું, એથી મેં એ શબ્દોની અંગ્રેજી જોડણી પુસ્તકને અંતે આપી છે; વળી, કેટલાંક શાસ્ત્રીય નામો અને શબ્દોને પુસ્તકના અંતર્ભાગમાંથી ટાળી, પરિશિષ્ટમાં જ આપ્યાં છે; તે જ પ્રમાણે મારે જે ગુજરાતી શબ્દો યોજવા પડ્યા છે, તેને માટે મૂળમાં વપરાયેલા અંગ્રેજી શબ્દોની પણ યાદી અંતે આપી છે; આથી, સામાન્ય તેમ જ વિશેષ વાચકને સગવડ થશે એમ આશા છે.

બીજા ભાગમાં મારા પોતાના વિચારો છે. આથી સ્પષ્ટ થશે કે પહેલા ભાગમાં જ્યાં પહેલો પુરુષ સર્વનામ આવે છે, તે મૉ. મોરિસ મેટરલિંક માટે છે; બીજા ભાગમાં મારે પોતાને માટે છે. મારા વિચારો માટે, અલબત્ત, હું જ જવાબદાર ગણાઉં. હું આશા રાખું છું કે એથી પુસ્તકની કિંમત ઘટશે નહિ.

જેલમાં ન હોત, ત્યાં મારા ભાઈ સમા શ્રી. નરહરિ પરીખનો સાથ ન મળ્યો હોત, ગૂજરાત વિદ્યાપીઠનાં પુસ્તકો મળી શકે એમ ન હોત, તો આ પુસ્તકનો અનુવાદ કરવાનું ભાગ્યે જ બનત. આથી, આવી અનુકૂળતાઓ કરી આપનાર સર્વેનો આભાર માનવો ઘટે છે.

અનુવાદ જેટલો બની શકે તેટલો સહેલો કરવા મેં ખાસ મહેનત કરી છે. એમાં કેટલો ફાવ્યો છું, એ તો વાચક કહી શકે.

તા. ૩૧-૫-૧૯૩૧ **કિશોરલાલ ઘ. મશરૂવાળા**

**તા. ક.** આ પુસ્તક ઈ. સ. ૧૯૩૧ના અંતમાં જ છપાવા માંડયું હતું. પણ એક ફોર્મ છપાયા પછી નવજીવન મુદ્રણાલય જપ્તીમાં ગયું, અને તે સાથે પુસ્તકનો હસ્તલેખ પણ. ત્યાર પછી મુદ્રણાલયનો કબજો તો મળ્યો, પણ હસ્તલેખનો લગભગ ત્રણ વર્ષ સુધી શોધ જ લાગ્યો નહિ. અને ઊધઈનું જીવન ઊધઈ જ ખાઈ ગઈ એમ શંકા ગઈ. ફરીથી એનું ભાષાંતર કરવા બેસવાનો મને ઉત્સાહ નહોતો, અને એ હવે નહિ છાપી શકાય એમ માન્યું હતું, એટલામાં અચાનક એ હસ્તલેખ નવજીવન પ્રકાશન મંદિરના સંચાલકોને મળી આવ્યો. એટલે 'ઊધઈનું જીવન' ઊધઈનો ભક્ષ થતું હાલ તો અટક્યું છે. હવે પછી પુસ્તકને બચાવવાની જવાબદારી વાચકોને શિર છે.

તા. ૩૧-૧૨-'૩૪ **કિ. ઘ. મ.**

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

આવા શાસ્ત્રીય અને તાત્ત્વિક ચર્ચાના પુસ્તકની બીજી આવૃત્તિ કાઢવાનો પ્રસંગ મળવો ગુજરાતને માટે અભિનંદન-યોગ્ય વાત ગણાય. બીજી આવૃત્તિને હું ફરીથી તપાસી ગયો છું, અને ભાષાની દૃષ્ટિએ એમાં થોડા સુધારા કર્યા છે. પણ તે માટે પુસ્તક તપાસતાં મને લાગ્યું કે ઊધઈ વિષે મેટરલિંકે આપેલી માહિતી હવે કદાચ ઘણી જૂની પડી ગઈ હોય. ત્યાર પછીનાં લગભગ પંદર કે વધુ વર્ષમાં એ જંતુ વિષે ઘણી નવી માહિતી શોધાઈ હોય અને તેને પરિણામે મેટર-લિંકની માહિતી ભૂલભરેલી માલૂમ પડે. ઊધઈ વિષે એવો એકાદ લેખ કોઈક અંગ્રેજી દૈનિકમાં વાંચ્યાનું પણ મને યાદ હતું. આથી મેં મારા મિત્ર શ્રી. પોપટલાલ ગોવિંદલાલ શાહને એ વિષય પર કોઈ તાજું સારું પુસ્તક ખોળી આપવા વિનંતી કરી. એમણે મને તરત જ નીચેનાં બે પુસ્તકો મેળવી આપ્યાં :

1. The Man and the Termite – by Herbert Noyes; published by Peter Davies, London, 1937.

2. The Soul of The Termite—by Eugene N. Marais; published by Methuen & Co., Ltd., London, 1937.

બન્ને પુસ્તકો સારાં ચિત્રો અને વિવિધ માહિતી તથા તાત્ત્વિક ચર્ચાઓથી ભરેલાં છે: બન્નેમાં વધારે વિગતવાર

માહિતી આફ્રિકાની જ ઊધઈની એક બે જાતો વિષે છે; પણ પહેલાંનો વિષય અને અનુભવ લગભગ પૃથ્વીવ્યાપક છે. આ બન્ને લેખકોએ ઊધઈ વિષે જાતે શોધખોળ કરેલી છે, અને પોતાનાં અવલોકનો અને શોધોના અહેવાલ આપ્યા છે. નોઈઝ અને મેટરલિંકના તાત્ત્વિક વિચારોમાં ઘણું મળતાપણું છે. જૂજ વિગતો સિવાય મેટરલિંકની માહિતીનું એ ઘણે અંશે સમર્થન કરે છે. મેટરલિંકની જેમ જ એ માને છે કે, "મનુષ્યને ભલે સૂર્યનાં ગરમી અને પ્રકાશ તથા આંખોની બક્ષિસ મળેલી હોય, તેણે ઘણીક જાતની યાંત્રિક પ્રગતિ કરી હોય, પણ એ બધી શક્તિઓનો વિકાસ કર્યા છતાં ઊધઈની સંસ્કૃતિ પર ભાષ્ય કરવાની એ યોગ્યતા ધરાવતો નથી; કારણ કે કેટલીક બાબતોમાં માનવસંસ્કૃતિ કરતાં ઊધઈની સંસ્કૃતિ એટલી બધી ચડિયાતી છે કે એને સમજવાની બુદ્ધિ જ હજુ માણસને માટે બહુ દૂર છે."

વળી, એ લખે છે કે, "પૃથ્વીના એકેએક ભાગમાં અનેક જાતના લોકો વચ્ચે મેં જીવન ગાળ્યું છે; પણ મને મનુષ્યો વચ્ચે એવી ખાતરીપૂર્વક નિશાનીઓ મળી નથી કે જેથી મને વિશ્વાસ બેસે કે કોઈ પ્રેમળ, દયાળુ, ઉદાર, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન પ્રભુ છે જ; પણ ઊધઈના જીવનમાં તો એ સિવાય હું બીજાં કોઈ ચિહ્નો જોતો જ નથી. એ જંતુના પચાસ વર્ષના અભ્યાસને પરિણામે હું જે નિર્ણયો પર આવ્યો છું, તે મેં મારાં પુસ્તકમાં રજૂ કર્યાં છે." અને તે ખાતરીપૂર્વક માને છે કે ઊધઈ એક એવું જંતુ છે કે જે શ્રેષ્ઠ જ્ઞાનીની માફક સંપૂર્ણપણે અહંકારશૂન્ય છે અને ઈશ્વર જ તેનું સીધું નિયમન અને દોરવણી કરે છે.

વળી, પોતાની સમ્મતિ સાથે એ સ્મીધમનનું વાક્ય ટાંકે છે કે, "સૃષ્ટિની અજાયબીઓમાં ઊધઈનું સ્થાન મોખરા પર આવે છે."

આ પુસ્તકમાંથી કેટલીક જાણવા જેવી માહિતી પુસ્તકમાં યોગ્ય સ્થળે ટિપ્પણોમાં મેં આપી છે. અને હિંદુસ્તાનની ઊધઈ વિષેના પ્રકરણનો સાર પાછળ પરિશિષ્ટમાં આપ્યો છે.

બીજો લેખક–યુજીન મૅરૈસ પણ એક સ્વતંત્ર શોધક અને વિચારક છે. આ પુસ્તક એના મરણ પછી છપાયેલું છે, અને એણે કેટલાંક વર્ષ પર લખેલી લેખમાળાનો સંગ્રહ છે. પુસ્તકના સંપાદકનો દાવો છે કે મેટરલિંકે 'ગૂઢ શકિત'વાળા પ્રકરણના ત્રીજા પરિચ્છેદમાં મનુષ્યશરીર અને રાફડા વચ્ચે જે સરખામણી કરી છે અને "આખો રાફડો એક વ્યકિત છે—એક જ કુળદેવતારૂપી ચૈતન્યથી વ્યાપેલો વિરાટ દેહ છે," (પૃ. ૧૧૩), એ કલ્પના સૌથી પહેલી મૅરૈસની છે અને મેટરલિંકના પુસ્તક કરતાં છ વર્ષ પહેલાંના લેખોમાં એ તેણે રજૂ કરી છે. મેટરલિંકે એ કલ્પના મૅરૈસમાંથી જ લીધી હોય એવો વહેમ પણ બતાવ્યો છે. આ પુસ્તકમાં એણે ઊધઈના જીવનને લગતા અનેક પ્રશ્નોને ઉપલી કલ્પનાથી જ સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. એના મત પ્રમાણે એની કલ્પના સ્વીકારીએ તો ઊધઈનું જીવન જેટલું ગૂઢ અને બીજા લેખકોની દૃષ્ટિમાં મનુષ્ય કરતાંયે વધારે સંસ્કૃત અને ચડિયાતું લાગે છે તે રહેતું નથી. તે આખા રાફડાને એક એવું જાનવર કલ્પે છે કે જે ઝાડની જેમ સ્થાનાંતર કરી શકતું નથી, માત્ર ફેલાઈ શકે છે. સ્થાવર અને જંગમ જીવોની વચલી દશાનું તે પ્રાણી છે. એમાં ફરતી જુદા જુદા વર્ગની ઊધઈઓ

આપણા શરીરમાં ફરતા અનેક જાતના ધોળા અને લાલ લોહીના કોશો જેવી છે; દરેક સજીવ છે, પણ અહંકારશૂન્ય છે; અને જેમ માનવ લોહીકોશો માનવાત્માની ગૂઢ શક્તિ અને આજ્ઞાને મૂઢપણે અધીન રહે છે, તેમ ઊધઈઓ રાફડા-ત્માની શક્તિ અને આજ્ઞાને અધીન રહે છે. તો પછી સરખામણી કરવાની તે માનવસમાજની ઊધઈસમાજ સાથે નહિ, પણ માનવવ્યક્તિની રાફડા સાથે. અને તે સરખામણીમાં માનવાત્મા રાફડાત્મા કરતાં વધારે વિકાસ પામેલો અને બુદ્ધિમાન છે એમ એ દેખાડે છે. એટલે કે, એક જ તાત્ત્વિક કલ્પનાનો આશ્રય લેતાં છતાં એ મેટરલિંક, નોઇઝ વગેરે લેખકો કરતાં જુદા જ નિર્ણયો પર આવે છે. એનાં અવલોકનોમાં પણ કેટલીક વીગતોમાં મતભેદ છે. તેવી કેટલીક બાબતો ટિપ્પણોમાં યોગ્ય જગ્યાએ બતાવી છે.

આફ્રિકાની જેમ જ આપણા દેશમાંયે એવી માન્યતા છે કે ઊધઈની રાણીને મારી નાખવામાં આવે તો તે રાફડો નાશ પામે. નોઇઝનો મત છે કે આ માન્યતા કેવળ વહેમ જ છે. પણ મૅરેસનો મત એ માન્યતાને ટેકો આપે છે. એ કહે છે કે જો પહેલાંથી જ એક કરતાં વધુ રાણીઓ-વાળો રાફડો હોય તો તો એક રાણીના નાશથી કશું વળે નહિ; પણ જો એક જ રાણીનો રાફડો હોય તો તે ઉપાય સફળ થાય છે. એના મત પ્રમાણે ઊધઈ-રાણી રાફડાનું મગજ અને ગર્ભાશય બન્ને છે. જેમ મગજને ઈજા પહોંચવાથી માણસ મરી જ જાય તેમ રાણીના મરવાથી રાફડો મરી જ જાય.

મૅરેસનું એક બીજું અવલોકન પણ ટાંકવા જેવું છે. આશ્ચર્ય છે કે નોઇઝમાં એનો જરાય ઉલ્લેખ નથી, અને

મેટરલિંકમાંયે નથી. તે એ છે કે ઊધઈ પાણી વિના જીવી શકતી નથી. ઊધઈના શરીરમાં ૯૦ ટકા જેટલો ભાગ પાણીનો અંશ છે; એની ઊબ અથવા શેવાળની કયારીઓને સતત પાણી પાવું પડે છે. એ પાણી તે કયાંથી મેળવે છે? ઘણા અવલોકનકારોએ એવી કલ્પના કરી છે કે કોઈક અદ્‌ભુત રીતે તે એને હાઈડ્રોજન–ઓકસીજનમાંથી સીધું તૈયાર કરે છે. મૅરૅસ કહે છે કે કેટલોક વખત તેણે પણ એમ જ માન્યું હતું. પણ પાછળથી માલૂમ પડયું કે તેમ નથી; પણ ઊધઈ લગભગ સો ફૂટ જેટલુંયે ઊંડું ખોદીને કોઈક પૃથ્વીતળમાંનું ભેજવાળું પડ શોધી કાઢે છે અને ત્યાંથી પાણી મોઢામાં ભરી ભરીને લાવે છે. એના પ્રયોગોનું એણે વીગતવાર વર્ણન આપ્યું છે. તેને અંગે એણે એમ પણ અભિપ્રાય બાંધ્યો છે કે ઊધઈના રાફડા અને શરીરો પર પૃથ્વીની ચુંબકશક્તિ (મૅગ્નેટિઝમ) અસર કરે છે, અને તેને પરિણામે એની પાણી તરફ જતી નાળો તથા (કેટલાક પ્રદેશોમાં) રાફડાના મિનારા ઉત્તર-દક્ષિણ દિશાને બરાબર અનુસરે છે.

શ્રી. પોપટલાલ શાહે મને આપેલી મદદ માટે તેમનો આભાર માનું છું.

૬ઠ્ઠી જુલાઈ, ૧૯૪૦ **કિશોરલાલ ઘ. મશરૂવાળા**

# અનુક્રમણિકા

# ૧

# પ્રાસ્તાવિક

## ૧

જેમાં અદ્દ્ભુત રસ ભર્યો હોય એવાં જીવનચરિત્રો આજકાલ લોકપ્રિય થાય છે. મારું લખેલું 'મધમાખીનું જીવન' એ જેમ એ જાતનું જીવનચરિત્ર નહોતું, તેમ આ પુસ્તક પણ એવું નથી. એ પુસ્તકમાં મેં જે જે હકીકતો રજૂ કરી હતી તે એકેએક સાચી છે, એમ તે જંતુના અભ્યાસીઓએ સ્વીકાર્યું છે. એ પુસ્તક લખતી વખતે જે નિયમોને હું વળગી રહ્યો હતો, તે જ નિયમોને આ પુસ્તક લખતી વેળા પણ હું વળગી રહ્યો છું. સાચી ન હોય, પણ આશ્ચર્યકારક લાગે એવી હોય, તેવી એક પણ હકીકત દાખલ કરી પુસ્તકમાં અદ્દ્ભુત રસ જમાવવાની લાલચને મેં પ્રયત્નપૂર્વક દાબેલી છે. ઉંમરે પણ હવે હું વધેલો હોવાથી એવી લાલચ મને હવે ઓછી થાય છે. કારણ, ધીમે ધીમે અનુભવ દરેક માણસને શીખવે છે કે સત્ય જ જગતમાં સૌથી વિશેષ અદ્દ્ભુત છે. બીજી જે વાત અનુભવથી દરેક લેખક શીખે છે તે એ કે લેખકે ચડાવેલો ખોટો ઓપ સૌથી પહેલો ગળી પડે છે, અને પોતે ઘસાઈ જાય તે કરતાં તેનો ઓપ વધારે જલદી ઘસાઈ જાય છે. એથી ઊલટું, જે હકીકતો સાચેસાચી હોય અને જે વિચારો ચોક્કસ તથા સત્યનિષ્ઠામાંથી ઉત્પન્ન થયેલા હોય તે જ, વખત જતાંયે, નવાંના જેવાં જ રહે છે.

આથી મેં એક પણ હકીકત એવી રજૂ કરી નથી કે જે ચોખ્ખી સ્વીકારાયેલી ન હોય, અથવા સહેલાઈથી પુરવાર થઈ શકે એવી ન હોય. જે જંતુનો આપણે અભ્યાસ કરવો છે તેનું જીવન અપરિચિત અને બુદ્ધિને અકળાવે એવું છે; એ કારણથી ઉપલું ધોરણ રાખવું એ લેખકની પહેલી ફરજ છે. અતિશય નિર્દોષ કલ્પના, અલ્પમાં અલ્પ અતિશયોક્તિ, કે જરાક જેટલી પણ અવાસ્તવિક બીના આવા પુસ્તકને સાવ વિશ્વાસ ન મૂકવા જેવું અને માલ વિનાનું કરી મૂકે. હું આશા રાખું છું કે આવી કોઈ ભૂલ મેં કરી નહિ હોય. હા, એવો સંભવ છે ખરો કે જે લેખકોનો મેં આધાર લીધો છે, તેમણે મને કંઈ ભુલવણીમાં નાંખ્યો હોય. આનો પણ મને બહુ સંભવ લાગતો નથી; કારણ, જેઓ નિપુણ જંતુશાસ્ત્રીઓ હોય, કેવળ તટસ્થ અને શોધકબુદ્ધિથી લખનારા હોય, અને શાસ્ત્રીય રીતે તપાસ કરવાની જ જેમણે કાળજી રાખી હોય, એવા જ લેખકોનાં લખાણોનો મેં આધાર લીધો છે. સાધારણ રીતે, આવા લેખકો જે જંતુઓનો અભ્યાસ કરતા હોય છે, તે જંતુની અદ્ભુતતાની તેઓ કદર જ કરી શકતા જણાતા નથી; અથવા, કદર કરતા હોય તોયે તે ઉપર વિચાર કરવાની કે એને વિષે અતિશયોક્તિ કરવાની તેઓ હોંશ ધરાવતા નથી.

સેંકડો સાધારણ પ્રવાસીઓએ પોતાની મુસાફરીનાં વર્ણનોમાં ઊધઈ વિષે ઘણી હકીકતો રજૂ કરી છે, પણ એમાંથી મેં ભાગ્યે જ કાંઈ લીધું છે. કારણ, સામાન્ય રીતે તેમનાં વર્ણનો વિશ્વાસ મૂકવા જેવાં નથી હોતાં. એમાંની ઘણી હકીકતો એમણે જાતે તપાસેલી નથી હોતી, પણ આજુ-

બાજુના લોકો પાસેથી માત્ર સાંભળેલી હોય છે. વળી, તેમાં તેમણે કાંઈક પોતાનો ઓપ પણ ચડાવેલો હોય છે. આમાં મેં ડેવિડ લિવિંગ્સ્ટન જેવા પ્રખ્યાત પ્રવાસીઓનાં પુસ્તકોની બાબતમાં અપવાદ કર્યો છે. તેનું કારણ એ કે આ લેખકો કેવળ મુસાફર જ નહિ, પણ કેળવાયેલા શાસ્ત્રીય શોધકો પણ હતા.

દરેક હકીકત રજૂ કરવામાં હું ટિપ્પણો અને આધારો સહેલાઈથી નોંધી શકત. એમ કરવા બેઠો હોત તો કેટલાંક પ્રકરણોમાં તો એકએક વાક્ય નીચે આવી આધારોની નોંધ આવી હોત. પણ, એથી, ટિપ્પણ દર્શાવનારી જુદી જુદી નિશાનીઓથી જ પુસ્તકનો લેખ ગૂંચવાઈ જાત. એવી નિશાનીઓ ભાતમાં આવતા કાંકરાની માફક વાચકને કંટાળો ઉપજાવે છે. આથી, પુસ્તકને છેડે મેં ઉપયોગી પુસ્તકોની એક સૂચિ આપીને સંતોષ માન્યો છે. આથી ટિપ્પણોની ગરજ સારી પેઠે સરશે; કારણ, મધમાખીની જેમ ઊધઈને લગતું સાહિત્ય હજુ બહુ વિશાળ થઈ ગયું નથી.[1]

---

૧. શરૂઆતમાં જ કાંકરો મૂકવા માટે વાચક મને ક્ષમા કરે. ગુજરાતી અનુવાદમાં ઉપર જણાવેલી સૂચિ આપવામાં મને કાંઈ લાભ જણાયો નહિ. એમાંનાં ઘણાંખરાં લખાણો પુસ્તકો કરતાં જુદાં જુદાં માસિકો વગેરેમાં આવેલા લેખો છે અને અંગ્રેજી, ફ્રેંચ, જર્મન વગેરે ભાષામાં છે. આ પુસ્તક વાંચનારા એ ભાષાઓ ભાગ્યે જ ભણેલા હશે. વળી, તેઓ જંતુશાસ્ત્રનો ખાસ અભ્યાસ કરનારા હોવાનો સંભવ ઘણો ઓછો છે. અભ્યાસીઓ તો મૂળ પુસ્તક જ જોવાના, એટલે એમને એમાંથી સૂચિ પણ મળી રહે. આથી, એ લાંબી યાદી મેં છોડી દીધી છે, અને તેને બદલે પુરવણીરૂપે આ જ પ્રકરણના ત્રીજા પરિચ્છેદનો કેટલોક ભાગ, તથા લેખકોની સૂચિમાં કેટલીક માહિતી આપી સંતોષ માન્યો છે. — અનુવાદક

આટલું હકીકતો વિષે. મેં દરેક સ્થળેથી એ હકીકતો શોધીને ભેગી કરી છે. ઘણી જગ્યાએ એ ગૂંચવાયેલી, અસ્પષ્ટ, સમજાય નહિ એવી, અને છૂટક છૂટક હોવાથી અર્થ વગરની લાગે એવી હતી. 'મધમાખીનું જીવન' એ પુસ્તકની જેમ આમાંયે બીનાઓની ગૂંથણી કરવાનું, બને તેટલી વ્યવસ્થિત રીતે એકત્ર કરવાનું, અને એક બીનાની બીજી બીના પર શી અસર થાય છે તે તપાસવાનું કામ જ મેં કર્યું છે. એમાં મેં ક્યાંક ક્યાંક પ્રસંગોપાત્ત તાત્ત્વિક ટીકા કરી છે. પણ, વધારે મહત્ત્વનું કામ તો ઊધઈ વિષે જણાયેલી સઘળી હકીકતો એક ઠેકાણે ભેગી કરવાનું જ કર્યું છે: કારણ કે, જંતુશાસ્ત્રીને પણ મધપૂડાનો જેટલો અભ્યાસ થયો છે, તેટલો હજુ ઊધઈના ગૂઢ રાફડાનો થયો નથી.

ઊધઈના જીવન વિષે જે તાત્ત્વિક વિચારો મેં દર્શાવ્યા છે, તે જ મારો આ વિષયમાં સ્વતંત્ર ફાળો છે એમ કહું તો ચાલે. વાચક પણ એમાં પોતાનો ફાળો ઉમેરી શકે; કારણ, એમ બને કે વાચક એમાંથી જુદો જ સાર કાઢે. જુદા જુદા લેખકો કોઈ પ્રજા કે દેશના ઇતિહાસનાં જુદાં જુદાં પુસ્તકો લખે છે. એમાં મુખ્ય બીનાઓ તો સરખી જ હોય છે. પણ એમાંથી શો સાર કાઢવો કે મત બાંધવો તે જ દરેક લેખકનો સ્વતંત્ર ભાગ હોય છે. ઊધઈ મનુષ્યથી તદ્દન જુદા પ્રકારનું જંતુ છે. એના જીવન વિષેનું પુસ્તક એક સાવ અજાણી પ્રજાના ઇતિહાસના પુસ્તક જેવું કહેવાય. જેમ અજાણી પ્રજા કોઈ બીજી જ દુનિયામાંથી પૃથ્વી પર આવેલી લાગે છે, તેમ ઊધઈ વિષે પણ કહી શકાય. એવી માનવપ્રજાનો ઇતિહાસ લખવામાં જેવું પદ્ધતિસર અને તટસ્થ

ધોરણ રાખવું ઘટે, તેવું જ આવાં જંતુનો ઇતિહાસ લખવામાંયે રાખવું ઘટે છે.

વાચકને ગમે તો એ આ પુસ્તકને ‘મધમાખીનું જીવન’ એ પુસ્તકની પુરવણીરૂપે ગણે. પણ આ જીવનાં રૂપ, રંગ અને વાતાવરણ જુદા જ પ્રકારનાં છે એ ધ્યાનમાં રાખવું. દિવસ અને રાત, સવાર અને સાંજ, સ્વર્ગ અને નરક જેટલો, એક રીતે, એ બે જંતુઓનાં જીવનમાં ફરક છે. મધમાખીના જીવનમાંયે અદ્ભુત અને કરુણરસ છે ખરા; પણ, બહુ જ ઊંડા ન ઊતરીએ તો, મધમાખી વિષે પહેલી છાપ એવી પડે છે કે એનું જીવન એટલે પ્રકાશ, વસંત, ઉનાળો, ઉષ્ણતા, સુગંધ, આકાશ, પાંખો, રંગ, ઝાકળ અને સુખનો જ મેળો; જાણે પૃથ્વી પર અનુપમ આનંદ ભોગવતું જીવતર. એથી ઊલટું, ઊધઈના જીવન વિષે પહેલી છાપ ઊઠે છે તે ગાઢ અંધકારની; જાણે પૃથ્વીના પડ નીચે જુલમી, ક્રૂર તથા નીચ અને ચીતરી ચડે એવા લોભનું રાજ્ય ચાલી રહ્યું હોય; જાણે અંધારી ઓરડીમાં પુરાયેલા કેદીનું વાતાવરણ હોય; જાણે ગુનેગારોનાં આશ્રમ અથવા કબ્રસ્તાન હોય. પણ એ સાથે જ એ જીવનની ઊલટી બાજુયે છે. એ ઉચ્ચ દૃષ્ટિથી તપાસીએ તો ઊધઈનું જીવન જાણે એક હદ વિનાનો અને કદી પૂરો ન થનારો આત્મબલિદાનનો હવન ચાલી રહ્યો હોય તેવું લાગે છે. એ યજ્ઞમાં દરેક ઊધઈ પૂર્ણ એકરાગ અને સંપથી, બહાદુરીથી અને અક્કલહોશિયારીથી, કોઈ ચોક્કસ હેતુ અથવા આદર્શથી પ્રેરાઈ પોતાની જાતનું અખંડ બલિદાન આપતી હોય એમ દેખાય છે. મધમાખીના જીવનમાં બાહ્ય સુંદરતાનું આકર્ષણ છે; ઊધઈમાં એ નથી: ઊલટી ચીતરી છે.

પણ એના જીવનની ઉપર કહેલી બીજી બાજુ એ ખોટનો બદલો વાળતી જણાય છે. એવા યત્નમય જીવનની આકૃતિ બનતા હોવાને લીધે, એ જીવો માણસની સાથે વધારે મળતા–જાણે લગભગ આપણા ન્યાતીલા હોય એવા–જણાય છે. વળી બીજી કેટલીક બાજુથી તપાસીએ તો આ દુર્ભાગી જંતુ અને માણસજાત વચ્ચે જેટલું સરખાપણું લાગે છે, તેટલું મધમાખી કે પૃથ્વી પરનાં કોઈ બીજાં પ્રાણી અને માણસ વચ્ચે લાગતું નથી. માનવીઓ માટે ભાવિમાં શું નિર્માયું છે તેની, જાણે, આગાહી આપનાર દૂતો હોય, જાણે આપણને ચેતવવા માટે આગળથી આપણું નાટક ભજવતાં હોય, તેવાં તે માલૂમ પડે છે.

૨

ભૂસ્તરશાસ્ત્રીઓ તેમ જ જંતુશાસ્ત્રીઓનો તર્ક એમ પડે છે કે માનવજીવનની પૃથ્વી પર શરૂઆત થઈ તેની પૂર્વે લગભગ એક કરોડ વર્ષ પર ઊધઈના જીવનની શરૂઆત થઈ હશે. આવા તર્કો સાબિત કરી શકાય એવા નથી હોતા; અને વળી આ બાબતો એવી છે કે એમાં જુદા જુદા વિદ્વાનોમાં પણ એક મત હોતો નથી. કેટલાક લેખકો કહે છે કે ઊધઈનું અસ્તિત્વ પહેલા કલ્પમાં (આશરે કરોડેક વર્ષ ઉપર) હતું; વળી બીજા કેટલાક બીજા કલ્પમાં (આશરે ૪૦ થી ૫૦ લાખ વર્ષ ઉપર) એની પહેલી હયાતી ઠરાવે છે; અને ત્રીજા પ્રકારના લેખકો એ ત્રીજા કલ્પમાં જ (આશરે ૫ થી ૧૦ લાખ વર્ષ ઉપર) અસ્તિત્વમાં આવી એમ કહે છે. જમીનમાં જ્યાં કેરબા (amber)ના અવશેષો મળી આવે છે, તેની પાસે જુદી જુદી લગભગ દોઢસો જાતની ઊધઈઓનાં ચિહ્નો

શોધવામાં આવ્યાં છે. આથી, આ બાબતમાં કાળનો ઘણો ચોક્કસ નિર્ણય થઈ ન શકે તોયે, એટલું તો ખરું જ કે ઓછામાં ઓછાં પાંચદશ લાખ વર્ષોથી ઊધઈનું જીવન ચાલતું આવ્યું છે. આટલી હકીકત સામાન્ય વાચક માટે પૂરતી ગણાય.

ઊધઈની જીવનપદ્ધતિ અને સમાજરચના પૃથ્વી પર સૌથી જૂનામાં જૂની, સૌથી વધારે ચકિત કરનારી, અટપટી અને ચતુરાઈભરેલી છે. એક રીતે જુઓ તો અનેક મુશ્કેલીઓ વચ્ચે જીવન નભાવવા માટે એ પદ્ધતિ સૌથી વધારે ડાહી અને ઘટતી છે. એ જીવનપદ્ધતિ વૃકોદરી (ભૂખ્યા વરુ જેવી ઝનૂની અને ખાઉધરી), નિર્દય અને ઘૃણા ઉપજાવે એવી લાગે છે, એ સાચું; પણ, છતાં, માખીની, કીડીની કે માણસનીયે જીવનપદ્ધતિ કરતાં એ અનેક રીતે ચડિયાતી છે.

૩

(ઊધઈને લગતાં પુસ્તકોનો ભંડાર હજુ કીડી કે મધમાખીને લગતાં પુસ્તકો જેટલો વિશાળ થયો નથી. મેટરલિંકે આ પરિચ્છેદમાં એ વિષય ઉપરના મોટા મોટા લેખકોની માહિતી અને એ શાસ્ત્રનો ટૂંકો ઇતિહાસ આપ્યો છે. કેટલાક વાચકોને એવી માહિતી રસિક અને ઉપયોગી લાગે ખરી, પણ સામાન્ય વાચકને એથી કંટાળો આવવાનોયે સંભવ છે. આથી અનુવાદકે એટલો ભાગ પુરવણી તરીકે પાછળ આપ્યો છે.)

ચોપાંખાં જંતુઓ (૬૦) વિષેના સાહિત્ય સાથે ઊધઈ વિષેનું સાહિત્ય સરખામણીમાં ઊતરી શકે એટલું નથી. છતાં,

એ જીવોની રાજપદ્ધતિ, નિર્વાહપદ્ધતિ અને સમાજપદ્ધતિની મુખ્ય મુખ્ય બાબતો જાણી શકાય એટલું તો થયું છે. અથવા, એમ કહો કે, જે રીતે મનુષ્યસમાજ આજે જીવન ગાળી રહ્યો છે, તે રીતે જોતાં (એમાં એ વેળાસર ફેરફાર ન કરે તો) મનુષ્યજાતિ માટે કેવી જાતનું ભાવિ આવવાનું છે તેની આગળથી સૂચના એમાંથી મળે, એટલું આપણે ઊધઈ વિષે જાણી શક્યાએ એમ છે. એના જીવનના અભ્યાસમાંથી આપણને કેટલીક રસભરી સૂચનાઓ મળી શકશે અને કાંઈક બોધ પણ મળશે. હું ફરીથી કહું છું કે ઊધઈ સિવાય બીજું કોઈ પણ જંતુ પૃથ્વી પર હયાતી ધરાવતું નથી કે જે મનુષ્યથી અતિશય અલગ પ્રકારનું છતાં એને વધારેમાં વધારે મળતું હોય અને જે એટલું કરુણા ઉપજાવનારું, એટલું આશ્ચર્યકારક અને એટલું બધું, જાણે, માણસ સાથે ભાઈબંધી રાખનારું હોય. કીડી અને મધમાખીની જીવનવ્યવસ્થા માણસ સાથે કાંઈક મળતી આવે છે ખરી, પણ તેયે ઊધઈના જેટલી નહિ.

માનવસમાજ ભવિષ્યમાં કેવું સ્વરૂપ લેશે તેનો ચિતાર આપવા ઘણા ગગનવિહારીઓ પ્રયત્ન કરે છે. આપણું માથું ભમી જાય એવી રોમાંચકારી આગાહીઓ તેઓ કરે છે. પણ આપણી નજર તળે જ એટલો જ વિચિત્ર અને અકળાવનારો જીવનનો નમૂનો પડેલો છે અને, સંભવ છે કે, આપણા ભવિષ્યનું દર્શન આપણને કરાવી રહ્યો છે. કવિની કલ્પનામાંથીયે કે કદાચ કોઈ બીજી દુનિયામાંયે આવું અદ્ભુત ચિત્ર આપણને જોવા નહિ મળે!

૪

મધમાખી કે કીડીની જેમ ઊધઈ એ ચોપાંખું જંતુ નથી. જંતુઓના કયા વર્ગમાં એની ગણના કરવી એ બાબત હજુ નિશ્ચય થયો નથી. પણ, સામાન્ય રીતે, એની પાંખાળાં જંતુઓમાં ગણના થાય છે. સાચું જોતાં, એને સમ-પાંખાં જંતુઓના (૬૧) જુદા જ વર્ગમાં ગણવી જોઈએ. કેટલાક એની સમાજ બાંધીને રહેવાની ટેવને લીધે એને ચોપાંખી જાતનું જ ગણે છે.

મોટી ઊધઈ કેવળ ગરમ પ્રદેશોમાં જ થાય છે. જ્યાં બહુ જ ગરમી પડતી હોય ત્યાં કે તેની નજીકના દેશોમાં. અંગ્રેજીમાં એને ધોળી કીડી કહે છે. પણ સાચું પૂછતાં એનો રંગ ભાગ્યે જ સાવ ધોળો હોય છે. આજુબાજુની માટીના રંગને મળતો રંગ એ ધારણ કરે છે એમ કહેવાને હરકત નથી. એની જુદી જુદી જાતો પ્રમાણે એની લંબાઈ ⅙ ઇંચથી માંડીને લગભગ અડધા ઇંચ જેટલી થાય છે. એટલે કે, કેટલીક વાર, એ ઘરની માખી જેટલી મોટી હોય છે. આપણે આગળ જોઈશું તેમ એની આકૃતિમાં અનેક પ્રકારો હોય છે. છતાં ઊધઈના મોટા વર્ગની આકૃતિ બેડોળ દોરેલી કીડીના જેવી કહી શકાય. એનું પેટ આડી લીટીઓવાળું, નરમ અને લગભગ ઇયળના જેવું હોય છે.

આપણે એ પણ જોઈશું કે જીવન ટકાવવા માટે જેની પાસે ઓછામાં ઓછાં કુદરતી સાધનો હોય એવાં ઊધઈ જેવાં પ્રાણીઓ જવલ્લે જ છે. મધમાખીની જેમ એને દંશનો કાંટો નથી, કીડીની જેમ છાતીના રક્ષણ માટે ભીંગડાનું કઠણ કવચ નથી; — અને કીડી તો એનો કટ્ટામાં કટ્ટી દુશ્મન છે.

સામાન્ય રીતે એને પાંખો નથી હોતી; અને ક્વચિત્ જ્યારે પાંખો આવે છે ત્યારે, જાણે, એની ક્રૂર મશ્કરી કરી એનો વિનાશ કરવા માટે જ એને તે મળતી હોય એમ લાગે છે. શરીરમાં ભારે અને ચપળતા વિનાની હોવાથી એ ઊડીને કે નાસીને પોતાની જાતને ભયમાંથી બચાવી શકતી નથી. ઇયળની માફક એ સહેજમાં મરી જાય એવી નાજુક છે; જીવજંતુ ખાનારાં દરેકેદરેક પક્ષી, કીડા અને જીવડાં એનો શિકાર કરે છે. એક બાજુથી એ કેવળ ગરમ દેશમાં જ જીવી શકે છે; અને બીજી બાજુથી એનું કમભાગ્ય એવું છે કે સૂર્યનાં કિરણ લાગતાં જ એનો નાશ થાય છે. ભેજવાળી હવા વિના એને ચાલતું નથી; છતાં, એને જે દેશોમાં વસવું પડે છે તેમાંના ઘણાક ભાગોમાં સાતઆઠ મહિના સુધી વરસાદનું એક ટીપુંયે પડતું નથી. ઊધઈની બાબતમાં તો કુદરત—જેટલી મનુષ્ય પ્રત્યે તેટલી જ લગભગ—તેની પ્રત્યે, જાણે એ એની શોકની પ્રજા હોય, જાણે એની ઠેકડી કરવા માગતી હોય, તેવી અન્યાયી, દુષ્ટ સ્વભાવની, તોરીલી અને દગાખોર માલૂમ પડે છે. પણ જાણે કોઈ ભૂલથી, તમાશો જોવાની ઇચ્છાથી, કે કેવળ બેદરકારીથી, જેમ કોઈ સાવકી મા એકાદ ઉપયોગી સાધન સાવકાં બાળકો પાસે રહેવા દે, તેમ તેણે માણસ તથા ઊધઈ પાસે એક સાધન રહેવા દીધું છે. અને તેનો લાભ એ બંનેએ પોતાનું જીવન નભાવવામાં કુશળતાપૂર્વક લીધો છે. ઊધઈએ તો તેમ કરવામાં કેટલીક વધારે ચાલાકી પણ બતાવી છે. એ સાધન અદૃશ્ય છે. ઊધઈમાં એ એની સહજબુદ્ધિ અથવા નૈસર્ગિક પ્રેરણા કહેવાય છે, અને માણસમાં એ એની વિચારશક્તિ અથવા બુદ્ધિ કહેવાય છે. એ બે વચ્ચે ભેદ પાડવાને

કાંઈ ખાસ આધાર છે એમ જણાતું નથી. પણ વિદ્વાનોએ એવા ભેદ પાડવાનો આગ્રહ બતાવ્યો છે, માટે હું એ જુદા શબ્દો વાપરું છું. આપણે આગળ જોઈશું તેમ એ અદૃશ્ય શક્તિનું ચોક્કસ સ્વરૂપ શું છે તે પણ સમજી શકાતું નથી; પણ તે શક્તિ વડે ઊધઈએ પોતાના જીવનમાં એવો ફેરફાર કરી નાંખ્યો છે અને એવાં સાધનો ખોળી કાઢ્યાં છે કે તે, બીજાં પ્રાણીઓની જેમ, માત્ર કુદરતી બક્ષિસો છે એમ ન કહી શકાય, પણ, માણસની જેમ, બુદ્ધિથી શોધેલાં જ કહેવાં જોઈએ. એ જ શક્તિ વડે એણે પોતાની જીવનવ્યવસ્થા રચી છે, નાશ ન કરી શકાય એમ પોતાની સ્થિતિ મજબૂત કરી છે, અને પોતાના નિવાસમાં જીવન નભે તેટલાં ગરમી અને ભેજ હંમેશાં રહ્યાં કરે એવી રીત શોધી છે. એ શક્તિથી એણે પોતાનું ભવિષ્ય પાકે પાયે ઘડ્યું છે, પોતાની પ્રજાને ગમે તેટલી વધારી શકાય એવી શક્તિ પ્રાપ્ત કરી છે, અને ધીમે ધીમે પૃથ્વીતળનાં સર્વે પ્રાણીઓ અને સામ્રાજ્યો કરતાં પોતાની સત્તા વધારેમાં વધારે જમાવી છે, અને એના પાયા વધારેમાં વધારે સ્થિર, મજબૂત અને ઊંડા નાંખ્યા છે.

આ કારણથી, કોઈક વાર અત્યંત તિરસ્કાર ઉપજાવે એવું, અને કોઈક વાર 'વાહ વાહ' કરાવે એવું આ જંતુઓનું જીવન મને ઘડીભર અભ્યાસ કરવા જેવું લાગ્યું. સર્વે જીવતાં પ્રાણીઓમાં એ જ એક એવું જંતુ મારી નજરે પડ્યું કે જેની કુદરતી અનુકૂળતાઓ માણસના જેવી જ અલ્પ હોવા છતાં તેણે એક એવા પ્રકારની જીવનપદ્ધતિ નિર્માણ કરી છે કે જે, કેટલીક બાબતોમાં, મનુષ્યની સુધરેલામાં સુધરેલી જીવન-પદ્ધતિ કરતાં જરાયે ઊતરતી ગણી ન શકાય.

## ૨

# રાફડો

## ૧

ઊધઈની લગભગ બારસોથી પંદરસો જુદી જુદી જાતો છે.[1] તેઓ એક બીજાથી બહુ જ જુદા જુદા પ્રકારની અને વિચિત્ર હોય છે. દાખલા તરીકે: કેટલીક જાતો પોતાના રાફડાની ઊંચી ઊંચી ટેકરીઓ બનાવે છે (૪); કેટલીક જાતની ઊધઈના સૈનિકોની સૂંઢમાં પિચકારીની રચના હોય છે (૫, ૧૬, ૧૯, ૨૫ ઇ.); કેટલીક જાત કોઈ વાર ખુલ્લામાંયે રહે છે, અને લાંબી લાંબી હારોમાં આજુબાજુ પોતાના સૈનિકોને ગોઠવી જંગલને ઓળંગી જાય છે (૨૨, ૩૦); કેટલીક જાતની ઊધઈના સિપાઈઓ ઇરાદાપૂર્વક લીલાં ઝાડો પર હુમલો કરે છે (૨૦); કેટલીકના સૈનિકો એક પ્રકારનો અતિ વિલક્ષણ તાલબદ્ધ અવાજ કરે છે (૯); વળી, કોઈકનાં જડબાં બકરીનાં શિંગડાં જેવાં હોય છે, અને તે કમાનની

---

૧. આમાંની કેટલીક પ્રસિદ્ધ જાતોનાં શાસ્ત્રીય નામો મેટરલિંકે આપ્યાં છે, પણ સામાન્ય વાચકને એ નામોથી કાંઈ બોધ થાય એમ ન હોવાથી મેં તે નામો ગાળ્યાં છે, અને કેટલીકનું સામાન્ય વર્ણન જ અહીં આપ્યું છે; તથા છેવટે આપેલી સૂચિમાં તેમાંની કેટલીકનું શાસ્ત્રીય નામ આપી, તેનો ક્રમાંક એ વર્ણનની સાથે કૌંસમાં મૂક્યો છે. —અનુવાદક

માફક દબાઈને લગભગ ચારથી આઠ ઇંચ જેટલો ઠેકડો મારવાની એને શક્તિ આપે છે (૮).

વાચકે એક વાત યાદ રાખવી જોઈએ કે ઊધઈ યુરેપમાં જાણીતી નથી; અને, જ્યાં એ વસે છે ત્યાં પણ હંમેશાં અદસ્યપણે પોતાનું જીવન ગાળે છે. વળી, એનો અભ્યાસ થોડા સમયથી જ શરૂ થયો છે, અને તેથી અપૂર્ણ છે. એના જીવનની ઘણી બાબતો વિષે હજુ ચોક્કસ જાણ થઈ નથી, અને એના રાફડાનો ભેદ હજુ ખુલ્લો પડ્યો નથી.

વળી ઊધઈવાળા ખંડોમાં યુરેપમાં છે તેવા જંતુ-શાસ્ત્રીઓ થોડા વસે છે એ મોટી મુશ્કેલી છે. તે ઉપરાંત પણ જ્યાં સુધી અમેરિકાના અધ્યાપકોએ એ વિદ્યામાં રસ લેવા માંડ્યો નહોતો, ત્યાં સુધી ઊધઈ પ્રયોગશાળાનું જંતુ થયું નહોતું. આથી, જેમ કૃત્રિમ મધપૂડા કે કાચનાં ઘરોમાં રાખી માખી કે કીડીનો અભ્યાસ કરાય છે, તેમ એનો અભ્યાસ થઈ શકતો નહોતો. વળી, ફોરેલ, જેનેટ વગેરે પ્રસિદ્ધ જંતુશાસ્ત્રીઓને ઊધઈ પર ધ્યાન આપવાનો પૂરતો પ્રસંગ મળ્યો નહોતો. આટલેથી મુશ્કેલીઓનો અંત આવતો નથી. જો કોઈ જંતુશાસ્ત્રીના કબાટમાં ઊધઈ પેસે, તો સામાન્ય રીતે, એ કબાટનો નાશ કરવા માટે જ. વળી, રાફડાની અંદરના પદાર્થો બહાર કાઢવાનું કામ સહેલુંયે નથી, અને ગમે એવું પણ નથી. કુહાડીનું પોલાદ પણ એની મજબૂત દીવાલોથી ભાંગી જાય છે, અને તેથી એ રાફડા સુરંગથી તોડવા પડે છે. ઘણી વાર બીક કે વહેમને લીધે એ પ્રદેશના વતનીઓ જંતુશોધકને મદદ કરવા તૈયાર થતા નથી. કોંગોમાં પ્રવાસ કરનારો ડૂવિલ નામનો લેખક વર્ણવે

છે કે એને ઊધઇનો અભ્યાસ કરવા માટે ચામડાનાં કપડાં પહેરવાં પડતાં અને મોઢું ઢાંકી દેવું પડતું; નહિ તો ઊધઈના હજારો સિપાઈઓ એને વળગી પડે અને એના ચટકામાંથી છૂટી શકાય જ નહિ. એમ કરતાં વળી રાફડો ઉઘાડવામાં કોઈ ફાવીયે જાય, તોયે તેમાં તે વખતે ભય અને ગભરાટ ફેલાયેલા હોય; એટલે, ઊધઈના નિત્યજીવનનો ભેદ પામી શકાય નહિ. આ ઉપરાંત, ગમે તેટલું કરો તોપણ જમીનની નીચે કેટલાયે વાર ઊંડા રહેલા ઊધઈના છૂપામાં છૂપા ભોંયરા સુધી તો પહોંચી શકાતું જ નથી.

ચાર્લ્સ લેસ્પેઝ નામના એક ફ્રેંચ જંતુશાસ્ત્રીએ યુરોપની એક ઊધઈની જાતનો આશરે સિત્તેર વર્ષ પહેલાં સારો અભ્યાસ કર્યો હતો. પણ એ જાત બહુ ઝીણી અને, કદાચ, પતિત દશામાં આવેલી છે. એનો કીડી સાથે ભુલાવો થઈ જાય એવું છે, જોકે તેનો રંગ સહેજ પીળાશ પડતો લગભગ પારદર્શક હોય છે. સિસિલીના કેટાનિયા જિલ્લામાં એ સામાન્યપણે મળી આવે છે, પણ એનો ઘણો ફેલાવો બોર્ડોની આજુબાજુનાં જંગલોમાં છે, અને ત્યાં એ જૂનાં પાઈન વૃક્ષનાં ઠૂંઠાંઓની આસપાસ વળગેલી હોય છે. ઉષ્ણ પ્રદેશમાં વસતી તેની બીજી ન્યાતીલીઓથી ઊલટું, એ ઘરોમાં ભાગ્યે જ આવે છે અને એનાથી થતા ઉપદ્રવો પ્રમાણમાં નજીવા છે. કદમાં એ ઝીણી કીડી જેટલી હોય છે, નિર્માલ્ય દેખાય છે, અને નાજુક, સંખ્યામાં થોડી, નિરુપદ્રવી, અને લગભગ કોઈ પણ જાતનાં આત્મરક્ષાનાં સાધનો વિનાની છે. ઊધઈ જાતની એ પછાત કોમ કહી શકાય. જે બીજી ઊધઈની જાતનું (૨૩) આગળ વર્ણન આવશે, તેના કોઈ વંશની, વિખૂટી પડી

જવાથી નબળી થઈ ગયેલી, કદાચ, એ એકાદ શાખા હોય. ગમે તેમ હોય, ગરમ દેશમાં ઊધઈનાં જે મોટાં સામ્રાજ્યો છે તેનો એ ઝાંખો જ ખ્યાલ આપી શકે એમ છે.

૨

કેટલીક ઊધઈઓ ઝાડનાં થડને અંદરથી પોલાં કરી નાંખે છે, અને તેનાં મૂળ સુધી પહોંચે એવી નાળો બાંધીને રહે છે. કેટલીક ઊધઈઓ (ફ. ૧ જેવી) પોતાના રાફડા ડાળીઓમાં રચે છે અને તેને એવા સખત બનાવે છે કે ભારેમાં ભારે વાવાઝોડાં પણ તેને તોડી શકતાં નથી. એને પાડવા હોય તો ડાળીઓને જ કરવતથી વહેરવી પડે. પણ ઊધઈની પ્રાચીન અને મોટા ભાગની જાતો જમીનની નીચે જ રહેઠાણ કરે છે. આ રહેઠાણોની રચના બહુ જ વિસ્મય પમાડનારી અને અતિશય વિચિત્ર પ્રકારની હોય છે. દરેક દેશમાં એ રચનાનો પ્રકાર જુદી જુદી જાતનો માલૂમ પડી આવે છે, અને એક જ દેશમાંયે ઊધઈની જાત અને આજુ-બાજુના સંજોગો અને સાધનો અનુસાર એ રચના જુદી જુદી જાતની બને છે. નવી નવી રચનાઓ શોધવામાં આ જંતુની કુશળતા અપાર છે, અને સંજોગોને અનુકૂળ ઝપાટાબંધ ફેરફાર કરી શકે છે. આ બાબતમાં ઑસ્ટ્રેલિયાની ઊધઈઓ અતિશય ધ્યાન ખેંચનારી છે, અને સૅવિલ-કૅન્ટે પોતાના દળદાર પુસ્તકમાં એના કેટલાક આશ્ચર્યકારક ફોટા આપેલા છે. કેટલીક વાર એના રાફડા તળિયા આગળથી ત્રીસ ફૂટના ઘેરાવાવાળા, દશબાર ફૂટ ઊંચા, સાદા, કરચલી પડી હોય તેવા ટેકરા જેવા જણાય છે; જાણે ઉપરનું શિખર તોડી પાડેલાં અને ટીપેલાં ખાંડનાં ચોસલાં ન હોય! બીજી

જગ્યાએ, સુકાઈ ગયેલા કાદવના મોટા ઢગલા જેવા, અથવા જાણે ઉત્તર દિશાના ઠંડા પવનથી એકાએક જામી ગયેલી રેતીના ઢગલા જેવા દેખાય છે. કેટલીક જગ્યાએ એનો દેખાવ, જાણે ચાક કે ચૂનાના ક્ષારોના જંગી ખડકોમાંથી કોતરેલી ગુફાઓ હોય અને તે મેશથી કાળી પડી ગઈ હોય તેની માફક, ભેજવાળા મેલા ચાકના ઢગલા જેવો હોય છે. વળી કેટલીક જગ્યાએ એ રાફડા જંગલી અને એકાંતમાં રહેનારી મધમાખોના બેડોળ આકૃતિના, પણ એનાથી લાખો ગણા મોટા, મધપૂડા હોય તેવા દેખાય છે. અન્ય ઠેકાણે, જાણે શેવાળના હારબંધ એક પર એક ચડાવેલા પડના ઢગલા જોઈ લો. અથવા, જાણે એકબીજા સાથે વિચિત્ર રીતે સાંધી દીધેલી, રાક્ષસી કદની પાણી-ચૂસ વાદળીઓ જ! અથવા જાણે સૂકા ઘાસ કે કણસલાંની, પાણીથી વીખરાઈ ગયેલી ગંજીઓ! અથવા કેટલીક જગ્યાએ, જેમ નૉર્મન્ડી, પિકાર્ડી કે ફ્લૅન્ડર્સના ખેડૂતો જુદી જુદી તરેહની ગંજીઓ ઊભી કરે છે તેમ, દરેક રાફડાની જુદી જ તરેહ હોય છે. આ રાફડામાંનો એક ખાસ ધ્યાન ખેંચનારો પ્રકાર ધ્રુવ-માછલી રાફડા (૧૦,૨૪,૨૬) નામનો છે. એને એવું નામ આપવાનું કારણ એ છે કે એ બરાબર ઉત્તર-દક્ષિણ દિશામાં બાંધેલા હોય છે, અને તેનો પહોળો ભાગ દક્ષિણ તરફ અને સાંકડો ભાગ ઉત્તર તરફ હોય છે. જંતુશાસ્ત્રીઓ આ વિલક્ષણતા વિષે જુદી જુદી કલ્પનાઓ દોડાવે છે, પણ હજુ કાંઈ ચોક્કસ કારણ શોધી શક્યા નથી. આ રાફડાઓની સોય જેવી અણીઓ, અણિયાળાં શિખરો, ઊડતા જેવા ઝરૂખાઓ, અસંખ્ય આધારસ્તંભો તથા ઝૂકી આવતી અગાશીઓને

લીધે, જાણે એ જર્જરિત થયેલાં ખ્રિસ્તી દેવળો, અથવા (પ્રસિદ્ધ ચિત્રકાર) ગુસ્ટેવ ડોરેનાં ચિત્રોમાં દેખાતા ખંડિયેર કિલ્લાઓ, અથવા (મહાન લેખક) વિકટર હ્યુગોએ વર્ણવેલાં શાહીના કે કાદીના કાઢાના ટીપામાંથી રચેલાં ગંધર્વનગરો હોય તેવા દેખાય છે. કેટલાકની આકૃતિ વિશેષ દમામદાર હોય છે; એ જાણે ઝૂલતા મિનારાઓનો જ સમૂહ જોઈ લેવો. એ એટલા ઊંચા હોય છે કે ઘોડેસવાર પોતાના ભાલાની અણીથી પણ એની ટોચને અડી ન શકે, કેટલીક વાર તો એ અઢાર ફૂટ જેટલા ઊંચા થાય છે, અને જાણે સેંકડો વર્ષના કાળના ઘસારાથી જીર્ણ થયેલા મિસરના પિરામીડ કે શંકુઓનાં કેવળ ખોખાં રહ્યાં હોય એવા દેખાય છે.

રાફડાઓનો બાહ્ય દેખાવ વિચિત્ર હોવાનું કારણ એ છે કે ઊધઈ પોતાનાં મકાનો, આપણી માફક બહારથી નહિ પણ અંદર રહીને જ રચે છે. આંધળી હોવાથી એના મકાનનો આકાર કેવો હોય છે તે એ જોઈ શકતી નથી. બાહ્ય દેખાવ સાથે એને સંબંધ પણ નથી; અંદરની સગવડ સાથે જ એને નિસબત છે. એને આંખો હોત તોયે, એ કદી બહાર નીકળતી ન હોવાથી, બાહ્ય સૌંદર્યની એ કદર પણ કરી શકત નહિ. અંદરથી અંધારામાં ફાંફાં મારતી એ કેવી રીતે પોતાની રચના કરવા માંડે છે, એ ભેદ હજુ કોઈ ઉકેલી શક્યું નથી. માનવી મિસ્ત્રીઓ તો એ રીતે બાંધકામ કરવાની હિંમત જ કરે નહિ. રાફડાનું બાંધકામ અંદરથી કઈ રીતે ચાલે છે તે કોઈ જોવા પામ્યું નથી. પ્રયોગશાળામાંયે એનું નિરીક્ષણ કરવું મુશ્કેલ થાય છે; કારણ કે, એને કાચમાં રાખો તોયે તે તુરત જ પોતાનો કોલ (સિમેન્ટ) કાચ ઉપર પાથરી દે છે, અથવા એક જાતના

ખાસ પ્રવાહીથી કાચને આંધળો બનાવી દે છે. ઊધઈનું ખાસ રહેઠાણુ પૃથ્વીની નીચે છે એ યાદ રાખવું જોઈએ. પ્રથમ એ ભોંયને ખણે છે, પછી તેને પોલી બનાવે છે. બહાર જે ટેકરો બને છે, તે તો ખોદી કાઢેલી માટીમાંથી ન છૂટકે રચાતું બાંધકામ છે; એ એનો વધારાનો ભાગ અને કાઢી નાંખેલા કચરામાંથી બાંધેલો ગણી શકાય. પોતાની વસતીની જરૂરિયાત મુજબ એ ઊંચો કરેલો કે ફેલાવેલો હોય છે.

છતાં, પ્રોવેન્સના જંતુશાસ્ત્રી બગ્નિયને ચાર વર્ષ સુધી લંકાના રાફડાઓનો જે અભ્યાસ કર્યો છે, તે ઉપરથી ઊધઈની બાંધકામ કરવાની રીતનો કાંઈક ખ્યાલ આવે છે. આ ઊધઈ (૧૬) નારિયેળીમાં વસે છે અને એના સૈનિકો પિચકારીવાળા હોય છે. (એ પિચકારી શું છે તે આપણે આગળ જોઈશું.) એને વિષે બગ્નિયનનું વર્ણન નીચે પ્રમાણે છે :

“આ જાત પોતાનું જાળું પૃથ્વીની નીચે, નારિયેળીનાં મૂળિયાં તળે, અથવા, કોઈ વાર કિતૂલના ઝાડ તળે કરે છે. મૂળથી માંડીને ઠેઠ ઊંચે ડાળીઓ સુધી પહોંચતી ભૂરાશ પડતી નળીઓ પરથી તેને ઊધઈ લાગ્યાનું પરખાઈ આવે છે. આ નાળો લગભગ પેનસિલના જેવડી જાડી હોય છે, અને ખોરાક માટે ટોચ સુધી જાય છે. કીડીના હુમલાથી સિપાઈ-તથા મજૂર-ઊધઈઓના રક્ષણ માટે બનાવેલી તે પોકળ નળીઓ હોય છે.

“જંતુઅભ્યાસી માટે આ નળીઓ મહત્ત્વનો પદાર્થ છે. લાકડાની તથા માટીની રજનું કોઈ ચીકણા પ્રવાહી સાથે ભેળવેલું એ મિશ્રણ છે. ચપ્પુથી એવી એકાદ નળીનો

થોડો ભાગ ખુલ્લો કરીને, સૂક્ષ્મદર્શક કાચની મદદ વડે, એ ભાગની કેવી રીતે દુરસ્તી કરવામાં આવે છે તે તપાસી શકાય.

"આવો એક પ્રયોગ સીનિગોડાના બગીચામાં તા. ૧૯મી ડિસેંબર ૧૯૦૯ને દિવસે કરવામાં આવ્યો હતો. ઉઘાડ હતો, અને સવારના આઠ વાગ્યાનો વખત હતો. બહારની ઉષ્ણુતાનું માપ ૭૭° (ફારેનહાઈટ) હતું. પૂર્વ તરફની નળી બરાબર સૂર્યના તાપમાં જ હતી. મેં લગભગ એક તૃતીયાંશ ઇંચ જેટલું નળીમાં ભંગાણ પાડયું. એકદમ આશરે દશબાર સિપાઈઓ ભંગાણના મુખ આગળ આવી પહોંચ્યા. સહેજ આગળ વધીને જે શત્રુ આવે તેની સામે થવા માટે પોતાનાં માથાં બહારની બાજુએ રહે એ રીતે એ કુંડાળામાં ગોઠવાઈ ગયા. પા કલાક પછી પાછા આવી મેં તપાસ્યું તો બધી ઊધઈ પોતાની નાળમાં (નીચેની બાજુએ) પહોંચી ગયેલી અને ભંગાણની દુરસ્તી કરવા માટે તનતોડ મહેનત કરતી માલૂમ પડી. ભંગાણના મુખ આગળ જ સિપાઈઓની એક હાર ગોઠવાયેલી હતી. તેમનાં માથાં બહાર અને શરીર અંદરની બાજુએ હતાં. તેઓ પોતાના અડિયાને (મૂછોના વાળને) ઝપાટાબંધ હલાવતા હતા, અને ભંગાણની બાજુઓને ચાવીને તેને પોતાની લાળથી ભીંજવતા હતા. નાળીની બાકીની દીવાલો કરતાં આ ભાગનો રંગ ભેજને લીધે વધારે ઘેરો થયેલો દેખાઈ આવતો હતો. થોડી વારમાં મજૂરઊધઈ આવી લાગી. પહેલાં, તેણે પોતાના અડિયાથી જગ્યાની, જાણે, તપાસ કરી લીધી. પછી, એકાએક ઊલટી ફરી અને પોતાના મળદ્વારમાંથી ઘેરા પીળા રંગનું એક ઘાટું ટીપું ભંગાણની જગ્યાએ મૂકયું. તેની પાછળ અંદરથી એક

બીજી મજૂરણુ આવી. એના મોંમાં રેતીની રજ જણાતી હતી. રેતીની રજનો ઉપયોગ ઈંટ દાખલ હતો. જે જગ્યાએ પેલું ટીપું પાડેલું હતું તેની ઉપર એ રજ ચોંટાડવામાં આવી.

"આ ક્રિયા આ જ ક્રમમાં પદ્ધતિસર થવા માંડી. અડધો કલાક સુધી મેં જોયા કર્યું. વારાફરતી એક મજૂરઊધઈ આવે, ભંગાણુની જગ્યા તપાસે અને ઝીણું પીળું ટીપું પાડી જાય; તેની પાછળ બીજી આવે અને રેતીની રજ ત્યાં ચોટાડી જાય. આમ ક્રમવાર ચાલે. કોઈક વાર કેટલીક ઊધઈ રેતીની રજને બદલે લાકડાની રજ લઈ આવતી. સિપાઈઓ પોતાના અડિયા હલાવતા અટકતા જ નહિ. મજૂરોના રક્ષણુ માટે અને તેમને કામમાં દોરવા માટે એમને નીમવામાં આવ્યા હોય એમ લાગતું હતું. જેમ જેમ દુરસ્તી થતી જાય, તેમ તેમ તેઓ મુખ તરફ આવ્યા કરતા હતા. જેવી મજૂરણુ આવે કે તુરત જ તેને માર્ગ કરી આપતા હતા, અને ક્યાં પોતાનો ભાર ઠાલવવો એ બતાવતા હોય એવું લાગતું હતું.

"બધું દુરસ્તીનું કામ અંદરથી જ ચાલતું હતું. લગભગ દોઢ કલાક સુધી તે ચાલ્યું. મજૂરોની સંખ્યા પ્રમાણુમાં થોડી હતી. તે અને સિપાઈઓ પરસ્પર સમજૂતીથી કામની વહેંચણી કરતા લાગતા હતા."

ડા. ઇશેરિચ પણુ ઊધઈની એક બીજી જાત (૨૯) કેવી રીતે કામ કરે છે તે વિષેનો જાતે જોયેલો અહેવાલ આપે છે. એ ઊધઈની રીત એને જુદા જ પ્રકારની જણાઈ. પહેલાં તે એક ખોખા જેવું તૈયાર કરે છે. એમાં હવાઅજવાળાની અવરજવર માટે ચીમનીઓ હોય છે. પછી એ ખોખાના ખાલી ભાગોને પૂરી નાંખી એક ભારે મકાન બનાવે છે; અને

છેવટે બાંધકામ પૂરું કર્યાં પહેલાં ભીંતોને સંભાળથી સરખી કરી લે છે.

૩

કવીન્સલૅન્ડ અથવા પશ્ચિમ આસ્ટ્રેલિયાના કેટલાક ભાગોમાં અને ખાસ કરીને કેપ યૉર્ક અને આલ્બની માર્ગની આજુ-બાજુના પ્રદેશોમાં આ રાફડાઓનો વિસ્તાર લગભગ સવા સવા માઈલ જેટલો છે. થોડે થોડે અંતરે એકસરખા પિરામીડોથી એ ભાગ ઢંકાયેલો છે. એ પિરામીડો કોઈક ઠેકાણે તો વિશાળ ખેતરોમાં ગોઠવેલી મોટી મોટી ઘાસની ગંજીઓ જેવા દેખાય છે; અથવા જાણે જોઝાફતની ખીણોમાં આવેલી કબરો; અથવા, કહો કે, કોઈ કુંભારનો પડી ભાંગેલો નિમાડો. વહાણના તૂતક પરથી કોઈ મુસાફર એને પહેલવહેલા જુએ ત્યારે ભાગ્યે જ કલ્પી શકે કે માખી કરતાંયે એક ઝીણા જંતુની આ રચના હશે.

સાચે જ, મજૂરનું કદ અને એના મકાનનું કદ એ બે વચ્ચે કાંઈ મેળ જ નથી. આ જગ્યાના રાફડાઓની ઊંચાઈ સરેરાશ ચાર વાર જેટલી હોય છે; ઊધઈ અને માણસની ઊંચાઈનું જે પ્રમાણ છે તે જ પ્રમાણ ઊધઈના મકાન અને માણસના મકાન વચ્ચે જાળવવું હોય તો માણસે પોતાનું મકાન પાંચસોથી છસો વાર જેટલું ઊંચું ચણવું જોઈએ.[૨] માણસે એવું મકાન બાંધવાનો હજુ સુધી પ્રયત્ન પણ નથી કર્યો !

૨. વિલ્હેલ્મ બુલ્શના મત પ્રમાણે ૧૪,૭૬૦ ફૂટ ઊંચું મકાન માણસ ચણે તો ઊધઈ સાથે બરાબરી કરી ગણાય. —અનુવાદક

પૃથ્વી પર બીજી જગ્યાએ પણ આવા રાફડાઓ છે. પણ મનુષ્યનો ત્યાં પગપેસારો થયા પછી તે નાશ પામતા જાય છે; કારણ કે એ પદાર્થ બહુ જ ઊંચી જાતની સિમેંટ પૂરી પાડે છે, અને તેથી તેનો રસ્તા અને ઘર બાંધવામાં ઉપયોગ કરવામાં આવે છે. બીજાં બધાં પ્રાણીઓ સામે પોતાની રક્ષા કેમ કરવી તેની યુક્તિ ઊધઈએ અનુભવથી શોધી લીધી: પણ આજની સુધરેલી દુનિયાના માનવીનો એને ખ્યાલ આવ્યો નહોતો. ઈ. સ. ૧૮૩૫માં આરાન નામના ભૂગોળશોધકે પૅરાગુઆઈની ઉત્તરમાં એક રાફડાઓનો સમૂહ જોયો હતો. એનો વિસ્તાર લગભગ બાર માઈલના ઘેરાવામાં હતો. અને એ રાફડા એક બીજાની એટલા નજીક નજીક હતા કે બેબે રાફડાની વચ્ચેનો ગાળો ભાગ્યે જ પંદરથી વીસ ફૂટનો હતો. દૂરથી તેનો દેખાવ અસંખ્ય નાની નાની ઝૂંપડીઓનું મોટું શહેર વસ્યું હોય તેવો જણાતો હતો. અને લેખક સરળ ભાવે જણાવે છે કે એ પ્રદેશ તેને લીધે અદ્દ્ભુત લાગતો હતો.

પણ મોટામાં મોટા રાફડા મધ્ય આફ્રિકામાં બેલજિયમને તાબે આવેલા કોંગો પ્રાંતમાં છે. છ વારની ઊંચાઈ ત્યાં અસામાન્ય નથી, અને કોઈ કોઈની ઊંચાઈ તો સાતથી આઠ વાર જેટલી હોય છે. મોનપોનોમાં રાફડાની એક ટેકરી એટલી ઊંચી છે કે તેના પર બાંધેલી કબર પરથી આજુ-બાજુનો ઘણો પ્રદેશ નિહાળી શકાય છે. અપર કાટાંગાના એલિઝાબેથ-વિલ ગામના એક સરિયામ રસ્તા પર એક મોટો રાફડો આવેલો છે. રસ્તો પાડવા માટે એ રાફડાને વચ્ચેથી કાપી નાંખવો પડ્યો છે. એ રાફડાની ઊંચાઈ તેની

સામે આવેલા બંગલા કરતાં બેવડી છે. સેકાનિયામાં જ્યારે રેલગાડીનો રસ્તો થતો હતો, ત્યારે આવા કેટલાક રાફડાઓને સુરંગથી તોડવા પડતા હતા, અને તેમાંથી જે ધૂળ નીકળતી તેનો ઢગલો ઇન્જિનોની ચીમનીઓ કરતાં વધારે ઊંચો થતો. એ જ ભાગમાં કેટલાક ક્બરના આકારના રાફડાઓ છે. તેને અંદરથી સાફ કરવામાં આવે તો માણસ અંદર સુખેથી રહી શકે એવા બે ત્રણ માળના ઘર જેવા દેખાય છે.

આ રાફડાઓ એવા મજબૂત હોય છે કે જબરાં વૃક્ષો એના ઉપર પડે છતાં તેને કશી ઈજા પહોંચતી નથી. આમ વૃક્ષો પડવાની ત્યાં નવાઈ નથી, કારણ કે વાવાઝોડાંનો ત્યાં સુકાળ છે. મોટાં ઢોરો એની ઉપર ઊગતાં ઘાસને ચરવા માટે તે પર ચડી જાય છે, પણ તેથી એને કશું નુકસાન પહોંચતું નથી. જે કોલ કે સિમેંટની એની દીવાલો બને છે, તે પદાર્થ એની અંદર રહેતા ભેજને લીધે, તેમ જ એ ઊધઈનાં આંતરડાંમાં થઈને નીકળેલો હોવાને લીધે, ખૂબ જ ઝીણો બનેલો હોય છે, અને તેથી અતિશય ફળદ્રુપ પણ હોય છે. કોઈ વાર તો એના ઉપર ઝાડો પણ હોય છે, અને, આશ્ચર્ય એ છે કે, કાષ્ટમાત્રને ખાઈ જનારી ઊધઈઓ આ ઝાડને, જાણે એને રાફડાની કુળદેવતા સમજતી હોય તેમ, અડતી નથી.[3]

---

૩ નોઇગ્રૂ વર્ણવે છે કે આ ઊધઈઓ ત્યાંના હબસી વતનીઓનાં ઘરોને પણ નુકસાન કરતી જણાતી નથી માત્ર ગોરાઓનાં ઘરો પર જ હૂમલો કરે છે! આ ભેદદૃષ્ટિનું કારણ હજુ શોધી શકાયું નથી. — અનુવાદક

આ રાફડા કેટલા જૂના હશે? કાંઈ પણ અનુમાન કરવું મુશ્કેલ છે. એટલું જ કહી શકાય કે એની વૃદ્ધિ બહુ ધીમે થાય છે, અને કાળાન્તરે બહુ થોડો જ ફરક માલૂમ પડે છે. ગરમ દેશોના સખત વરસાદ સામે પણ એ એવા ટકી રહે છે કે જાણે કઠણમાં કઠણ પથ્થરમાંથી જ કોરેલા હોય. ઊધઈ વારંવાર એની સંભાળપૂર્વક દુરસ્તી કરતી રહે છે, અને તેથી એ હમેશાં સારી હાલતમાં જ રહે છે. કાંઈ અકસ્માત કે રોગચાળા સિવાય ઊધઈનગરનો નાશ થવાને કાંઈ કારણ હોય એમ લાગતું નથી. તેથી કેટલાક રાફડા બહુ જ પ્રાચીન સમયથી ચાલી આવ્યા હોય એ સંભવિત છે. જંતુશાસ્ત્રી ફ્રોગ્ગાટે અનેક રાફડાઓ તપાસ્યા હતા, પણ તેમાંથી એને એક જ રાફડો સાવ ખાલી પડેલો, મૃત્યુને અધીન થયેલો માલૂમ પડ્યો. પણ એક બીજા શાસ્ત્રી (હિલ)નો અનુભવ કાંઈક જુદો છે. તે કહે છે કે ઉત્તર ક્વીન્સલૅન્ડના બે જાતની ઊધઈઓના (૧૪, ૨૧) રાફડાઓનો એક જાતની કીડી (૪૩) ધીમે ધીમે નાશ કરી કબજો લેતી જાય છે. એની ગણતરી પ્રમાણે એંશી ટકા જેટલા રાફડાઓનો આમ કીડીએ નાશ કર્યો છે. પણ, કીડી અને ઊધઈના પ્રાચીન વેર વિષે આપણે આગળ વધારે વિચારીશું.[૪]

---

૪. મૅરૈસના મત પ્રમાણે જીવતા અને મરી ગયેલા રાફડા વચ્ચે જીવતા અને મરેલા પ્રાણીશરીર જેટલો ભેદ છે. દા. ત. જીવતું શરીર ગંધાઈ ઊઠતું નથી, પાણીમાં કલાકો સુધી પડ્યું હોય છતાં ચામડી ઓગળી જતી નથી, એનો રોજનો ઘસારો અંદરથી જ દુરસ્ત થાય છે, એમાં દડાના જેવી સ્થિતિસ્થાપકતા અને પ્રત્યાઘાત શક્તિ હોય છે, જેથી તેના પર મુક્કા પડે તો ત્યાં ખાડો

૪

ચાલો, ત્યારે, આપણે ફ્રોગ્ગાટે ઉઘાડેલા એક રાફડામાં પ્રવેશ કરીએ. અંદર કરોડો જીવોથી ભરેલો છતાં બહારથી એ પથ્થરના એક પિરામિડ જેવો, અને જાણે કોઈ જીવ એની પાસે વસતો જ ન હોય એવો દેખાય છે. દિવસે તેમ જ રાત્રે વગરઅટકયે જે પ્રવૃત્તિ તેની અંદર ચાલ્યા કરે છે તેનું બહારથી કશું જ ચિહ્ન જણાતું નથી.

હું આગળ કહી ચૂકયો છું કે રાફડાનો અભ્યાસ કરવો એ સહેલું કામ નથી. ફ્રોગ્ગાટની પહેલાંના જંતુશાસ્ત્રીઓ એમાં બહુ ફાવ્યા નહોતા. પણ સિડનીના આ જંતુશાસ્ત્રીએ પોતાની પૂર્વેના શોધકોની રીતમાં સુધારો કરી તથા વધારે સાધનો ભેગાં કરી અભ્યાસ કરવા માંડયો. પહેલાં એ રાફડાને વચ્ચેથી સીધો વહેરી કાઢતો અને પછી આડો નીચેની ગમ વહેરતો. આ પ્રમાણે એણે તથા સેવેજ નામના બીજા જંતુશાસ્ત્રીએ કરેલી તપાસ પરથી રાફડાની અંદર કેવી

---

પડી જતો નથી. એથી ઊલટું, મરેલું શરીર ગંધાઈ ઊઠે છે, પાણીમાં એની ચામડી ઓગળવા મંડે છે, થોડા કલાકમાં એવું મુલાયમ બની જાય છે કે એક બાળક પણ એમાં બુઠ્ઠી લાકડી ખોસી દઈ શકે. આ જ પ્રમાણે જીવતા રાફડાની માટી સિમેંટ જેવી સખત હોય છે; વરસાદના સખત મારાથી પણ એ રાફડો તૂટી પડતો નથી, અને જે ઘસારો થાય છે તે ચામડીના ઘસારાની જેમ અંદરથી જ દુરસ્ત થાય છે. વળી જીવતા રાફડામાં દુર્ગંધ હોતી નથી. પણ મરી ગયેલા (એટલે ખાલી પડેલા) રાફડામાં એક જાતની વાસ આવે છે, એની કઠણતા ઘટી જાય છે, અને તે સહેલાઈથી તૂટી પડે છે. —અનુવાદક

જાતની વ્યવસ્થા હોય છે તેનો આપણને સાધારણ સંતોષકારક ખ્યાલ આવી શકે છે.

રાફડાનગરની મધ્યમાં, ચાવેલી અને કરકરી કરેલી લાકડાની કચ્ચરનો એક પોલો ઘુમ્મટ હોય છે. એ પોલાણમાંથી બધી દિશાઓમાં અનેક ચાલો અથવા ગલીઓ બહાર પડે છે. એ ઘુમ્મટ એટલે તળિયાથી આશરે છથી બાર ઇંચ ઊંચો એક ગોળાકૃતિ ઢગલો. એની જાડાઈ રાફડાની મોટાઈના પ્રમાણમાં હોય છે. પરંતુ ઊધઈ અને માણસની સરખામણીના પ્રમાણમાં રોમનો સેંટ પિટરનો ઘુમ્મટ, જે આશરે ૪૩૨ ફૂટ ઊંચો છે, તેના કરતાં એ ઘણો જ વધારે મોટો અને ઊંચો કહી શકાય. જરાક પોચા કાષ્ઠમય પદાર્થનાં પાતળાં પડોનો એ બનેલો હોય છે. બ્રાઉન પેપરનાં પડોની માફક એને ઉખાડી શકાય. એને અંગ્રેજીમાં ઉછેરઘર (નર્સરી) કહે છે, કેટલાક એને માળો કહે છે[૫]. ટાંકણીના માથા જેટલી કરોડો લીખો કે ઇયળોથી એ સામાન્ય રીતે ભરેલો હોય છે. એની ભીંતોમાં હજારો ઝીણાં છિદ્રો હોય છે. એ છિદ્રોનું પ્રયોજન અંદર હવાની આવજા થવા દેવાનું જ જણાય છે. જાળાંમાં બીજા ભાગો કરતાં વધારે ગરમી હોય છે. મધ્યસ્થાનને વધારે ગરમ રાખવાના લાભોનું જ્ઞાન ઊધઈએ માણસજાતની પહેલાં પ્રાપ્ત કર્યું હોય એમ જણાય છે. પણ એમ હો કે ન હો, એટલું નક્કી કે માળાની અંદરનો ભાગ એટલો ગરમ હોય છે કે એક વાર મિ. સેવેજે

---

૫. ગુજરાતીમાં એને માટે, સાધારણ રીતે, જાળું શબ્દ વપરાય છે. —અનુવાદક

એને ઉતાવળમાં ખુલ્લો કરી નાંખ્યો, ત્યારે એમાંથી એટલી બાફ નીકળી કે એ પાછળ ધકેલાયો, કાંઈક ગૂંગળાયો અને એનાં ચશ્માં તદ્દન ઝાંખાં પડી ગયાં.

ઊધઈ અંદર એકસરખી ગરમી કેવી રીતે રાખી શકે છે તે એક પ્રશ્ન છે. ઊધઈના જીવન માટે માફકસર ગરમી અત્યંત અગત્યની બાબત છે. જો ગરમી ૨૯° (ફા.) જેટલી ઘટી જાય તો ઊધઈ તુરત જ મરી જાય. સેવેજ એવો ખુલાસો કરે છે કે જે હજારો ગલીઓ માળામાંથી આડે દિશામાં ફેલાય છે, તે વાટે ગરમ અને ઠંડી હવાનું એક પ્રકારનું શીતોષ્ણચક્ર ચાલે છે. આ ગરમી કેવી રીતે ઊપજે છે એ બીજો પ્રશ્ન છે. એ કેવળ સૂર્યની ગરમી ન હોઈ શકે, કારણ કે એમાં તો દિવસના અને ઋતુના સમય પ્રમાણે ફરક પડે. ઘાસના કે બીજા કાષ્ઠમય પદાર્થોના ઢગલાના કોહવાટમાંથી એ નિર્માણ થતી હોય એવો સંભવ છે.

મધમાખી પણ મધપૂડાની અંદર અને તેના જુદા જુદા ભાગોમાં પોતાની ઇચ્છા મુજબ ગરમીનું પ્રમાણ સાચવી શકે છે, એ વાત યાદ રાખવાની છે. ઉનાળામાં એ ૮૫°થી વધતી નથી અને ૮૦°થી ઓછી થતી નથી. આ સમોષ્ણતા ખોરાકમાંથી ઊપજતી ગરમીને લીધે અને મધમાખીઓની પાંખના ચાલુ ફફડાટને લીધે રહે છે. જે ભાગમાં મીણ બને છે તેની ગરમી લગભગ ૯૫° જેટલી હોય છે, કારણ કે મીણ ઉપજાવનારી માખોની પચનક્રિયા વધારે ઝડપથી થતી હોય છે.

ઊધઈના ઉછેરઘરમાંથી ચાલીઓ વાટે વધારે સારા ઓરડાઓમાં જવાય છે. એની બેઉ બાજુએ રેતીના કણોનાં

જેવાં નાનાં નાનાં ધોળાં લંબગોળ ઈંડાંઓ ખડકેલાં હોય છે. ત્યારપછી નીચે ઊતરતાં ઊધઈરાણીનો ખંડ આવે છે. બાજુઓના ઓરડાઓની જેમ આ ખંડ પણ કમાનોને આધારે રહેલો હોય છે. એનું તળિયું તદ્દન સપાટ હોય છે. અને છત નીચી અને નાની ઘડિયાળના કાચ જેવી ઊપસેલી હોય છે. રાણી આ ખંડની બહાર જઈ શકતી નથી, પણ તેની બરદાસ્ત કરનારા મજૂરો અને સિપાઈઓ છૂટથી આવજા કરી શકે છે. સ્મીધમનની ગણતરી મુજબ રાણીનું કદ મજૂરણ કરતાં વીસથી ત્રીસ હજાર ગણું મોટું હોય છે. પણ આ અમુક પ્રકારની (૪ અને ૨૭) ઊધઈઓ માટે જ સાચું હોય એમ જણાય છે; કારણ કે સામાન્ય રીતે, રાણીનું કદ રાફડાની મહત્તાના પ્રમાણમાં હોય છે. સામાન્ય ઊધઈઓની બાબતમાં, સૅવેજના મત પ્રમાણે, મજૂરઊધઈનું વજન દોઢ ગ્રેન (લગભગ ૦। વાલ). અને રાણીનું ૧૮૦૦ ગ્રેન (૧૦ તોલા)—એટલે, લગભગ બારસોગણું વધારે—હોય છે. બીજી બાજુએ, હલકી જાતની ઊધઈઓમાં (દા. ત. ક. ૬ જેવીમાં) રાણી એ જ જાતની પાંખાળી ઊધઈ કરતાં ભાગ્યે જ વધારે મોટી હોય છે.

ઉપરાંત, રાણીનું ઉદર વધે તેમ તેનો મહેલ પણ વધારી શકાય છે. રાજા રાણીની જોડે જ રહે છે, પણ એનાં દર્શન ભાગ્યે જ થાય છે. એ, ઘણુંખરું, ગભરાયેલા જેવો રહે છે, અને દીન બનીને એની દેવીના પેટ નીચે સંતાઈ રહે છે.[૧] આ દંપતીનાં ભાવિ, એમનાં દુઃખો અને અધિકારોનું આપણે આગળ વધારે વર્ણન કરીશું.

---

૧. આ કથન બરાબર ન હોય એમ સંભવ છે. —અનુવાદક

આ ઓરડાઓમાંથી નીચે જવા માટે મોટા મોટા માર્ગો રચેલા હોય છે. ત્યાં થાંભલાઓને આધારે રહેલાં વિશાળ દીવાનખાનાં હોય છે. આનો શો ઉપયોગ થાય છે, તે બરાબર જણાયું નથી, કારણ કે ત્યાં પહોંચવા માટે કોદાળીથી બધું તોડવું પડે. એટલું કહી શકાય કે જેમ ઓરડાઓની આજુબાજુ તેમ આ દીવાનખાનાંઓમાં પણ જુદી જુદી સ્થિતિએ પહોંચેલી અસંખ્ય ઇયળો અને નીમ-ઊધઈઓના (૬૫) ઢગલા પડેલા હોય છે. જેમ જેમ નીચે ઊતરીએ તેમ તેમ આવી બાળ ઊધઈઓ મોટા કદની અને વિશેષ સંખ્યામાં મળી આવે છે. તે ઉપરાંત, ત્યાં લાકડાં અને ઘાસના ચાવીને ઝીણા કરી રાખેલા તૈયાર કોળિયા (ગ્રાસ)ના ભંડાર ભરેલા હોય છે. આ ઊધઈનગરનો અન્નભંડાર કહેવાય. વળી, દુકાળના વખતમાં જ્યારે તાજું લાકડું મળી શકે એમ ન હોય ત્યારે, પરીઓની વાતોમાં આવે છે તેમ, રાફડાની ભીંતો જ ખોરાક પૂરો પાડી શકે છે: કારણ, જે મળની એ ભીંતો બને છે, તે આ જંતુઓ માટે ઉત્તમ ખોરાક પણ થઈ શકે છે.[૭]

ઊધઈની કેટલીક જાતોમાં રાફડાના ઉપલા માળોનો ઘણો ભાગ ખાસ પ્રકારની શેવાળ ઉગાડવા માટે રોકી રાખવામાં આવે છે. આવતા પ્રકરણમાં જે એકકોશી પાચક જંતુઓની (૬૭) વાત આવશે, તેની ગરજ આ શેવાળ સારે છે. એ જંતુઓની માફક આ શેવાળ પણ જૂનાં કાષ્ઠ અને સૂકાં ઘાસને પચી શકે એવાં બનાવે છે.

---

૭. આ કથન પણ શંકાભર્યું છે. — **અનુવાદક**

બીજા રાફડાઓમાં ટેકરીના ઉપલા ભાગમાં ઊધઈનાં કબ્રસ્તાનો મળી આવે છે. એમ જણાય છે કે જ્યારે રાફડા પર અચાનક આફત આવી પડે, અથવા રોગચાળો ફાટી નીકળે, ત્યારે તેમાં વસતી ઊધઈઓ મરેલી ઊધઈનાં શબોને ખાઈ નાંખીને યમરાજના કામને પહોંચી વળી શકતી નથી. આથી, વધારાનાં મડદાંના જમીનની લગોલગ ઢગલા કરી નાંખવામાં આવે છે, જેથી સૂર્યના તાપમાં એ ઝટ સુકાઈ જઈ શકે. ત્યારપછી, તે સુકવણીનો ભૂકો કરી નાખવામાં આવે છે, અને નગરની બાળપ્રજાના પોષણ માટે ખોરાકના સંગ્રહ તરીકે સચવાય છે.[૮]

એક પ્રકારની ઊધઈ (૧૪) તો ખોરાક માટે, જેમ માણસો ઘેટાં, બકરાં કે ડુક્કર રાખે છે તેમ, જીવસંગ્રહ પણ કરે છે. આ સરખામણી સાવ બંધબેસતી નથી. કારણ, આ જીવસંગ્રહની હાલવાચાલવાની શક્તિનો નાશ કરેલો હોય છે. કોઈક અકળ કારણથી, રાફડાની સૃષ્ટિમાં કોઈક વાર એવો મત થતો લાગે છે કે જરૂર કરતાં ઊછરતી ઊધઈઓની સંખ્યા ખૂબ વધી ગઈ છે. તે વખતે બિનજરૂરી બાળપ્રજાને જુદા ઓરડાઓમાં પૂરવામાં આવે છે, અને તેમ કર્યા પહેલાં એ જીવો હાલીચાલીને શરીરને નકામું ઘસી ન નાંખે તે માટે તેમના પગને તોડી નાખવામાં આવે છે, અને પછી જરૂર મુજબ તેનો આહાર કરવામાં આવે છે.

એ જ ઊધઈઓમાં એક જાતનું સફાઈખાતું પણ હોય છે. તેઓ એક ખૂણામાં પોતાના મળ ભેગા કરે છે; ત્યાં તે

૮. ઊધઈ પોતાનાં મડદાં ખાઈ નાંખે છે, એ કથન શંકાભર્યું છે. —અનુવાદક

સુકાઈને કઠણ બને છે, અને તેથી વધારે રુચિકર થતા હોય એમ લાગે છે.

રાફડાની અંદરની વ્યવસ્થાની આ મુખ્ય મુખ્ય બાબતો કહી. આમાં અનેક પ્રકારના ભેદો પણ છે; કારણ, આપણે વારંવાર આગળ ઉપર પણ જોઈશું કે ઊધઈના જેવું રૂઢિને તાબડતોબ ફેરવી નાંખનારું બીજું એકે પ્રાણી નથી. પરિસ્થિતિ પ્રમાણે જીવનપદ્ધતિમાં ફેરફાર કરી નાંખવાની એની શક્તિ લગભગ મનુષ્યના જેટલી જ છે.

૫

સામાન્ય રીતે, ઊધઈનગર જેટલું જમીનની ઉપર તેટલું જ જમીનની નીચે ફેલાય છે. એના ઘુમ્મટમાંથી અસંખ્ય અને અનંત ચાલો ચોમેર ફેલાય છે. એ કેટલે દૂર સુધી જઈ શકે તેનો અંદાજ કાઢી શકાયો નથી; પણ તે ઝાડો, ઝાડીઓ, ઘાસ અને ઘરોમાં જ્યાં જ્યાં કાઠી (૭૦) મળી શકે ત્યાં પહોંચી જાય છે. લંકાના અને ઑસ્ટ્રેલિયાના કેટલાક પ્રદેશો ખાસ કરીને થર્સડે બેટ અને કેપ યૉર્ક આગળના જૂથબેટોની જમીન માઈલો સુધી પોકળ થઈ ગયેલી માલૂમ પડે છે, અને માણસના વસવાટ માટે સાવ નકામી થઈ ગઈ છે.

ટ્રાન્સવાલ અને નાતાલની જમીન દેશના એક છેડાથી બીજા છેડા સુધી રાફડાઓથી પોકળ બનેલી છે. ત્યાં ફૂલર નામના ગૃહસ્થે શોધ કરી છે કે ૬૩૫ ચોરસવારના બે નાના જમીનના ટુકડામાં એકમાં ચૌદ અને બીજામાં સોળ જુદાં જુદાં ઊધઈનગરો હતાં, અને તેમાં ઊધઈની જુદી જુદી છ જાતો

વસતી હતી. અપ્પર કાટાંગામાં ઘણે ઠેકાણે દર બે એકરે છ વાર ઊંચો એકાદ રાફડો હોય છે.

કીડી તો જમીન ઉપર છૂટથી હરેફરે છે. જે પાંખાળી ઊધઈનું (અને બીજી બેચાર જાતોનું) આગળ વર્ણન આવશે તેને બાદ કરીએ તો ઊધઈ પોતાની સાંકડી, અંધારી, ભેજવાળી ગુફામાંથી કદી બહાર પડતી જ નથી. એ ખુલ્લામાં આવવા ઇચ્છતી જ નથી. એનાં જન્મ, જીવન અને મૃત્યુ સૂર્યકિરણને અનુભવ્યા વિના જ ચાલ્યાં જાય છે. ટૂંકામાં, કોઈ પણ જંતુ ઇતર પ્રાણીસૃષ્ટિથી આટલું અલગ પડેલું નથી. એના ભાગ્યમાં અખંડ અંધકાર સર્જાયો છે. પોતાનો કોઠાર ભરી કાઢવા માટે જો કોઈ વાર એમને કોતરી ન શકાય એવા કઠણ ભાગો પસાર કરવા પડે એમ હોય તો નગરના મિસ્ત્રીઓ અને ખોદનારાઓને પહેલાં કામે લગાડવામાં આવે છે. એ પદ્ધતિસર ચાવીને ચૂરો કરેલી કાઠીનું અને પોતાના મળનું મિશ્રણ કરી તેના વડે મજબૂત નાળો બાંધે છે. જો નાળને કાંઈ આજુબાજુનો આધાર ન હોય તો તેનો ઘાટ ગોળ હોય છે. પણ, ઓછામાં ઓછો માલ વપરાય અને મહેનતનો બચાવ થાય એવી યુક્તિઓ શોધવામાં આ કારીગરો અજોડ કુશળતા બતાવે છે, અને એવી એક પણ તક નકામી જવા દેતા નથી. પોતાની નાળોને તે મોટી કરી શકે છે, સીધી કરી શકે છે, સપાટ કરી શકે છે; દરેક ચાલ અંદરથી ગોળાકાર (ખૂણા વિનાની) અને લીસી બનાવવામાં આવે છે. જો એકાદ દીવાલને આધારે એ નાળ વધે તો તેની આકૃતિ અર્ધગોળ થાય છે; જો બે ભીંતના ખૂણામાંથી રચવામાં આવે તો એ તૃતીયાંશ જેટલું કામ

બચી જાય છે, કારણકે બાજુએ ભીંતનો આધાર મળે છે. આ નાળાનું પોલાણ ઊધઈના કદને અનુકૂળ હોય છે. જેમ ગામડાંઓના સાંકડા ચીલાઓમાં સામેથી આવતા ગાડાને માર્ગ મળી શકે તેટલા માટે થોડે થોડે અંતરે ગાડાને બાજુએ ખેંચવાની સગવડ હોય છે, તેમ આ નાળા પણ સામેથી આવનાર મજૂરો સહેલાઈથી જઈ શકે તે માટે થોડે થોડે અંતરે પહોળી રાખેલી હોય છે. સ્મીથમન કહે છે કે કોઈ કોઈ વાર જ્યારે ભીડ ઘણી હોય, ત્યારે એક તરફી (જવાના અને આવવાના જુદા) માર્ગો પણ રાખવામાં આવે છે.

આ ભોંયરાને છોડયા પહેલાં આ ગૂઢ અને આશ્ચર્યકારક જીવની એક બીજી પણ ગૂઢ અને આશ્ચર્યકારી બાબત પર ધ્યાન ખેંચું છું. આજુબાજુ શોષણ કરી નાંખનારી ચૂનાળ હવા અને માટી છતાં, અને જેમાં મોટાં મોટાં ઝાડો પણ મૂળિયાં સુધી સૂકાં ભઠ થઈ જાય અને જીવમાત્ર શેકાઈ જાય તેવો ઘોર તાપ પડતો હોવા છતાં, આ ઊધઈઓના રાફડામાં ભેજ રહે છે એ હું આગળ કહી ચૂકયો છું. પ્રખ્યાત ભૂગોળવેત્તા તથા પ્રકૃતિશાસ્ત્રી ડા. ડેવિડ લિવિંગ્સ્ટન ઈ. સ. ૧૮૭૧માં ટાંગાનિકાના સરોવર આગળ સ્ટેનલિ નામના શાસ્ત્રીને મળ્યો હતો. તે વખતે, આ નવાઈ ભરેલી યુક્તિ વિષે એણે એવી કલ્પના દોડાવી હતી કે, માણસથી અજાણી રહેલી કોઈ રીતે, ઊધઈએ કોઈક એવી કળા સિદ્ધ કરી હોવી જોઈએ કે જેને લીધે રાફડામાં રહેલી કાઠીમાંના હાઈડ્રોજન તત્ત્વનું અને હવામાંના પ્રાણવાયુનું ચાલુ રસાયન થયા કરતું હશે, અને તેથી જેટલી શરદી ઊડી જાય તેટલું જ પાણી નિર્માણ થયા કરતું હશે. આ ગૂઢ હજુ ઉકેલાયું નથી, પણ સંભવ છે કે

ઉપરની કલ્પના સાચી હોય.[૯] આપણે આગળ પણ જોઈશું કે ઉધઈને એવી ઘણી રસાયનની અને જીવનવિદ્યાની કળાઓનું જ્ઞાન છે, કે જે આપણે એની કનેથી પ્રાપ્ત કરવા જેવું છે.

---

૯. આ બાબતમાં મૅરૈસના મત માટે આ આવૃત્તિની પ્રસ્તાવના, તથા વિસ્તાર માટે તેનું પુસ્તક જુઓ. —અનુવાદક

૭

# જીવનનિર્વાહ

ઊધઈએ પોતાના નિર્વાહનો કોયડો બહુ જ સંપૂર્ણ રીતે, અતિશય શાસ્ત્રીય રીતે અને કાયમને માટે ઉકેલી રાખ્યો છે. એ રીતે—કદાચ કેટલીક જાતની માછલીઓ બાદ કરીએ તો—ઊધઈ બીજાં બધાં પ્રાણીઓ કરતાં ચડી જાય છે. એ કેવળ કાષ્ઠીનો (૭૦) જ ખોરાક ખાય છે; અને કાષ્ઠી એ વનસ્પતિમાત્રના નક્કર બંધારણનો ભાગ હોવાથી ખનિજ પછી બીજે નંબરે પૃથ્વીમાં સર્વત્ર મળી આવતો પદાર્થ છે. આથી, જ્યાં પણ લાકડું, મૂળિયાં, કાંટા કે કોઈ પણ જાતનું ઘાસ ઊગતું હોય ત્યાં ઊધઈને અન્નના અખૂટ ભંડાર મળી આવે છે. પણ કોઈ પણ જીવ કાષ્ઠી પચાવી શકતો નથી, અને એમાં ઊધઈનોયે અપવાદ નથી. ત્યારે કાષ્ઠીના ખોરાકમાંથી ઊધઈ પોષણ કેવી રીતે મેળવતી હશે? જુદી જુદી જાતની ઊધઈઓમાં આની બે ભિન્ન પદ્ધતિઓ છે, અને બન્ને સરખા જ ચતુરાઈભરી છે. આ પૈકી જે જાતો એક પ્રકારની ઊબના જેવી શેવાળની

ખેતી કરીને જીવે છે તેની બાબત સમજવી કઠણ નથી; (એનું વર્ણન આગળ આવશે). પણ ઊધઈની બીજી જાતો કાઠી પચાવવામાં કેવી રીતે ફાવે છે તે લાંબા વખત સુધી સમજી શકાતું નહોતું. માત્ર થોડાં વર્ષ પૂર્વે જ હાર્વર્ડ યુનિવર્સિટીની પ્રયોગશાળાનાં વિપુલ સાધનોની મદદથી પ્રો. ક્લિવલેન્ડ એનો પૂરેપૂરો પત્તો મેળવી શક્યા છે. એણે પહેલાં તો એ શોધ્યું કે જે જે જંતુઓનું એણે નિરીક્ષણ કર્યું તે બધાંમાંથી કાઠ ખાનાર (૩૮) ઊધઈઓનાં આંતરડાંઓમાં સૌથી વધારે જાતનાં અને સૌથી વધારે સંખ્યામાં પેટનાં પાચક જંતુઓ (૫૯) હોય છે. ઊધઈના શરીરનું લગભગ અર્ધું વજન આ જંતુઓનું જ હોય છે. એનાં આંતરડાં ચાર જાતનાં એકકોશી જંતુઓથી (૬૭) ખીચોખીચ ભરેલાં હોય છે. એ ચારે જાતો ચાબુકિયા જંતુઓની છે. એમનાં કદના અનુક્રમ પ્રમાણે આપણે તેમને પાચક જંતુ પહેલું (૩૭) બીજું (૩૧) ત્રીજું (૩૬) અને ચોથું (૩૨) એ નામે ઓળખીશું. આ પાચક જંતુઓ ઊધઈ સિવાય બીજા કોઈ પણ પ્રાણીના પેટમાં મળી આવતાં નથી. એ પૈકી પહેલાં પાચક જંતુ (૩૭) લાખોની સંખ્યામાં હોય છે. જો ઊધઈને ચોવીસ કલાક સુધી લગભગ ૩૬° સેન્ટિગ્રેડ (૯૭° ફારેનહાઈટ, એટલે લગભગ આપણા તાવ વિનાના શરીરની સવારની ગરમી) માં રાખીએ તો એને પોતાને કશી દેખાઈ આવે એવી અગવડ જણાતી નથી, પણ એના શરીરમાંનાં આ બધાં પાચક જંતુઓ નાશ પામી જાય છે. આવી રીતે પાચક જંતુઓથી મુક્ત કરેલી ઊધઈને કાઠીનો ખોરાક આપીએ તો તે દશથી વીસ દિવસ જીવે છે, પણ ત્યાર પછી તે ભૂખમરાથી મરી જાય છે. પણ મરણ પહેલાં જો

આ પાચક જંતુઓ એમાં પાછાં દાખલ કરવામાં આવે તો તે ઊગરી જાય છે.[1]

ઊધઈના પેટમાં પાચનક્રિયા કેવી રીતે ચાલે છે તે સૂક્ષ્મદર્શક યંત્રમાંથી જોઈ શકાય છે. આ જંતુઓ કાઠીની રજને ગળી જાય છે, પચાવે છે અને પછી જાતે મરી જાય છે; અને તે પછી એ મરેલું જંતુ ઊધઈને પચી જાય છે.

કિલવલૅન્ડે આ પ્રયોગો લાખ કરતાં વધારે ઊધઈ પર કર્યા છે. એ પણ અહીં કહી દેવું ઠીક થશે.

આ પાચનક્રિયાને લગતો હજુ એક ભેદ ઉકેલાયો નથી.

---

૧. કિલવલૅન્ડના પ્રયોગો પરથી જણાય છે કે પહેલાં અને બીજાં પાચક જંતુઓ (૩૭ અને ૩૧) પર ઊધઈનું જીવન ગમે તેટલો વખત નભી શકે, પણ માત્ર ત્રીજાં પાચક જંતુઓ (૩૬) જ રહે તો તે સાઠ કે સિત્તેર દિવસથી વધારે જીવી શકે નહિ. ચોથાં (૩૨) પાચક જંતુની ઊધઈના આયુષ્ય પર ખાસ અસર થતી જણાતી નથી; વળી, એ બીજાં ત્રણ જંતુઓ વિના એકલાં રહી શકતાં નથી. જો પહેલાં જંતુઓનો નાશ કરવામાં આવે, તો બીજા નંબરનાં જંતુઓની સંખ્યા વધી જાય છે અને પહેલા નંબરની જગ્યા પૂરી દે છે. જો પહેલાં અને બીજાં બંને નાશ પામે તો ત્રીજો નંબર કેટલેક અંશે તેમની જગ્યા ભરી દે છે.

આ બધા પ્રયોગો શાંત મહાસાગર પાસેના પ્રદેશોની મોટી ઊધઈ (૨૮) પર કરવામાં આવ્યા હતા. ઊધઈને ઉપવાસ કરાવવાથી અથવા પ્રાણવાયુ (ઑક્સિજન) આપવાથી ધારેલાં જંતુઓનો નાશ કરી શકાય છે. દા. ત. છ દિવસના ઉપવાસથી પહેલા નંબરનો નાશ થાય છે, અને બાકીનાં ત્રણ જ રહે છે, આઠ દહાડા પછી બીજા નંબરનાં જંતુ પણ મરી પરવારે છે. ચોવીસ કલાક પ્રાણવાયુ આપવાથી ત્રીજો નંબર મરી જાય છે, પણ તેથી બીજાં ત્રણને આંચ આવતી નથી, ઇત્યાદિ.

તે એ કે ઊધઈ પોતાના શરીર માટે જોઈતું પ્રોટીન તત્ત્વ[૫૩] નિર્માણ કરવા માટે હવામાંથી નાઈટ્રોજન વાયુને ખેંચીને કેવી રીતે ઉપયોગમાં લે છે, અને કેવી રીતે સાકર તત્ત્વને[૫૨] પ્રોટીનમાં ફેરવી નાંખે છે તેનો.

આના કરતાં મોટી અને વધારે સુધરેલી જાતની ઊધઈઓનાં પેટમાં આવાં પાચક જંતુઓ હોતાં નથી. તેઓ કાઠી પચાવવાની પ્રાથમિક ક્રિયા સૂક્ષ્મ શેવાળ અથવા ઊબના પ્રકારની ગુપ્તબીજ-વનસ્પતિ (૭૦અ) પાસે કરાવે છે. એનાં સૂક્ષ્મ બીજાંકુરોને એ ઊધઈ કાળજીપૂર્વક બનાવેલા એક મિશ્રણમાં ઉગાડે છે.[૨] આ રીતે રાફડાની મધ્યમાં તે શેવાળની મોટી મોટી ક્યારીઓ બનાવે છે, અને તેમાં, જેવી રીતે પૅરિસની પાસે જૂની પથ્થરની ખાણો આગળ અગરિક (૬૯) નામની સ્વાદિષ્ટ શેવાળ વેચનારાઓ તેને પદ્ધતિસર ઉછેરે છે, તેવી જ રીતે આ ઊધઈઓ પણ એને ઉછેરે છે. અગરિક અને ઝિલારિયાનો (૭૨) ઢગલાબંધ પાક આપનારા આ ખરેખરા બગીચા જ હોય છે. ઊધઈ કઈ પદ્ધતિએ આ ખેતી કરે છે તે હજુ સુધી શોધી શકાયું નથી; કારણ કે પ્રયોગશાળામાં આ અગરિકના સફેદ દાણા-ઊબ (૭૧અ)-ઉગાડવાના સઘળા પ્રયત્નો નિષ્ફળ ગયા છે. આ પ્રકારની શેવાળ કેવળ રાફડામાં જ ઊગે છે.

ઊધઈ જ્યારે પોતાનું રહેઠાણ છોડી નવી જગ્યાએ વસવાટ કરવા જાય છે, ત્યારે આ શેવાળનો, અથવા ક્રમમાં

૨. કાઠી એ આ શેવાળ અથવા ઊબનું ખાતર બને છે. અને ઊધઈ એ ઊબને ખાય છે; આમ આડકતરી રીતે આ ઊધઈ પણ કાઠી પર જ નિર્વાહ કરે છે એમ સમજવું. —અનુવાદક

ક્રમ તેનાં સૂક્ષ્મ બીજાંકુરનો કેટલોક જથ્થો સાથે લઈ જવા ચૂકતી નથી.

આ બેવડી પાચનક્રિયાનું મૂળ શું? એનો ખુલાસો મેળવવા આપણે કલ્પનાઓ જ કરવી પડે છે; પછી એ કલ્પના ઓછી સંભવનીય હોય કે વત્તી. શું એમ હોય કે લાખો વર્ષ પૂર્વે—બીજા કે ત્રીજા કલ્પમાં—ઊધઈના પૂર્વજો પાસે પાચક જંતુઓની મદદ વિના જ પચાવી શકાય એવા ખોરાકનો તોટો નહિ હોય; પણ પછી એવો લાંબો દુષ્કાળ પડ્યો હોય કે એમને લાકડાની કણી ખાઈને જ જીવવાનું આવશ્યક થયું હોય? અને તે વખતે જેમણે પોતાના પેટમાં અનેક પ્રકારનાં ઉદરવાસી જંતુઓ પૈકી પેલાં ચાર જાતનાં પાચક જંતુઓ પોષ્યાં તે જ ઊગરવા પામી હોય?

આજે પણ ઊધઈ કોવાતી અથવા સોડવનારાં જંતુઓએ ખાધેલી વનસ્પતિ પર જે જાણીતી ઊબ વળે છે, તેને પાચક જંતુની મદદ વિનાયે ખાઈને પચાવી શકે છે. જે ઊધઈના પેટનાં પાચક જંતુઓનો નાશ કરવામાં આવ્યો હોય, અને તેથી જે ભૂખમરાથી મરણતોલ થવા આવી હોય તેવી ઊધઈ પણ કેવળ એ ઊબ ઉપર ગમે તેટલો કાળ ગુજરાન કરી શકે છે. એ ખરું કે એ ખોરાક ખાતાં ખાતાં જ તેનાં આંતરડાંમાં પેલાં પાચક જંતુઓ પાછાં ઉત્પન્ન થઈ આવે છે.

પણ ત્યારે ઊધઈને એ વનસ્પતિની ઊબનો ખોરાક છોડી દેવાનું કારણ શું? શું એમ હોય કે ગરમ દેશોમાં એ કાકીના જેટલો પૂરતા પ્રમાણમાં મળી શકતો નથી, અથવા એ હોય ત્યાં સહેલાઈથી પહોંચી શકાતું નથી? અથવા, શું એમ હોય કે કીડી ઉત્પન્ન થવાથી ઊધઈને ઊબ મેળવવી

વધારે કઠણ અને જોખમકારક બની હોય? મિ. ક્લિવલેન્ડની કલ્પના એવી છે કે ઊબ ખાતાં ખાતાં તે પાચક જંતુઓથી ભરેલું લાકડું પણ ગળી જતી હશે, અને તેનો વંશ પેટમાં વધવાથી ઊધાઈ કેવળ કાઠી પર જીવવા ટેવાઈ ગઈ હશે.

આ બધી કલ્પનાઓ ઓછીવત્તી વાંધાભરેલી જ છે. પણ હજુ એક કલ્પના વિચારવાની રહી ગઈ છે; તે ઊધાઈની બુદ્ધિ અને ઇચ્છાશક્તિની. ઊબની જ ઉપર આધાર રાખીને બેસવા કરતાં જે ગમે તે ખાઈ શકાય એટલા માટે પાચક જંતુઓને પેટમાં પાળવામાં જ વધારે સગવડ છે, એમ ઊધાઈએ પોતાની મેળે જ શોધી કાઢ્યું હોય એમ કાં ન સ્વીકારવું? માણુસ એની જગ્યાએ હોત તો તેણે એમ જ કર્યું હોત એમાં શંકા નથી.

શેવાળ ઉગાડનારી ઊધાઈઓની બાબતમાં તો આ છેલ્લી — ઊધાઈની બુદ્ધિ અને ઇચ્છાશક્તિની -- કલ્પના જ સંભવનીય લાગે છે. એ તો દેખીતું છે કે શરૂઆતમાં ઊધાઈના ઓરડાઓમાં પડેલા ઘાસ અને કાષ્ઠના ઢગલામાં આ શેવાળ એની મેળે જ ઊગી નીકળી હોવી જોઈએ. ઊધાઈના લક્ષમાં આવ્યા વિના નહિ રહ્યું હોય કે સામાન્ય ઊબ અને કાષ્ઠના કરતાં આ શેવાળ વધારે પૌષ્ટિક, વધારે સરળતાથી પચાવી શકાય એવો અને વધારે સ્થિર ખોરાક પૂરો પાડે છે, અને વધારામાં પેલા ભારથી અકળાવનારાં પાચક જંતુઓને ઊંચકીને ફરવાની અગવડમાંથી એને છોડાવે છે. ત્યારથી તેમણે આ ગુપ્તબીજ-વનસ્પતિને પદ્ધતિસર ઉછેરવાનું શરૂ કર્યું હોવું જોઈએ. આ શેવાળની ખેતી એમણે એટલી પૂર્ણતાએ પહોંચાડી છે કે આજે તો ખંતભર્યાં નીંદણને

પરિણામે એમના બગીચાઓમાં માત્ર બે જ સારામાં સારી જાતની શેવાળ ઊગવા પામે છે—અગરિક અને ઝિલારિયા. વળી હમેશના વપરાશના બગીચાઓ ઉપરાંત, તે વધારાના બગીચાઓ તથા અડી વખતે ઉપયોગમાં લેવાના બગીચાઓ કરે છે, અને એવા પણ કેટલાક બગીચા રાખે છે કે જેમાં બીજાંકુરોનો જ સંગ્રહ થતો હોય. ગુપ્તબીજ–વનસ્પતિની વિચિત્ર સૃષ્ટિમાં પાકનો એકાએક નાશ થાય કે નિષ્ફળ જાય એવું વારંવાર બનતું હોવાથી, જો કોઈ કારણસર શેવાળનો પાક એકાએક ખૂટી જાય તો આ બીજાંકુરોના બગીચા નવી ખેતી કરવા માટે ઉપયોગી થાય છે.

જેમ પૅરિસની પડોશમાં ઢગલાબંધ અગરિક ઉગાડવાની જે વહેવારુ રીત સૂઝી આવી છે તેયે અકસ્માત જ મળી હોવી જોઈએ, તેમ આ શોધ ઊધઈને અકસ્માત જ હાથ લાગી હશે એ તો, ખુલ્લું ન કહીએ તોયે, સંભવનીય તો છે જ.

આ અનુસંધાનમાં આપણે એ યાદ રાખીએ કે માણસની પોતાનીયે અનેક શોધો અકસ્માત જ થયેલી છે. દરેક વખતે કુદરતની કાંઈક સૂચના—ઇશારો—આપણને રસ્તે ચડાવી દે છે. એ સૂચનાનો લાભ લેવો, એને ખીલવવી અને આગળ વધારવી એ મહત્ત્વની વસ્તુ છે; ઊધઈએ જે કર્યું છે તે આ જ. માણસની જેમ જ તેણે કુદરતનો ઇશારો ઝીલીને તેનો બહુ ચતુરાઈથી અને પદ્ધતિસર ઉપયોગ કર્યો છે. મનુષ્યમાં આ બાબત એની બુદ્ધિનો વિજય ગણાય છે; ઊધઈને વિષે એને સંજોગોનું પરિણામ કે કુદરતની ખાસ ગૂઢ શક્તિનો ખેલ છે એમ કહીએ છીએ.

# ૪

# મજૂરો

રાફડાની અંદર સમાજબંધારણ તથા નિર્વાહપદ્ધતિની વ્યવસ્થા મધપૂડાની અંદરની વ્યવસ્થા કરતાં વધારે નવાઈભરી, અટપટી અને ગૂઢ છે. મધપૂડામાં મજૂરણો, ઈંડાં, નરો અને એક રાણી એટલા ભેદો હોય છે; આમાંથી રાણી અને મજૂરણ માખ વચ્ચે એટલો જ ફરક હોય છે કે રાણીના ગર્ભ ધારણના અવયવો પુષ્કળ ખીલેલા હોય છે. આ બધી વસ્તીનો નિર્વાહ મજૂરણોએ એકઠાં કરેલાં મધ અને પુષ્પરજ પર જ ચાલે છે. પણ રાફડામાં ઊધઈની જાતોમાં રહેલી વિવિધતા આશ્ચર્યકારક છે. ઊધઈશાસ્ત્રના ત્રણ મોટા પ્રમાણભૂત વિદ્વાનો — ફ્રિટ્ઝ મ્યૂલર, ગ્રાસી અને સેન્ડિયાસ — ના મત પ્રમાણે એક જ સરખાં લાગતાં ઈંડાંઓમાંથી નીકળતી ઊધઈઓમાં અગિયારથી પંદર જુદી જુદી જાતો પારખી શકાય છે. એ બધામાં ત્રણ મુખ્ય જાતો તથા તેના પેટા વિભાગો છે, તેને શાસ્ત્રીઓએ વિશેષ સૂચક નામને અભાવે નં. ૧, ૨ અને ૩ તરીકે ઓળખાવી છે. પણ આપણે તેને મજૂર વર્ગ, પ્રજોત્પાદક વર્ગ અને સૈનિક વર્ગ એ નામોથી ઓળખીશું. એ ત્રણેને લગતી અટપટી અને શાસ્ત્રીય ઝીણવટમાં આપણે ઊતરવાના નથી, (પણ સ્થૂળ ઓળખાણ જ કરીશું).

આપણે જાણીએ છીએ કે મધપૂડામાં કેવળ ત્રિયારાજ ચાલે છે; માદા એમાં પૂર્ણ સત્તાધારી હોય છે. કોઈ પુરાતન

કાળમાં, ક્રાન્તિ કે ઉત્ક્રાન્તિને પરિણામે નરોને ગૌણ સ્થાન મળી ગયું જણાય છે. આથી, થોડાક સો નરોને જ હવે કેટલોક કાળ સુધી નિભાવી લેવામાં આવે છે. કુદરતે નાંખેલી ન છૂટકાની પીડા અને વેઠ હોય તેમ એમને સમજવામાં આવે છે. જેવાં ઈંડાંમાંથી મજૂરણો પાકે છે, તેમાંથી જ નરો પણ પાકે છે, માત્ર તે ઈંડાંને નરે ફલિત કરેલાં હોતાં નથી.[1] આ રાજકુમારો એદી, ખાઉધરા, ધોંધાટિયા, સ્વસુખપરાયણ, વિલાસી, મૂર્ખ, પૃથ્વી પર અક્ષરશઃ ભારરૂપ તથા છડેચોક તિરસ્કારપાત્ર ગણાય છે. એમની આંખો સુંદર હોય છે, પણ એમના માથામાં એક રજ જેટલું જ મગજ હોય છે. આત્મરક્ષાનું એકે સાધન એમની પાસે હોતું નથી; કારણ કે મજૂરણ માખીને જેવો દંશનો કાંટો હોય છે તેવો તેમને હોતો નથી. કારણ કે એ દંશનો કાંટો બીજું કાંઈ જ નહિ પણ મજૂર માખીના ગર્ભાશયની નળી જ પુરાણકાળથી ઊતરી આવેલાં કુમારિકાજીવનના પરિપાકથી ઝેરી કાંટો બનેલી હોય છે. લગ્નનો વિહાર ખલાસ થઈ જાય એટલે તે નરોનું જીવનકાર્ય ખતમ થયું ગણાય છે; એટલે તે પછી તુરત જ બધા નરોને અપમાનકારક રીતે પૂરા કરી

૧. મરઘી વગેરે કેટલાંક પક્ષીઓનાં ઈંડાં બે પ્રકારનાં હોય છે: નરે ફલિત કરેલાં અને તે વિનાનાં. ફલિત ન થયેલાં ઈંડાંમાંથી બીજો જીવ ઉત્પન્ન થતો નથી, એ ઘણા વાચકોને ખબર હશે. મધમાખ રાણીનાં ઈંડાં પણ એમ બે જાતનાં હોય છે. પણ આશ્ચર્યકારક ફરક એ છે કે નરથી ફલિત થયેલાં ઈંડાંમાંથી માદાઓ જન્મે છે અને ફલિત ન થયેલાં ઈંડાં નિર્જીવ હોતાં નથી, પણ એમાંથી નરો ઉત્પન્ન થાય છે.

—અનુવાદક

દેવામાં આવે છે. રાણી પણ નિષ્ઠુર કુમારિકાઓ પોતાનું નાજુક ઝેરી ખંજર, જાણે વધારે ઊંચા પ્રકારના દુશ્મનો સામે જ ચલાવવાનું હોય તેમ આ અભાગિયા એદીઓ પર તે વાપરવામાં હીણપત માનતી લાગે છે. આથી તેઓ કેવળ તેમની એક પાંખ ચૂંટી લઈ તેમને મધપૂડાની બહાર હડસેલી મૂકે છે; પરિણામે તેઓ ટાઢ અને ભૂખમરાથી થોડા કાળમાં મરી જાય છે.

રાફડામાં ત્રિયારાજ નથી. પણ તેને બદલે રાજીખુશીથી નિર્માણ કરેલું નપુંસક મજૂરોનું રાજ છે. નર હોય કે માદા, સર્વે મજૂરોનાં લિંગચિહ્નો પૂર્ણપણે એવાં કરમાવી નાંખવામાં આવેલાં હોય છે કે તે ભાગ્યે જ ઓળખી શકાય છે. બધાં જ આંધળાંભીંત હોય છે; નથી હોતાં તેમને શસ્ત્રો, કે નથી હોતી પાંખો. પાક એકઠો કરવો, અને કાંઈ ખાવી તથા તેને પચાવવી એ તેમનું જ ખાસ કામ હોય છે. રાફડાના બીજા બધા વર્ગોને તેઓ જ ખવાડે છે. એમના સિવાય રાફડારાજનું બીજું કોઈ પણ ઊધઈજંતુ — પછી તે રાજા હોય, રાણી હોય, સૈનિકો હોય, કે (જેમનું વર્ણન આગળ આવશે, તે) રાજા–રાણીનું સ્થાન લઈ શકનારાં પેલાં પાંખાળાં, વિચિત્ર કુંવર–કુંવરીઓ હોય — કોઈ પણ ખોરાક પોતાની નજીક પડ્યો હોય તોયે તેને ખાઈ શકતું નથી. સુંદર કાંડીના ઢગલા પર તેઓ પડ્યાં હોય તોયે — મજૂરો ન ખવાડે તો — તેઓ ભૂખમરાથી મરી જાય: સૈનિકો જેવી કેટલીક ઊધઈ એમનાં જબરાં મોટાં જડબાંઓને (૬૩) લીધે જ; કારણકે તેને લીધે એમનું મોઢું ખોરાક સુધી પહોંચી જ શકતું નથી. બીજાં ઊધઈજંતુઓ — જેવાં કે રાજા, રાણી, પાંખાળાં કુંવર

—કુંવરીઓ જેમને છેવટે રાફડો છોડી જવાનો હોય છે તે, અથવા રાજા-રાણી મરી જાય કે વાંઝિયાં થઈ જાય ત્યારે તેમનું સ્થાન લેવાને પોષેલી ઊધઈઓ—એ બધાંના પેટમાં પાચક જંતુઓનો અભાવ હોવાથી તેઓ કાંઈ ખાઈ શકતાં નથી. કેવળ મજૂરોને ખાવા અને પચાવવાનાં સાધનો હોય છે. એ જાણે ઊધઈસમાજનું સામુદાયિક ઉદર અને આંતરડાં છે. જ્યારે કોઈ બીજી ઊધઈને ભૂખ લાગે છે ત્યારે તે નજીક દેખાતી કોઈ પણ મજૂર ઊધઈને પોતાના અડિયાથી સ્પર્શ કરે છે. જો માગણ ઊધઈ ઊછરતી અને બહુ નાની હોય, અને રાજા, રાણી કે પાંખાળી ઊધઈ થઈ શકે એ જાતની હોય તો તો મજૂર ઊધઈ પોતાના પેટમાંનું બધું ઓકી કાઢી તેને ખવાડે છે. પણ જો એ પૂરી ઊછરેલી મોટી ઊધઈ હોય તો મજૂર પૂંઠ ફેરવી પોતાનું આંતરડું ખાલી કરી ઉદારતાથી પોતાનો મળ તેને ખવાડે છે.

સંપૂર્ણ મજૂરશાહી (કૉમ્યુનિઝમ) નો અહીં આપણી પાસે એક પૂરેપૂરો નમૂનો છે. એ સમૂહજીવનમાં ઉદર અને આંતરડાં પણ આખા સમાજની સંપત્તિ છે, અને સામુદાયિક મળભક્ષણ છે. આ સમૃદ્ધ પણ ચીતરી ચડાવનારા સામ્યવાદમાં નિર્વાહની દૃષ્ટિએ જે કાંઈ ઉપયોગી હોય તેનો બગાડ થવા દેવામાં આવતો નથી, અને જેવા અમંગળ જીવનના આદર્શ પ્રત્યે કુદરત આપણને (મનુષ્યોને) પહોંચાડતી જણાય છે, તેનો અહીં સાક્ષાત્કાર થાય છે. જો કોઈ ઊધઈ પોતાની ત્વચા ઉતારે તો ઊતરેલી કાંચળી તરત જ ખાઈ જવામાં આવે છે. જો કોઈ ઊધઈ મરી જાય—પછી તે મજૂર હોય, રાજા હોય, રાણી હોય કે સૈનિક હોય—તેના

મડદાને પણ તરત જ ડાઘુઓ જમી જાય છે. ઊધઈરાજમાં કશું નકામું જતું નથી; સફાઈનું કામ પોતાની મેળે જ થઈ જાય છે, અને તે લાભકારક રીતે જ થાય છે. એમાંની દરેક વસ્તુ સારી જ મનાય છે, કશું વચ્ચે પડી રહેતું નથી; દરેક ચીજ ખાદ્ય છે, દરેક કાઠીરૂપ જ છે, અને મળ પણ લગભગ હંમેશાં ઉપરાઉપરી વપરાયે જાય છે. વળી, ખોરાક ઉપરાંત, આ મળ એમના બીજા ઉદ્યોગોનો પણ કાચો માલ છે. દા. ત. રાફડાની અંદરની નાળોને અંદરથી ખૂબ કાળજીથી લીસી અને ચકચકિત કરેલી હોય છે,–અને તે માટેનું પોલિશ કેવળ મળનું જ બને છે. એકાદ નળી ચણવાની હોય, ભોગદું છોવાનું હોય, ઓરડા કે કોઠાર બાંધવાના હોય, રાજમહેલ ઊભો કરવાનો હોય, ભંગાણ દુરસ્ત કરવાનું હોય, કોઈ ફાટ કે ચીર—જેમાંથી હવા કે અજવાળું આવી એમના પર ભારે વિપત્તિ ઉતારે એમ હોય—પૂરવાની હોય એ બધામાં એમના મળનો જ મસાલો બને છે. એમ કહી શકાય કે ઊધઈ એ જગતની પહેલા નંબરની અને સૌથી પ્રાચીન અને અદ્ભુત રસાયનશાસ્ત્રી છે. એમના જ્ઞાને સૂગમાત્ર પર વિજય મેળવ્યો છે; જગતમાં કશું નિંદનીય નથી એવી એમણે પાકી નિષ્ઠા બાંધી રાખી છે, અને પદાર્થમાત્રને, રાસાયનિક દૃષ્ટિએ એક જ પ્રકારનાં, તથા સરખાં જ ચોખ્ખાં અને પવિત્ર ગણાય એવાં, થોડાંએક સાદાં દ્રવ્યોમાં ફેરવવાની કળા એમણે સિદ્ધ કરી છે.

પોતાનું શરીર કેવું હોવું જોઈએ તેનો નિર્ણય કરવાનું અને પોતાને કયા સંજોગોમાં અને કઈ જરૂરિયાતો પૂરી પાડવા કેવા પ્રકારનાં કામ કરવાં પડશે તે જાણીને તે મુજબ પોતાનાં

શરીરને વિકસાવવાનું જે અદ્દભુત અંતર્જ્ઞાન ઊધઈમાં હોય છે, તેને લીધે ઊધઈ-મજૂરોમાં બે જાત હોય છે: એક મોટી અને બીજી નાની. મોટી જાતનાં જડબાં વધારે જબરાં અને કાતરની માફક ચાલનારાં હોય છે; તેઓ ઢંકાયેલા માર્ગે દૂર સુધી પ્રવાસ કરે છે અને ખોરાકને માટે ઉપયોગી થઈ શકે એવાં લાકડાં અને બીજા સખત પદાર્થો કાતરીને લાવે છે. નાની જાત સંખ્યામાં ઘણી વધારે હોય છે; તે રાફડામાં જ રહે છે, અને ઈંડાં, લીખ, ઇયળને ઉછેરવાનું, પૂર્ણ જંતુઓ તથા રાજા-રાણી વગેરેને ખવાડવાનું, કોઠારો ભરેલા રાખવાનું અને એવું બીજું ઘરકામ સંભાળે છે.

## ટિપ્પણ

આ પ્રકરણમાં આવેલી ઘણી બીનાઓ—અને, પરિણામે, તેમાંથી ખેંચેલાં અનુમાનો—શંકાસ્પદ છે. રાજા-રાણી, સૈનિકો, નીમ-ઊધઈઓ વગેરેને મજૂર ઊધઈઓ ખવાડે છે એ વાત સાચી છે; પણ કેટલીકને ઓકેલું અને કેટલીકને મળ ખવાડવામાં આવે છે એ કથન શંકા ભર્યું છે. ઓકેલું ન હોય પણ માત્ર ચાવીને લાળમાં સારી પેઠે મેળવેલું જ હોય એ શક્ય છે. મળનો ઉપયોગ નાળો બાંધવામાં થતો હોય એ શક્ય છે, પણ ભક્ષણમાંયે થાય છે કે કેમ એ ખાતરી નથી. તે જ પ્રમાણે કાંચળી (ઊતરેલી ત્વચા) ખાઈ નાંખવામાં આવે છે એ વાતની ખાતરી નથી.

એ જ પ્રમાણે મજૂર ઊધઈનાં લિંગચિહ્નો પાછળથી કરમાવી નાંખવામાં આવે છે એ બીનાને પૂરતું પ્રમાણ નથી એમ જણાય છે કે ઊધઈ-રાણી જે લાખો ઈંડાં મૂકે છે, તેમાંથી પૂર્ણ ઈંડાં થોડાં જ હોય છે; તેમાંથી કુંવર-કુંવરીઓ—એટલે પૂર્ણ જંતુ—નીપજે છે. બીજાં ઈંડાંઓમાં કાંઈને કાંઈ ખામી રહે છે. તેને પરિણામે

તેમાંથી નાની પાંખવાળા તથા પાંખ વિનાનાં કુંવર-કુંવરીઓ, મોટા તથા નાના સૈનિકો મોટા તથા નાના મજૂરો ઉદ્ભવે છે. એ બધાંના એક નહિ તો બીજા અવયવો અણખીલેલા કે અધૂરા ખીલેલા હોય છે. જેમકે, સૈનિકો તથા મજૂરોનાં લિંગચિહ્નો. એ ખામીને પરિણામે બીજું કોઈ અંગ ઘણું વધી ગયેલું હોય છે. જેમકે, સૈનિકોનાં જડબાં, મજૂરોનાં આંતરડાં વગેરે. ઊધઈનો વંશ કુંવર-કુંવરીઓ દ્વારા જ સારી રીતે ચાલી શકે છે, કારણકે એ જ જંતુને માતાપિતાની જેમ બધી ઇંદ્રિયો હોય છે અને તે પ્રમાણસર હોય છે. અધૂરાં કુંવર-કુંવરીઓથીયે વંશ ચાલે છે, પણ તેમાંથી પૂરાં કુંવર-કુંવરીઓ નીપજી શકતાં નથી એ નોંધવા જેવું છે. —અનુવાદક

## ૫

# સૈનિકો

### ૧

ઊધઈના જીવનમાં બીજો મહત્ત્વનો વર્ણ નર તેમ જ માદા સૈનિકોનો છે. એને પણ નિરિંદ્રિય કરેલો હોય છે. એ પણ આંધળો અને પાંખ વિનાનો હોય છે. આ સૈનિકોની બાબતમાં આપણે ગૂઢ શક્તિને ક્રિયા કરતી જોઈએ છીએ: એ શક્તિને શું નામ આપવું, અને એ ક્યાં રહે છે એ વિષે વિવિધ કલ્પનાઓ થઈ શકે. એ શક્તિને જંતુની કહેવી, કે કુદરતની કહેવી? વિચારશક્તિ કહેવી, સહજબુદ્ધિ કહેવી, પ્રેરણા કહેવી, સર્જનશક્તિ કહેવી કે ચતુરાઈ કહેવી? બધાં સરખાં જ સમજી શકાય અને સરખાં જ અગમ્ય નામો છે. વાચકને આથી કોઈ બીજું વધારે યોગ્ય કે ન્યાય્ય લાગતું નામ આપવું ઘટે તો ભલે તેવું આપે.

હું કહી ચૂક્યો છું કે સામાન્યપણે ઊધઈ જેટલો કુદરતે અપંગ રાખેલો કોઈ પણ જીવ નથી. હુમલો કરવા કે બચાવ કરવા એને કોઈ પણ અવયવ નથી. એનું પેટ એક બાળકનીયે આંગળીના દબાણથી ફૂટી જાય એવું નાજુક હોય છે. એના નિરંતર ચાલતા ગુપ્ત શ્રમમાં એ માત્ર એક જ સાધનથી સજ્જ છે. ઝીણામાં ઝીણી કીડી પણ એના પર ચડાઈ કરી એને પકડી લઈ શકે છે. આંખ વિના જ, એની અંધારી ગુફામાં ભટકતી રહી, એ પોતાનાં તીણાં જડબાંથી લાકડાનો

ભૂકો કરી શકે છે ખરી; પણ એ જડબાં શત્રુને પકડવા કામ લાગતાં નથી અને એની નાળનો ઉંબરો ઓળંગતાં જ એનો વિનાશ ચોક્કસ છે. અને, એની ગુફા—એને એનો દેશ કહો, નગર કહો, એની એક જ મૂડી કહો કે એનું સર્વસ્વ કહો,—એમાં જ એનાં અંગત તેમ જ સામુદાયિક જીવન, પ્રાણ, આત્મા—જે કહો તે—છે; એ જ એનાં કાશી કે મક્કા છે. એ ગુફા હંમેશાં તો શિલાના ઢાંકણથીયે વધારે સજ્જડ રીતે વાસેલી હોય છે: છતાં, પરંપરાથી ચાલતા આવેલા અને ન તોડી શકાય એવા કોઈ નિયમથી પ્રેરાઈ દર વર્ષે અમુક થોડી મિનિટ સુધી એ જંતુને પોતાની ગુફા ખોલી નાંખવી પડે છે. એ એમને માટે એક પ્રલયની ઘડી હોય છે. એ પ્રલયની વાટ જોતા લાખો બહારના જીવો પણ ટાંપીને બેઠેલા હોય છે. તે વખતે એનાં વર્તમાન તથા ભવિષ્યનો, એના સર્વસ્વનો નિષ્ઠુર સંહાર થવાની ધાસ્તી ઉત્પન્ન થાય છે. આમ છતાં, કોણ જાણે કેટલાયે કોટિ જમાનાથી તેણે પોતાનું જીવન ટકાવી રાખવામાં સફળતા મેળવી છે. માણસ પણ એના જેવો જ એક બીજો કુદરતી સાધનો વિનાનો જીવ છે; માણસે પણ જીવન ટકાવવામાં સફળતા મેળવી છે ખરી; પણ, મનુષ્યને સફળતા મેળવતા પહેલાં યુગોના યુગો સુધી ક્લેશ અને વિટંબણા વેઠવાં પડ્યાં છે. સામાન્ય જીવનમાં ઊધઈની પરાપૂર્વથી દુશ્મન કીડી છે; એની સામે એણે પોતાના રક્ષણ માટે અભેદ્ય કિલ્લો બાંધ્યો છે. સાચું જોતાં, (એક સિવાય) કોઈ પણ પ્રાણી એના અભેદ્ય કિલ્લાને તોડી કે કબજે કરી શકે એમ નથી; કીડી પણ એના ઉપર અચાનક જ છાપો મારી શકે છે

પણ, પેલો ગઈ કાલે જન્મેલો અને આજે આગળ આવેલો માણસ — એની સામે એ કિલ્લો એનું રક્ષણ કરવા સમર્થ થયો નથી. માણસને ઊધઈએ જાણ્યો નહોતો. એની સામે એ તૈયાર થઈ રહી નહોતી. સુરંગ, કોદાળી અને કરવતથી માણસ જ એના કિલ્લાને જીતી શકે છે.

માણસની જેમ, એનાં શસ્ત્રો બહારનાં સાધનોનાં બનેલાં નથી. એણે વધારે સારી રીતો શોધેલી છે, અને એ રીતે, પોતે જીવનતત્ત્વની વધારે નજીકમાં છે એમ બતાવ્યું છે. જાણે વીરરસને મૂર્તિમાન કરીને, જાણે જાદુથી કલ્પનાને સિદ્ધ કરીને, કે જાણે યોગાભ્યાસથી સિદ્ધિઓ મેળવીને એણે પોતાનાં શસ્ત્રો પોતાનાં શરીરમાં જ ઉપજાવ્યાં છે — પોતાનાં અંગને જ સાધનો રૂપે વિકસાવ્યાં છે; અથવા, આ જગતના સૂત્રાત્મા સાથે, આખા વિશ્વના વ્યાપક પ્રાણ સાથે, બ્રહ્માંડનું સૂત્ર ચલાવનારી શક્તિ સાથે કોઈ ગુપ્ત સંબંધ સાંધીને, — અથવા, જેને માટે આપણે હજુ ફાંફાં મારીએ છીએ એવા જીવન-વિદ્યાના કોઈ ગૂઢ નિયમોને જાણી લઈને એણે એ શસ્ત્રો સિદ્ધ કર્યાં છે. આ બાબતમાં, તેમ જ બીજી પણ કેટલીક બાબતમાં, એનું જ્ઞાન માણસ કરતાં વિશેષ છે એમાં શંકા જ નથી. માણસ પોતાનો વ્યક્તિગત અહંકાર — પોતાનું જુદાપણું — ભૂલી શકતો નથી; એના મર્યાદિત અહંકારને લીધે એની ઇચ્છાશક્તિ પણ એના પોતાના જ મન ઉપર ચાલી શકે છે. ઊધઈની ઇચ્છાશક્તિ જ્યાં જ્યાં એના રાફડાનો વહેવાર ચાલે છે, અને એના જીવનનાં ઉત્પત્તિ-સ્થિતિ-સંહાર થાય છે, તે આખાયે અંધારા દેશમાં વ્યાપે છે.

પોતાના કિલ્લાના રક્ષણને માટે ઊધઈએ પોતાનાં ઈંડાંમાંથી જ એક સૈનિકોનો વર્ગ નિર્માણ કર્યો છે. સૂક્ષ્મદર્શક કાચમાંથીયે મજૂરોનાં ઈંડાંમાં અને સૈનિકોનાં ઈંડાંમાં કશો જ ફરક શોધી શકાતો નથી. એ સૈનિકોનાં પરાક્રમોને પુરાણોમાં રાક્ષસોની વાતો આવે છે તેની સાથે, પ્રમાણમાં, સરખાવી શકાય. એનું ભિંગડાળું માથું કદમાં, એના બાકીના શરીરની સરખામણીમાં, અઘટિત રીતે મોટું અને જબરું વધેલું છે; એનાં જડબાંનું વજન એના શરીરના બીજા ભાગ કરતાં વધારે હોય છે. ઊધઈનો સૈનિક એટલે જાણે શિંગડાંનો બનેલો, સ્નાયુની બળવાન કમાનોથી ચાલતો, કરચલાના મોં જેવો સાંડસો. એ સાંડસો પોલાદ જેવો સખત, અને એટલો વજનદાર, મોટો અને અગવડભર્યો હોય છે કે એને લીધે એને બાપડાને ખાવુંયે ફાવતું નથી; મજૂરોએ એના મોંમાં કોળિયો મૂકવો પડે છે.

કોઈ કોઈ વાર એક જ રાફડામાં બે જાતના સિપાઈઓ મળી આવે છે. બંનેના અવયવો સરખા જ હોય છે, પણ એક કદે મોટો હોય છે અને બીજો નાનો હોય છે. નાના સિપાઈઓ શું કામ બજાવે છે, તે હજુ શોધાયું નથી; કારણ, ભયને પ્રસંગે એ સિપાઈઓ પણ, મજૂરની જેમ જ, પલાયન કરી જાય છે. કદાચ એ નગરની અંદરની પોલીસ હોય. કેટલીક જાતોમાં ત્રણ પ્રકારના સિપાઈઓ પણ હોય છે.

લંકામાં થતી કેટલીક ખાસ જાતની ઊધઈના (૧૬) સિપાઈઓ વળી વધારે વિચિત્ર હોય છે: એ સૂંઢાળી કે પિચકારીવાળી ઊધઈઓ કહેવાય છે. એના સિપાઈઓને જડબાં નથી હોતાં; પણ દવા અથવા રબરનો સામાન

વેચવાવાળા એક જાતના ફુક્કા વેચે છે—(જેનો ઉપયોગ નાક કે ફેફસામાં દવાની ઝેણુ ઉડાડવા માટે થાય છે)—બરાબર એવી જ જાતનો, આ સૈનિકોના માથાની જગ્યાએ એક ફુકકો હોય છે. એનું વજન એના બાકીના શરીરના જેટલું જ ભારે હોય છે, અને એને લીધે એનો દેખાવ બિહામણો લાગે છે. શત્રુ નજીક આવે છે એમ એને, આંખો ન હોવાથી, અનુમાનથી લાગે, ત્યારે આ ફુક્કા વડે લગભગ પોણા ઇંચ દૂરથી તે પોતાના શત્રુ પર એક જાતનું ચીકણું પ્રવાહી ઉડાડે છે; તેને લીધે એ શત્રુ ત્યાં ને ત્યાં જ ચોટી જાય છે. એની જમાનાઓની દુશ્મન કીડીને ઊધઈનાં જડબાં કરતાંયે આ ગુંદરની પિચકારીનો વધારે ડર લાગે છે.[1] હાલતીચાલતી તોપો જેવું આ એમનું શસ્ત્ર જડબાં કરતાં વધારે ચડિયાતું સાધન છે. એને લીધે એ જ વર્ગની એક પેટા જાતિ (૧૮) આંધળી હોવા છતાં ખુલ્લામાં નીકળીને પણ કૂચ કરી શકે છે. નાળિયેરીના થડમાં ઊગતી એક જાતની લિકન (૭૧)

---

૧. બેથેલિયર નામના એક આચાર્યે એક વાર આ ઊધઈના ૫૦ સૈનિકોને અને તેની સાથે છ મોટી લાલ કીડીને એક વાસણમાં પૂર્યાં. થોડી મિનિટ બાદ માલૂમ પડ્યું કે કીડીઓ ચીકાશમાં સપડાઈ ગઈ હતી, અને ચાલી શકતી નહોતી. એકાદ કીડી ખસવાનો પ્રયત્ન કરે કે તુરત જ એક સૈનિક તેની તરફ પોતાનો ફુવારો છોડે. છતાં, કીડી અને ઊધઈ વચ્ચે બિલકુલ શરીરે શરીરનો સ્પર્શ થતો નહોતો, અને માત્ર થોડો વખત જ પિચકારીનો હુમલો ચલાવવાનું ઊધઈમાં બળ જણાતું. જેમ જેમ કીડી ફાંફાં મારતી તેમ તેમ તેના અવયવ વધારે ચોટતા જતા; છેવટે આખાં શરીર ચોટી ગયાં, અને ચોટીને જ બધી કીડીઓ મરણ પામી.

નામની શેવાળ એને બહુ ભાવે છે. એ પ્રાપ્ત કરવા માટે એ ઊધઈ રાતને વખતે ચડાઈ કરે છે. બગ્નિયને આવી ચડાઈનો એક ફોટો લીધો છે. જાણે પાણીની ધાર વહેતી હોય તેમ, એમાં કલાકોના કલાક સુધી બે બાજુ બહારની ગમ પિચકારીનું મોં ધરીને ઊભેલી સૈનિકોની હાર વચ્ચે થઈને મજૂરસેના કૂચ કરતી દેખાય છે. કીડી એમની પાસે જઈ શકતી નથી.[2]

ઊધઈની એ જ જાતોને (૨૨ અને ૩૦) દિવસે પણ ખુલ્લામાં નીકળવાની હિંમત કરતી અત્યાર સુધી જાણવામાં

---

૨. "ફોટો પરથી આ લશ્કરની સંખ્યા ગણતાં માલૂમ પડે છે કે લગભગ તેર ઇંચની જગ્યામાંથી ૨૩૨ થી ૬૨૩ સુધી ઊધઈઓ પસાર થઈ હતી; એટલે કે દર મિટરે (લગભગ ૪૦ ઇંચે) ૮૦૬થી ૧,૬૧૭ ઊધઈઓ થઈ. મિટરે સરેરાશ હજાર ઊધઈ ગણીએ તો મિનિટે એક મિટરના વેગથી પાંચ કલાકમાં ત્રણ લાખ જેટલી મજૂરસેના કૂચ કરી ગઈ એમ થયું. એક ફોટોમાંના સૈનિકોની સંખ્યા ગણી જોતાં ૨૧॥। (પોણા બાવીસ) ઇંચ જેટલી જગ્યામાં ડાબી બાજુએ ૮૦ અને જમણી બાજુએ ૫૧ સૈનિકો હતા; એટલે કે, મિટર દીઠ અનુક્રમે ૧૪૬ અને ૯૬, કુલ ૨૪૨ સૈનિકો થયા. (વાર દીઠ ૧૩૩+૮૭=૨૨૦ લગભગ.)

"એક વાર એક પાછા વળતા લશ્કરને કીડીઓ હેરાન કરવા લાગી. ઝૂંપડીની ભોંય આગળ ભીંતની લગોલગ થઈને એ શેવાળ લઈને જતી હતી. સાડા ત્રણ મિટર (લગભગ ૧૧॥ વાર) જેટલી જગ્યામાં મેં ગણતરી કરી તો ૨૮૧ સિપાઈઓ શત્રુની સામે મજૂરોનું રક્ષણ કરતા જણાયા." (ડા. ઈ. બગ્નિયન) મજૂરો તેમ જ સૈનિકો બધા જ આંધળા હોય છે, એ ભૂલવું ન જોઈએ. માણસ એ સ્થિતિમાં હોય તો શું કરે?

આવી છે.[3] બીજી રીતે પણ તેઓ અપવાદરૂપ છે. એ આંધળી નથી, પણ એને (હીરાના જેવી) પાસાદાર આંખો પણ હોય છે. સૈનિકોની રક્ષા, દેખરેખ અને સૂચના તળે રહીને એના મજૂરો દશદશ કે પંદરપંદરની હારમાં ('ફાઈલ'માં) જંગલમાંથી ખોરાક મેળવવા કૂચ કરે છે. થોડી થોડી વાર એકાદો સિપાઈ કોઈક ટેકરી પર ચડી આજુબાજુના પ્રદેશનું અવલોકન કરે છે, અને પછી સીટી વગાડે છે. ઉત્તરરૂપે લશ્કર પોતાની ઝડપ વધારી ચાલે છે. સીટીના આ અવાજથી જ સ્મીથમનને આ ઉધઈની જાતની પહેલી શોધ લાગી. આ કૂચ લગભગ પાંચછ કલાક ચાલી હતી, અને તે દરમ્યાન બેશુમાર ઉધઈઓ કૂચ કરી ગઈ હતી.

બીજી જાતની ઉધઈઓના સિપાઈ પોતાનો કિલ્લો છોડી શકતા નથી. અંધ હોવાથી એમણે અંદર રહ્યે જ છૂટકો. સિપાઈઓને પોતાની જગ્યાએ અડગ રાખવા માટે કુદરતે એમને આવો સીધો અને વહેવારુ ઉપાય શિખવાડ્યો છે. ઉપરાંત, એ સૈનિકો પોતાના મોરચા પર સામે મોઢે જ લડી શકે છે. એમનું મોઢું ફેરવો કે એમનો નાશ નક્કી; કારણ કે, એમનું ભિંગડાળું કવચ કેવળ માથા અને ખભા પૂરતું જ હોય છે; પાછલા ભાગો ઇયળના જેવા નરમ અને જરાક ચટકાથી નાશ પામે એવા નાજુક હોય છે.

---

૩. નાશિકની જેલમાં તથા દેવલાલીના આરોગ્યભુવનમાં મેં ઉધઈને, કીડીની જેમ, બબ્બેની જોડીમાં હારબંધ દિવસે કૂચ કરતાં જોઈ છે. એ આંખોવાળી હોય છે કે કેમ, તે હું કહી શકતો નથી.
—અનુવાદક

૨

જાણે વંશપરંપરાથી સ્વભાવમાં જ ઊતરી આવ્યું હોય એવું કીડીઊધઈનું વેર છે.[૪] એ ઓછામાં ઓછા ૨૦ થી ૩૦ લાખ વર્ષનું જૂનું છે; કારણ, ભૂસ્તરવિદ્યા મુજબ કીડીનું જીવન ઊધઈ પછી શરૂ થયેલું જણાય છે. એમ કહી શકાય કે કીડી ન હોત તો આ સંહારક જંતુએ આખા દક્ષિણ ગોળાર્ધનો કબજો કરી લીધો હોત. એની સાથે એમ પણ કહી શકાય કે કીડીની સામે પોતાનું રક્ષણ કરવાની ખાસ જરૂર પડવાને લીધે જ ઊધઈમાં ખાસ પ્રકારના ગુણો પોષાયા, એની બુદ્ધિ અતિશય ખીલી, અને એની સમાજરચના અત્યંત ચતુરાઈભરી અને આશ્ચર્યકારક બની. પણ, આ પ્રશ્નનો નિકાલ કરવા આપણે નહિ બેસીએ.

ઊધઈની હલકી જાતોમાંથી બે (૨,૬) પર ધ્યાન ખેંચવા જેવું છે. એ રાફડા બાંધતી નથી, પણ ઝાડનાં થડને પોલાં કરી તેમાં જીવન ગાળવામાં સંતોષ માને છે. એમનામાં બધી જ ઊધઈઓ લગભગ સરખું જ કામ કરે છે, અને મજૂર, સૈનિક વગેરે વર્ગના ભેદો ભાગ્યે જ પારખી શકાય છે. કીડીને પોતાના રહેઠાણમાં આવતી અટકાવવા માટે પ્રવેશદ્વારોને તે પોતાના મળ સાથે લાકડાનો વહેર ભેળવી તે વડે બંધ કરી દે છે. આ જ ઊધઈની એક પેટા જાતિમાં (૭) એક અદ્ભુત પ્રકારના સિપાઈ છે; એનું માથું મોટા દાટા

૪. માણસ આ દુશ્મનાવટનો લાભ ઉઠાવે છે. મદ્રાસ તરફ કોઠારમાં થતા ઊધઈના ત્રાસને દૂર કરવા એક જાતની (૪૮) કીડીને સંઘરવામાં આવે છે. —**લેખક.** (થાણા જિલ્લામાં આંબાના મૂળમાંયે કેટલીક મોટી કીડી મૂકવામાં આવે છે. —**અનુવાદક**)

જેવું હોય છે. લાકડાના વહેરને બદલે છિદ્ર આગળ એ પોતાનું માથું ગોઠવી દઈ તેને દુરસ્તી થતાં સુધી પૂરી દે છે.

આ રીતે આવી હલકી જાતોથી માંડીને શેવાળ ઉગાડનારી તથા પિચકારી મારનારી જેવી અતિ 'સુધરેલી' જાતો સુધી ઊધઈના વિકાસની જુદી જુદી પગથીઓ માલૂમ પડે છે. હવે 'સુધારાની' ટોચ આવી ગઈ છે એમ માનવાને પણ કાંઈ કારણ નથી. એ વિકાસની જાડી રૂપરેખા બગ્નિયને દર્શાવી છે. પણ એનું વીગતવાર વર્ણન આજે શક્ય નથી, કારણ કે ઊધઈની લગભગ ૧૨૦૦ થી ૧૫૦૦ જાતો છે એમ મનાય છે. આમાંથી, ઈ. સ. ૧૯૧૨માં હોમગ્રેને માત્ર ૫૭૫ને જુદી પાડી હતી; એમાંની ૨૦૬ તો કેવળ આફ્રિકાની જ છે; અને એમાંથી આશરે સોએકનું જ વિશેષ અવલોકન થયું છે. પણ જેટલું આપણે જાણીએ છીએ તે પરથી એટલું કહી શકાય કે જેમ નરમાંસભક્ષકોથી માંડીને સભ્યતાને શિખરે પહોંચેલી પ્રજાઓ સુધી માનવી વિકાસના અનેક ભેદો છે, તેમ ઊધઈમાં પણ અનેક સ્પષ્ટ જણાઈ આવે એવા ભેદો છે.[૫]

---

૫ બગ્નિયનના મત પ્રમાણે નીચે મુજબ વિકાસની ભૂમિકાઓ છે:

૧લી: રહેઠાણના બહારના ભાગ પર કાઠવહેરનો ઢગલો કરનારી, અને મળ તથા વહેરના મિશ્રણથી દ્વારો બંધ કરી દેનારી (૨, ૬):

૨જી: કાઠવહેર સાથે વાળ અથવા મળની લાહી કરી, તે વડે પોતાની નાળો, ભીંતો, ઉછેરઘર વગેરે બાંધી, અને તેને મજબૂત બંધ કરી રહેનારી: આ, સામાન્ય રીતે, જાડા પૂંઠા (કાર્ડ બોર્ડ) ના મસાલાથી કરેલું બાંધકામ કહી શકાય (૩, ૧૧, ૧૫):

રાત અને દહાડો કીડી ઊધઈના રાફડા પાસે છિદ્ર ખોળતી ભટકયા કરે છે. ઊધઈએ સાવચેતીના પોતાના ખાસ ઉપાયો આ વેરીને માટે જ લીધેલા હોય છે. ઝીણામાં ઝીણી ફાટોની કાળજીપૂર્વક ચોકી કરવામાં આવે છે; મુખ્યત્વે, એ ફાટો હવાની આવજા માટે રાખેલી હોય છે. રાફડામાં હવાનો પ્રવાહમાર્ગ એવો સરસ રીતે યોજેલો હોય છે કે આપણા કુશળમાં કુશળ આરોગ્યશાસ્ત્રીઓ પણ એમાં દોષ ન કાઢી શકે.

પણ, ગમે તે દુશ્મન હોય, માળા પર હુમલો થયો છે અને કયાંક બાકોરું પડયું છે એમ માલૂમ પડતાં જ એક મોટા માથાનો સૈનિક નીકળી આવતો અને પોતાનાં જડબાંને જમીન સાથે અફાળી ભયનો હોંકારો કરતો દેખાય છે. તુરત જ ચોકીદાર સૈનિકોની ટુકડી આગળ ધસી આવે છે, અને તેની પાછળ આખું લશ્કર ભેગું થાય છે. બધા પોતાનાં માથાંથી ભંગાણ બંધ કરવા મંડી પડે છે, અને તેની સાથે જ પોતાનાં જડબાંને કચકચાવતાં તેઓ અંધપણે અને અવ્યવસ્થિત રીતે એક જબરો ઘોર અવાજ કરે છે. અથવા, જોકે તેમને ફાંફાં મારતાં રસ્તો ખોળવો પડે છે છતાં, તેઓ શત્રુ પર વરુની જેમ તૂટી પડે છે, અને જોરથી બચકાં મારી જે ભાગ તોડી

---

૩જી : માટી અને લાળનો ફોલ કરી તે વડે રાફડા બનાવનારી. આમાં માટીના અણઘડ બાંધકામથી માંડીને સફાઈબંધ 'વિશાળ રાફડા સુધી પહોંચતી અનેક પગથીઓ છે :

૪ થી : શેવાળની ખેતી કરનારી : આ કળામાં પણ સંપૂર્ણતા સુધી પહોંચ્યા પહેલાં અનેક પગથીઓ પડે છે.

શકાય તેને તોડી ખેંચી જાય છે અને મરતાં સુધી તે ટુકડાને છોડતા નથી.[6]

3

જો હુમલો લાંબો વખત ચાલે તો સિપાઈઓ ઝનૂન પર ચડે છે અને એક જાતનો તીણો અવાજ કરે છે. એ અવાજ ઘડિયાળની ટિકટિકારી કરતાં વધારે ઝડપથી અને કેટલાક વારના અંતર પર્યંત સંભળાય છે. એના જવાબમાં માળાની અંદરથી સીટીનો અવાજ આવે છે. આ રણગીત માથું સિમેંટ સાથે અફાળવાથી અને દાઢને છાતી સાથે ઘસવાથી થાય છે, અને એમાં એક જાતના તાલ અને સ્વરનો મેળ હોય છે; ને એક એક મિનિટને અંતરે ચાલ્યા કરે છે.

આવી વીરતાથી રક્ષા કરવા છતાં, કોઈક વાર કેટલીક કીડીઓ નગરમાં પેસારો કરવામાં ફાવી જાય એમ બને છે.

---

૬. બગ્નિયને પોતાના પુસ્તકમાં આવા કુશળ અને ગફલતરહિત એક ચોકીપહેરાનું સાચું અને મનોવેધક વર્ણન કર્યું છે. એણે કાચના ઢાંકણવાળા એક ડબ્બામાં એક ખાસ ઊધઈનું (૧૭) કુટુંબ રાખ્યું હતું. બીજે દિવસે સવારે જોયું તો જે ટેબલ ઉપર એ ડબ્બો મૂકેલો હતો તેનું ઢાંકણ એક જાતની મોટી કીડીથી (૪૯) ઢંકાઈ ગયું હતું. ઢાંકણ બહુ લપટું હોવાથી એણે ધાર્યું કે બધી ઊધઈ નાશ પામી હશે પણ એમ થયું નહોતું. ભય માલૂમ પડવાથી કેટલાક સિપાઈઓ ટેબલ ઉપર ડબ્બાને ચોમેરથી ઘેરીને ઊભા હતા, અને એક બીજી ટુકડી હારબંધ ગોઠવાઈને કાચ ઘાલવાની ખોભણને સાચવીને ઊભી હતી. શત્રુ સામે પિચકારી તાકીને આ શૂરવીર રજકણિયા સિપાઈઓએ આખી રાત ચોકી કરી હતી, અને એક પણ કીડીને ડબ્બામાં પેસવા દીધી નહોતી.

એમ થતાં જ કેટલાક વીરો કેસરિયાં કરે છે. આગલી રાંગના સિપાઈઓ પોતાનું સર્વ બળ શત્રુને વધતા રોકવામાં ખર્ચે છે; અને, તેટલામાં તેમની પાછળ મજૂરો ઝપાટાબંધ ભીંત ઊભી કરી જે કાંઈ માર્ગ હોય તેને બંધ કરી દે છે. વીરોનું બલિદાન થાય છે, પણ શત્રુ આગળ આવી શકતો નથી. કોઈ વાર એક જ ટેકરી પર કીડી અને ઊધઈ બન્ને સાથે રહેતી જોવામાં આવે છે તેનું કારણ આ છે. એ કાંઈ બે વચ્ચે સુલેહ થયાનું ચિહ્ન નથી. પણ જે ભાગ ઊધઈને છોડી દેવો પડ્યો હોય તેટલામાં જ કીડી વસે છે. રાફડાના અંતઃપુર સુધી કીડી પહોંચી શકતી નથી.

મોટે ભાગે આખા રાફડાનો કબજો લેવામાં તો કીડી ફાવતી જ નથી. પણ જેટલો ભાગ કબજામાં આવે તેટલાને કીડી લૂંટી લે છે. પ્રેલ નામના જર્મન ઇસ્ટ આફ્રિકાના એક ગૃહસ્થે આવી લડાઈઓ ધ્યાનપૂર્વક નિહાળી છે. તેના કહેવા પ્રમાણે એકેક કીડી આશરે છ ઊધઈને પકડી, ઘાયલ કરી જમીન પર તરફડતી મૂકે છે. પછી દરેક કીડી ત્રણચાર ઊધઈને ઊંચકી, હારબંધ થઈ પોતાના કોઠિયારામાં ચાલી જાય છે.

પ્રેલે જોયેલું કીડીનું લશ્કર લગભગ ચાર ઇંચ પહોળું અને દોઢ વારથી વધારે લાંબું હતું. કૂચ દરમ્યાન તેનો એક જાતનો કઠોર અવાજ સંભળાતો હતો.

હુમલો પૂરો થતાં સૈનિકો થોડો વખત ભંગાણની જગ્યાએ રહે છે, અને પછી પોતાની ચોકી પર કે વિશ્રામ-સ્થાને પાછા જાય છે. ભય પૂરો થયાની સૂચના મળતાં જ નાસી ગયેલા મજૂરો પાછા કામે ચડે છે. એક વર્ગ પાસે

વીરતાનાં અને બીજા પાસે પરિશ્રમનાં કામો કરાવવાવાળું ઊધઈનું કામની વહેંચણીનું ધોરણ બુદ્ધિભર્યું અને ચોક્કસ છે. મજૂરોનું સમારકામ ન માની શકાય એટલું ઝપાટાબંધ ચાલે છે. ડા. ટ્રગાર્ડ ખાતરી આપે છે કે હથેલી જેટલું બાકોરું ઊધઈ એક કલાકમાં પૂરી દઈ શકે છે; સેવેજ લખે છે કે એક સાંજે એણે એક રાફડાનો કેટલોક ભાગ સાફ કરી નાંખ્યો. બીજે દિવસે સવારે જોયું તો ઊધઈએ એ પાછો જેવો ને તેવો રચી દીધો હતો, અને તે ઉપર પોતાના કોલનું નવું પડ ચડાવ્યું હતું. આવી ઝડપ ઉપર જ એમના જીવતરનો આધાર છે; કારણ, જરા પણ છિદ્ર રાખવું એટલે અસંખ્ય દુશ્મનોને હુમલો કરવા નોતરવા અને પોતાના નગરનો નાશ કરાવવો એ અર્થ થાય.

૪

હમેશાં વફાદાર અને બહાદુર છતાં, આ સૈનિકો કોઈ જુલમી રાજ્યના માત્ર ભાડૂતી માણસો હોય એમ પહેલી નજરે જણાય છે; પણ તેમ નથી. તેમને બીજાં કામો પણ બજાવવાનાં હોય છે. નાળિયેરીની શેવાળ ખાનારી ઊધઈનું (૧૮) વર્ણન આપણે આગળ કરી ગયા છીએ. એ જાતના સિપાઈઓને, આંખ વિનાના હોવા છતાં, કૂચ શરૂ કરતાં પહેલાં આગળથી તપાસ કરવા મોકલવામાં આવે છે. આપણે એ પણ વાંચી ગયા કે આંખાળી ઊધઈના (૩૦) સિપાઈઓ કૂચ થતી હોય તે વખતે બરાબર ઉપરી-અમલદારોની જેમ જ વર્તે છે. સંભવિત છે કે રાફડામાંયે આ પ્રકારનું કામ તેમને કરવું પડતું હોય; પણ આ બાબત ચોક્કસ નિશ્ચય કરી શકાતો નથી, કારણ કે જરા

પણ ભય ઉત્પન્ન થતાં તે બધા બંગાળુની જગ્યાએ ધસી આવે છે, અને ત્યાં તેમને માત્ર સિપાઈગીરી જ કરવાની હોય છે. સેવિલ-કેન્ટે ઑસ્ટ્રેલિયામાં લીધેલા એક ફોટામાં મજૂરોની એક ટુકડી એક પાટિયું ખાવામાં મશગૂલ છે, અને બે સિપાઈઓ પહેરો ભરી રહ્યા છે એમ દેખાય છે. સિપાઈઓ અનેક રીતે સેવા બજાવવાનો પ્રયત્ન કરતા જણાય છે: દાખલા તરીકે, જડબામાં ઈંડાં ઊંચકી જાય છે, બે રસ્તા ફંટાતા હોય ત્યારે, જાણે રસ્તો બતાવતા હોય તેમ, નાકા પર ઊભા રહે છે. સ્મીધમન એટલે સુધી જોયાનું કહે છે કે રાણીને કદીક પ્રસૂતિની વેદના થતી હોય તો કેટલાક સિપાઈ આવીને તેને હેતથી થાબડે છે.[૭]

મજૂરો કરતાં એમનામાં વધારે સૂઝ અને વિચારશક્તિ હોય એમ લાગે છે. ઊધઈની જમાતનો એમને એક જાતનો અમીરવર્ગ કહી શકાય. પણ માનવી અમીરોના જેવી જ એમનીયે કમનસીબ મોટાઈ છે; કારણ કે એ અમીરોયે પોતાનો ખોરાક પોતાની મેળે મેળવી શકતા નથી, અને પોતાના જીવન માટે બીજા લોક ઉપર જ આધાર રાખીને રહેવું પડે છે. પરંતુ મનુષ્યસમાજ અને ઊધઈસમાજ વચ્ચે એક મોટો ભેદ છે.

૭. મૅરેસને આ કલ્પના માન્ય લાગતી નથી. એ કહે છે કે ઊધઈ રાણીના શરીરમાંથી એક જાતનો રસ ઝર્યા કરે છે. રાણીને પંપાળવા માટે પેલી ઊધઈઓ તેને વળગતી નથી, પણ એ રસને ચૂસવા માટે. પણ મેટરલિંકે બીજે સ્થળે કહ્યું છે તેમ તે વડે તે પોતાનું પેટ ભરતી નથી, પણ તુર્ત જ નીમ-ઊધઈના ખંડમાં જઈ ત્યાં તેમને એ પિવાડે છે. એટલે કે આ એક જાતનું માનું દૂધ છે.
—અનુવાદક

તે એ કે ઊધઈઅમીરોનું ભાગ્ય મજૂરોના મનસ્વી તોર પર લટકી રહેતું નથી, પણ તે કોઈ બીજી શક્તિના હાથમાં છે. એ શક્તિને આપણે હજુ શોધી શક્યા નથી, પણ એના ગૂઢ સ્વરૂપને ઉકેલવાનો આપણે પ્રયત્ન કરીશું.

આગળ 'વિદાય' નામનું પ્રકરણ આવશે; એમાં આપણે જોઈશું કે એ વિદાય આપવાને વખતે આખું નગર નાશ પામવાના ભયમાં હોય છે; નગરની સર્વ પ્રજા ગાંડીતૂર અને ભાનભૂલી બને છે; પણ એટલા ઉન્માદની વચ્ચે આ સૈનિકો તદ્દન શાંત રહ્યા હોય છે, અને જેમ માણસોની જાત્રા કે મેળાના ખળભળાટમાં સ્વયંસેવકો કે પોલીસ શાંતપણે લોકોની આવજાનું નિયમન કરે, તેમ તેઓ વ્યવસ્થા જાળવે છે. જાણે સંકટને સમયે નગરની રક્ષા માટે નિમાયેલા કોઈ મંડળે સર્વે સલામતીના ઉપાયો યોજવાની એમને સંપૂર્ણ સત્તા સોંપી હોય તેમ તેઓ હોંશિયારી બતાવે છે અને સત્તા વાપરે છે. એમનાં ભયંકર જડબાં કે પિચકારી વડે એ નિરંકુશ સત્તાનો તેઓ, ધારે તો, સહેલાઈથી દુરુપયોગ કરી શકે; પરંતુ જે સર્વનિયંતા અને ગૂઢ શક્તિની તે નગર પર સત્તા ચાલતી જણાય છે, તે શક્તિને આ સમયે પણ તેઓ નમ્રપણે અધીન રહેલા જણાય છે.

સામાન્ય રીતે સૈનિકોની સંખ્યા કુલ વસ્તીનો પાંચમો ભાગ હોય છે. પણ જે નાના રાફડાઓ પર પ્રયોગો કરી શકાયા તેમાં વધારે સૈનિકોને દાખલ કરીને તપાસતાં માલૂમ પડયું કે જ્યારે સૈનિકોની સંખ્યા પંચમાંશ કરતાં વધી જાય છે, ત્યારે, પેલી અગમ્ય શક્તિની મૂગી આજ્ઞાથી જેટલા સૈનિકો ઉમેરાયા હોય, લગભગ તેટલા જ સૈનિકોનો નાશ

થવા દેવામાં આવે છે. એમાં, એમ નથી સમજવાનું કે ઉમેરાયેલા સૈનિકોને જ—પરાયા હોવાથી—મરવા દેવામાં આવે છે. કરેલા પ્રયોગોમાં ઉમેરેલા સૈનિકો પર પરખાય તેવી નિશાની કરવામાં આવી હતી. સારાંશ કે સૈનિકોની સંખ્યા વધી જવાથી જ તે મરે છે. અર્થાત્, પેલી શક્તિ ગણતરી રાખવામાંયે કુશળ હોવી જોઈએ.

આ સૈનિકોનો, મધમાખીની જેમ, કતલ કરીને નાશ કરવામાં આવતો નથી. સો મજૂર ઊધઈઓ મળીને પણ શરીરબળથી એક સિપાઈને મારી ન શકે; કારણ કે, માત્ર એમનું પાછલું અંગ જ નાજુક હોય છે. એમનો ખોરાક બંધ કરવાની જ કેવળ જરૂર રહે છે. જાતે ખાવા અશક્ત હોવાથી ભૂખમરાથી તે મરી જાય છે.

એ ગૂઢ શક્તિ કઈ રીતે પોતાની ગણતરી કરતી હશે? કઈ રીતે કોનો ભોગ આપવો તેનો નિર્ણય કરી તેને જુદા પાડતી હશે? જે હજારો પ્રશ્નો ઊધઈના અવલોકનમાંથી ઊઠે છે તેમાંનો આ પણ એક છે, અને તેનો કશો ખુલાસો હજુ મળ્યો નથી.

આ પ્રકરણ પૂરું કર્યાં પહેલાં, આ અંધારા દેશના સૈનિકો એક પ્રકારની જે વિચિત્ર અને થોડીઘણી સંગીતમય કળા અવારનવાર દેખાડે છે તેની વાત પણ કરવી ઘટે છે. આ સિપાઈઓને ઊધઈ દેશનો ગીતઘેલો નહિ તોયે ઘોંઘાટઘેલો વર્ગ તો કહી શકાય જ. એ અવાજ ઘણુંખરું તાલમાં હોય છે, અને બીજી ઊધઈઓ ઝીણા સ્વરવથી તેનો જવાબ વાળે છે. એ અવાજો દ્વારા ભયનું સૂચન, મદદ માટે હોંકારા, કોઈ રીતનું શોકપ્રદર્શન, અનેક જાતના કિલકિલાટ વગેરે થતાં હોય

એમ લાગે છે. આ ઉપરથી કેટલાક જંતુશાસ્ત્રીઓ એમ માને છે કે ઊધઈ એ, કીડીની જેમ કેવળ મૂછના સ્પર્શથી જ નહિ પણ પરસ્પર સમજતી હોય તેવી કોઈ જાતની ચોક્કસ ભાષાનોયે ઉપયોગ કરતી હોવી જોઈએ. એ હો કે ન હો, એટલું તો નક્કી કે મધમાખી કે કીડીના જેવી ઊધઈ સાવ બહેરી નથી, પણ આ અંધ પ્રજામાં ધ્વનિનું ચોક્કસ સ્થાન છે, અને એમના કાન તીક્ષ્ણ છે.[૮] જો રાફડો જમીનની નીચે હોય, અથવા છએક ફૂટ જેટલા લાકડાના વહેરથી ઢંકાયેલો હોય તો આ અવાજનું કશું બાહ્ય ચિહ્ન માલૂમ પડતું નથી. પણ જેમાં રાફડો બન્યો હોય એવા એકાદ ઝાડના થડને કાન અડાડવામાં આવે તો અવાજનો એકસરખો ઝણઝણાટ ચાલતો સંભળાશે. વારંવાર થયેલા આવા અનુભવોને પરિણામે એમ માન્યામાં આવતું નથી કે આ અવાજો કેવળ અચાનક થયેલા હોય.

વળી એ પણ દેખીતું છે કે આવી અટપટી અને સૂક્ષ્મ જીવનપદ્ધતિ એકએકની સંમતિ વિના ટકી ન શકે. એમાં સમાજના એક અંગની બીજા પર સંપૂર્ણ મેળયુક્ત એવી અસર થતી જણાય છે કે, બધાની સંમતિ ન માનીએ તો

---

૮. નૉઇઝ તેમ જ મૅરેસ બન્ને કહે છે કે સૂક્ષ્મમાં સૂક્ષ્મ તપાસ કરતાંયે ઊધઈનાં શરીર પર નાક, કાન કે આંખનાં ચિહ્નો મળી શકતાં નથી. એટલે કે જે સ્થૂળ ગંધ, શબ્દ કે તેજનો અનુભવ આપણને થાય છે, તેવો એનો અનુભવ હોઈ શકે નહિ. પણ એનાં સૂક્ષ્મ — ઈથરમાં થતાં — આંદોલનોને તે ગ્રહણ કરતી હોવી જોઈએ. આની વિસ્તારપૂર્વક ચર્ચા માટે તે લેખકોનાં પુસ્તકો જોવાં ઘટે.

— અનુવાદક

એમ માનવું પડે કે એ બધા ચમત્કારો આગળથી કુદરતે જ નિર્મેલા મેળને લીધે થાય છે. આ ઓછું સંભવિત છે. ઊધઈમાં સમજશક્તિ રહેલી છે એના જે અનેક પુરાવા ધીમે ધીમે ભેગા થતા જાય છે, તેમાંથી આ બાબતમાં ખાસ લાગુ પડતા એક પુરાવા પર જ હું વાચકનું ધ્યાન ખેંચું છું: કેટલાક રાફડા એવા હોય છે કે જે એક જ સમાજના અને એક જ રાજા-રાણી વાળા હોવા છતાં દૂર દૂર આવેલા ઝાડને રોકી રહેલા હોય છે. આ જૂથો એકબીજાથી અણસંધાયેલાં છતાં એક જ રાજવ્યવસ્થાને અધીન રહે છે, અને એકબીજા સાથે પૂરેપૂરો સંબંધ રાખે છે. દાખલા તરીકે, રાણીના મરણથી કે જનનક્રિયા બંધ પડવાથી ખાલી પડેલી જગ્યા પૂરવાની જરૂર ઊભી થાય છે; એને માટે જુદાં જુદાં ઝાડોમાં ખાસ ઉમેદવાર ઊધઈઓને રાખેલી હોય છે. તેવી કોઈ ઊધઈનો એકાદ ઝાડમાં નાશ થાય, તો તુરત જ જોડેના ઝાડમાંથી ઉમેદવારોની એક ટુકડી તેમની જગ્યા લેવા પહોંચાડી દેવામાં આવે છે. આ રાણીની જગ્યા લેનારી ઊધઈઓ રાફડારાજનું એક બીજું અદ્‌ભુત અને ચતુરાઈભર્યું અંગ છે; પણ તેને વિષે આગળ આપણે વિવેચન કરીશું.

૫

જુદા જુદા અવાજ, હોંકારા, કિલકિલાટ, સીટી, ભય-ભડાકા વગેરેથી ઊધઈને સ્વર અને તાલનો કંઈક ખ્યાલ હોય એવો સંભવ છે એમ આપણે જોયું. આ ઉપરાંત, ઘણી વાર, ઊધઈઓ એક જાતનો તાલબદ્ધ એકત્ર નાચ કરતી પણ માલૂમ પડે છે. જાણે નૃત્યકળામાં ભારે નિપુણ હોય, અથવા કોઈ વિચિત્ર રાસમંડળીના ખેલાડી હોય તેમ એમનો આ

નાચ ચાલે છે. નવી જન્મેલી ઊધઈઓ સિવાય બાકીની બધી ઊધઈઓ આ રાસમાં જોડાય છે. એમની આ રાસલીલાએ સર્વે જંતુશાસ્ત્રીઓને મૂંઝવી નાંખ્યા છે. એ નાચમાં શરીરને એક પ્રકારના આંચકા આવે છે; એમાં ઘૂંટીઓ હાલતી નથી, પણ આખું શરીર ધ્રૂજે છે અને હાલ્યાં કરે છે; એ હાલણનો ઝોક આગળ અને પાછળ હોય છે, અને સહેજ બાજુમાંયે લળે છે. થોડી થોડી વારે વિશ્રાંતિ લેતાં લેતાં આ નાચ કલાકો સુધી ચાલે છે. ઘણુંખરું એ 'વિદાય'ની પહેલાં ખેલાય છે; કદાચ કોઈ જાતની પ્રાર્થના કે ધાર્મિક ક્રિયારૂપે હોય; અથવા પોતાની મોટામાં મોટી આહુતિના આરંભવિધિ તરીકે હોય. જુવાન જોડાંઓની એ પ્રેમલીલા (સંવનન) હોય એવી મ્યૂલરની કલ્પના છે.[૯] પ્રયોગ માટે કાચની નળીમાં પૂરવામાં આવેલી ઊધઈઓ પણ, એ નળીને હલાવવામાં આવે અથવા એકાએક અજવાળામાં લઈ જવામાં આવે, તો આવો રાસ માંડતી જણાય છે. ઊધઈને લાંબો વખત કાચની નળીમાં રાખી શકાતી નથી: કારણ કે એ કેવળ કાષ્ઠના જ નહિ, પણ ધાતુના દાટાનેયે કોરી નાંખે છે અને એમનું રસાયનજ્ઞાન એવું અદ્‌ભુત છે કે કાચને પણ ખાઈ નાંખે છે.

---

૯. જેમ કામ વગેરેના આવેગોથી બીજાં મોટાં પ્રાણીઓના આખા શરીરમાં ઉન્માદદશા આવે છે, તેમ રાફડારૂપી પ્રાણીનો આ કામોન્માદ છે એવી મેટરલિંકની કલ્પના જણાય છે.—અનુવાદક

## ૬

# રાજા-રાણી

હવે આપણે મજૂરણો અને સૈનિકો (કે વીરાંગનાઓ)ને છોડી રાજા-રાણી પાસે પહોંચીએ. પ્રજા નિર્માણ કરવાની બધી મહેનત આ કમનસીબ જોડાને જ, એક લંબચોરસ કોટડીમાં જન્મકેદી તરીકે રહી, ઉઠાવવી પડે છે. રાજા—અથવા, કહો કે, રાણીના વર, (કારણ કે મહત્ત્વનું પાત્ર રાણી છે)—કદરૂપો, નાના કદનો, નિર્બળ, બીકણ, ચોરની જેમ હંમેશાં રાણીના શરીર તળે છુપાઈને રહે છે.[1] જંતુસૃષ્ટિમાં રાક્ષસી આકૃતિઓ નિર્માણ કરવામાં કુદરત ઉદાર છે ખરી, છતાં ઊધઈમાતાના જેવું મોટું ઉદર કોઈ જંતુને હોતું નથી. ખીચો-ખીચ ભરેલાં ઈંડાંથી જાણે હમણાં ફાટી જશે એવું લાગતું એક રાક્ષસી પેટ એ જ એનું શરીર છે એમ કહી શકાય. ચારેક ઇંચ લાંબી અને ત્રણેક ઇંચના એકસરખા ઘેરાવવાળી ડબ્બીની બાજુમાં એક કાળી ટાંકણી ખોસી હોય. તેમ એના ધોળા ઉદરની બાજુએ એક નાનકડું માથું અને ગરદન, જાણે માંડમાંડ નીકળી આવ્યાં હોય એમ જણાય છે. આ પરિમાણ નાતાલની એક ઊધઈરાણીનું (૨૭) છે. એ જ જાતની મજૂરણની લંબાઈ માત્ર આશરે $\frac{1}{20}$ ઇંચ અને ઘેરાવો $\frac{1}{8}$ ઇંચ હોય છે.

ચરબીના એક મોટા લોચામાંથી નીકળી આવેલી સોય જેવી પાતળી ગરદન, અને એવા જ ઝીણા તથા નિરુપયોગી

---

૧. આ વિષયમાં નોઇઝ અને મૅરેસના મત વિષે પ્રકરણને અંતે ટિપ્પણ જુઓ.

પગ એ એને કેવળ જોવા માટે જ મળેલાં લાગે છે: કારણ, એ પગ વડે એનાથી ચોખાપૂર જેટલી જગ્યાયે બદલી શકાતી નથી. સરેરાશ દર સેકંડે એ એક ઈંડું મૂકે છે; એટલે કે ૨૪ કલાકમાં ૮૬ હજારથી વધુ અને વર્ષનાં ત્રણ કરોડ.

ઇશેરિચની વધારે હળવી ગણતરી સ્વીકારીએ તો એની ઊધઈરાણી (૪) રોજનાં ૩૦ હજાર ઈંડાં મૂકે છે; તે હિસાબે વર્ષનાં ૧,૦૯,૫૦,૦૦૦ ઈંડાં થાય.

આપણે જાણીએ છીએ ત્યાં સુધી, રાત હોય કે દિવસ, પ્રસવક્રિયામાંથી અટકવું એ ઊધઈરાણી માટે શક્ય જ હોતું નથી; અને, એનું આવરદા ચારથી પાંચ વર્ષનું હોવાથી એ ક્રિયા એટલો કાળ એને સતત ચાલુ રાખવી પડે છે.

પ્રખ્યાત જંતુશાસ્ત્રી ઇશેરિચ એક વાર આ રાજમહેલ સુધી ઓચિંતો પહોંચી શક્યો, અને ત્યાં ચાલતી ક્રિયાને વગર અડચણે નિહાળી શક્યો. એણે એનું એક ચિત્તવેધક ચિત્ર પણ દોર્યું છે. સામાન્ય ઊધઈના કદના પ્રમાણમાં વિશાળ, તથા નીચા અને અંધારા ઘુમ્મટ નીચે આખી જગ્યાને લગભગ ભરી દેતું આ બિહામણી રાણીનું ચીકણું, ધોળું, નિશ્ચળ, ઢીલું અને જાડું શરીર પડેલું હોય છે. વારંવાર ચાટતા અને પંપાળતા હજારો પૂજારીઓ એ માતાની આરાધના કર્યા કરે છે. આ આરાધના સાવ નિષ્કામ નથી હોતી કારણ કે માતાના શરીરમાંથી ઝરતો રસ એટલો મોહક હોય છે કે માતાના ભક્તો એની ચામડીની પ્રસાદી લૂંટવા ન માંડે તે માટે એના અંગરક્ષક તરીકે રહેલા સિપાઈઓને તનતોડ મહેનત કરવી પડે છે.[૨] ઘરડી રાણીઓનાં શરીર પર

૨ પાછળ પા. ૬૪ પરની છઠ્ઠી નોંધ જુઓ. —**અનુવાદક**

એવાં કેટલાંયે ચિહ્નો પડેલાં હોય છે, જે પરથી એ શરીર વારંવાર ઈજા પામ્યાં હશે એમ જણાઈ આવે છે.

માતાના સદા અતૃપ્ત મોઢામાં ખોરાક ખવાડવા માટે સેંકડો મજૂરો કામે લાગેલા હોય છે. બીજે છેડે, બીજું એક ટોળું બહાર પડતાં ઈંડાંઓને સાફ કરી ઊચકી જવામાં રોકાયેલું હોય છે. આ બે ગડબડિયાં ટોળાંની વચ્ચે સિપાઈઓ વ્યવસ્થા જાળવવા ફરતા રહે છે. આ ઉપરાંત મહેલની ચોતરફ પૂંઠ રાખી, કોઈ અણધાર્યો શત્રુ આવી ન ચડે એની તપાસ રાખવા, મોટા સિપાઈઓ જડબાં તૈયાર રાખી હારબંધ સ્થિરપણે ઊભા હોય છે.[3]

જે ક્ષણે રાણીની જનનશક્તિ ખલાસ થઈ જાય કે તુરત જ પેલી ગૂઢ નિયંતા શક્તિ, જે જ્યાં ત્યાં ઊધઈના રાજ્યમાં સત્તા ચલાવતી માલૂમ પડે છે, તેના હુકમથી રાણીનો ખોરાક બંધ કરી દેવામાં આવે છે. જેમાં કોઈને પણ અંગત રીતે જવાબદાર ગણી ન શકાય એવી આકરી છતાં સચોટ રાજહત્યાનો આ નમૂનો છે. રાણી ખૂબ પુષ્ટ હોવાથી એનું શરીર હોંશથી ખાઈ નાંખવામાં આવે છે, અને એની જગ્યાએ સિલક ઊધઈમાંથી એકને બેસાડવામાં આવે છે.

અત્યાર સુધી એમ મનાતું હતું કે મધમાખીની માફક ઊધઈરાણીને પણ જ્યારે એ રાજા સાથે ઊડવા નીકળે છે ત્યારે ગર્ભ રહે છે. પણ એ માન્યતા બરાબર નથી. કારણ કે

3. મેરેસનો આ વિષયમાં જુદો જ ખુલાસો છે. તેને માટે પ્રકરણને છેડે ટિપ્પણ જુઓ.



**ઊધઈ કુટુંબનું ચિત્ર**

વચ્ચે ઊધઈ રાણી છે; એના મધ્ય ભાગમાં લાંબું જંતુ છે તે ઊધઈ રાજા હશે; ઝીણાં જંતુઓ ઊધઈ મજૂરો છે; ચોકી પહેરો કરે છે તે સૈનિકો. લગભગ પૂરેપૂરા પ્રમાણનું ચિત્ર જણાય છે.

તે વખતે એ બન્નેનાં શરીર પૂરાં ખીલેલાં હોતાં નથી. એમનાં લગ્નની રીત પણ ઘણી વિચિત્ર અને વિચાર કરવા જેવી છે. એ વિધિમાં વરવહુ એકબીજાની પાંખો તોડી નાંખે છે, અને રાફડાનું ઘર માંડી તેમાં પોતાને કાયમના કેદી કરી લે છે. આ પછી રાણીને ગર્ભ રહેતો હોય એમ લાગે છે.

રાજારાણી કેવી રીતે પરસ્પર સંબંધમાં આવે તે વિષે બહુ ચોક્કસ માહિતી નથી. સિલ્વેસ્ટ્રી માને છે કે તેમનો સીધો સંબંધ થતો જ નથી; બન્નેનાં શરીરની રચના જ એવી છે કે તે શકય લાગતો નથી. એના મત પ્રમાણે ઈંડાં બહાર પડ્યા પછી રાજા તેમાં બીજ નાખે છે. ગ્રાસીનો મત છે કે બન્નેનો સંબંધ થાય છે અને વારંવાર થાય છે. બન્ને જંતુશાસ્ત્રમાં સરખા પ્રમાણભૂત લેખાય છે.

## ટિપ્પણ

૧ નોઇઝ રાજાનું વર્ણન જુદી રીતે કરે છે. એ કહે છે કે, "રાજા નરમ સ્વભાવનો, નિર્દોષ અને રાજાપણાના રુઆબ વિનાનો જણાય છે; તે એની રાણીના શરીર પર બાળકની જેમ હળવે પગે કૂદકા મારતો અને નાચતો માલૂમ પડે છે. બીજદાતા થવા સિવાય એ બીજું કાંઈ કરતો હોય તો તે આપણે જાણતા નથી. . . . પણ એને વિષેયે એક અદ્ભુત હકીકત છે. પોતાની રગમાં કે વંશમાં લડાયક જુસ્સાનાં લક્ષણો વિનાનું આ જંતુ એના જનાના પર કોઈ હુમલો કરે ત્યારે ક્રોધથી રાતો થઈ જાય છે. આંખેથી તો જોઈ શકે નહિ; છતાં કોઈ આવી ચડયું છે એવું સમજી ગયેલો તે અહીંથી ત્યાં અને ઉપરથી નીચે એને શોધવા દોડાદોડ કરી મૂકે છે; અથવા, જાણે પોતાની રાણીના દુશ્મન પર હવામાં તાકતો હોય તેમ શરીરના આગલા ભાગને ઊંચો કરે છે. આ ઝીણાશા જંતુની તે વખતની

નીડરતા સાથે જ એક આશ્ચર્યકારક વસ્તુ છે. માણસના મત પ્રમાણે એનામાં વ્યક્તિપણાનું ભાન કે બુદ્ધિ તો હોતાં નથી. તો તેનામાં આ સ્વભાવપરિવર્તન તથા મમત ક્યાંથી આવે છે?

મૅરેસ આ વર્ણનનું સમર્થન કરે છે. તે કહે છે કે જીવનની શરૂઆતમાં રાજા અને રાણીનાં રૂપ સરખાં હોય છે. તેમની જાતિનું તે સુંદર જોડું કહી શકાય. પણ પછી રાણીનું શરીર તો ફૂલવા માંડે છે. રાજા કરતાં તે હજારોગણી મોટી અને જાડી બને છે અને જાણે ચીકણા પાણીથી ભરેલી કોથળી હોય તેવી કદરૂપી દેખાય છે. પણ રાજાએ તો કોઈ અદ્ભુત કીમિયો સાધ્યો હોય તેમ છેલ્લા દિવસ સુધી પહેલા દિવસના જેવો જ સુંદર અને જુવાન જ રહે છે. છતાં તેની કદરૂપી બનેલી રાણી પ્રત્યે એનાં વહાલ અને વફાદારીમાં જરાયે ઊણપ આવતી નથી; ઊલટાં, દિવસે દિવસે તે વધતાં જણાય છે. જો કોઈ એના જનાના પર હુમલો કરે, તો તે હતાવળો અને ગભરાટમાં એની રાણીને પડખે ઊભો થશે. નાસી જઈને પોતાના જીવને બચાવવાનું એની કલ્પનામાંયે આવતું નથી. રાણીના જાડા દેહને ચોંટી જઈ એને બચાવવા તે પ્રયત્ન કરે છે, અને જો હુમલો કરનાર નિર્દય હોય તો તેની પડખે જ પોતે પણ મરણ પામે છે. સૌંદર્યના નાશ પામ્યા પછી પણ પોતાની અર્ધાંગના માટે પ્રેમ અને વફાદારીનું આ કેવું અદ્ભુત દૃષ્ટાંત છે!

૨ મૅરેસના મત પ્રમાણે ઊધઈ રાણીની આસપાસે રહેતું સિપાઈઓનું ટૂંડાળું રાણીનું રક્ષણ કરવા માટે ઊભું હોય છે એ માન્યામાં આવતું નથી. કારણ કે, જે પ્રાણી આખો રાફડો ખૂંદતું ખૂંદતું રાણીના મહેલ સુધી જઈ શકે, તેને સિપાઈઓની આ એકવડી હાર શું કરી શકવાની હતી? એ પોતે એ સૈનિકોને હુમલો કરવા માટે ઉશ્કેરવા પણ અસમર્થ થયો. બીજા સૈનિકોને અડીએ તો કરડે છે, પણ આ સૈનિકોને ખસેડવામાં આવતાંયે જરાયે દંશ દેવાનો તે પ્રયત્ન કરતા નહોતા. જાણે ક્લોરોફૉર્મ આપ્યો હોય, તેમ તેઓ અર્ધ ઘેનમાં જ ઊભેલા જણાતા હતા.

એની કલ્પના પ્રમાણે ઊધઈરાણી એ રાફડા-શરીરનું મસ્તક છે; અને આ સિપાઈઓનું કૂંડાળું એની કરોડ છે. જેમ મનુષ્ય વગેરે પ્રાણીઓની કરોડમાં થઈ બધાં જ્ઞાનતંતુઓ ફેલાય છે અને મગજ અને શરીરની ક્રિયાઓ ચાલે છે, તેમ આ કૂંડાળાનો રાફડા-શરીરને ઉપયોગ છે.

આના પ્રમાણમાં એ નીચેનો અનુભવ ટાંકે છે:

એક વાર તે એક રાણીની તપાસ ચલાવી રહ્યો હતો. તેટલામાં રાફડાની છતમાંથી એક મોટું ઢેફું રાણીના શરીર પર પડ્યું; રાણીને, અર્થાત્, સારી પેઠે વાગ્યું. તરત જ તેનાં અદ્ભુત પરિણામો આવ્યાં. શાંત જણાતી રાણી પોતાનું માથું એકસરખું આમથી તેમ હલાવવા લાગી. તે સાથે જ તેની આસપાસના મજૂરો એકદમ, જાણે હડતાળ પાડી હોય તેમ, કામ છોડી ટોળાં કરી આમતેમ ભમવા લાગ્યા. રાણીના અંગરક્ષક સૈનિકો પણ કૂંડાળું તોડી બાજૂના ખંડોમાં નાસી ગયા. ત્યારબાદ સેંકડો નાના નાના મજૂરો રાણીવાસમાં આવી ચઢ્યા, અને રાણીના શરીર પર આક્રમણ કરી તેની ચામડી પરથી ઝરતા રસને ઝપાટાબંધ ચૂસવા લાગ્યા. રાજા પણ આ કામમાં જોડાયો. પાંચ મિનિટમાં તેઓએ રાણીને એટલી ચૂસી લીધી કે તેની ચામડી ઢીલી પડીને ઝૂલવા લાગી

દરમ્યાનમાં રાફડાના બીજા દૂરના ભાગો તપાસતાં જણાયું કે અકસ્માત પહેલાં જે ઊધઈઓ વ્યવસ્થિત રીતે કામ કર્યે જતી હતી, ત્યાં પણ કામ અટકી પડ્યું હતું. રાફડાના દૂરના ભાગોમાં પણ હડતાળ પડી ગઈ હતી, અને ટોળાં વળવા માંડ્યાં હતાં રાણીને થયેલી ઈજાની જાણ આખા રાફડામાં પહોંચી ગઈ હતી એમાં શંકા નહોતી.

થોડી વારે રાણીને કળ વળવા માંડી હોય એમ લાગ્યું. સૈનિકો અને મજૂરો ઉપર પણ તે જ ક્રમે એનું પરિણામ જણાવા લાગ્યું. મજૂરો ચૂસતા બંધ થયા. નાસી ગયેલા અંગરક્ષકો પાછા આવી કૂંડાળામાં ઊભા થઈ ગયા. રાણીના માથાની હલામણ

ધીમી થઈ. દૂરના મજૂરો પણ પાછા કામે ચઢવા લાગ્યા. પહેલા કાર્યક્રમમાં કાંઈક ફરક પડ્યો હોય તો તે એ કે મજૂરો રાણીને ખવાડવાની ઉતાવળ કરતા જણાયા. થોડીવારમાં રાણીનું કદ પાછું મૂળ જેવું વધી ગયું. બીજે દિવસે તો હંમેશનું નિયમિત જીવન ચાલુ થઈ ગયું હતું.

મૅરેસની કલ્પના બરાબર હોય તો રાણીનો ખોરાક બંધ કરીને તેને મારી નાખવાની કલ્પનાને માટે સ્થાન રહેતું નથી. રાણીની જનનશક્તિ અને મગજશક્તિ સાથે જ નાશ પામે તો એ ખોરાક લે જ શી રીતે? —**અનુવાદક**

૭

# વિદાય

## ૧

મજૂરો, સિપાઈઓ, રાજા અને રાણી—એટલાંને આપણે જોયાં. ઊધઈનગરના આ જથુકના અને મહત્ત્વના સ્તંભો છે. આ દેશનો કારભાર કેવા કડક કાયદા પ્રમાણે ચાલે છે, અને એના વતનીઓનું જીવન કેવું ગુપ્ત, ખેદકારક, ચીતરી ચડે એવું અને એકસૂરું છે તે પણ આપણે જોયું. પણ હવે આ નગરના એક બીજા વર્ગ પ્રત્યે આપણે ધ્યાન આપીએ. સૂર્યનાં કિરણથી હમેશાં વંચિત રહેલા આ કમનસીબ કેદીઓ પોતાની આનંદહીન જમાતમાં સેંકડો યુવાનયુવતીઓનો પણ એક વર્ગ ખૂબ શ્રમ અને ઘસારો વેઠીને ઉછેરે છે. આ વર્ગની ઊધઈઓને લાંબી પારદર્શક પાંખો હોય છે, હીરાના જેવી પાસાદાર આંખો હોય છે અને તે, જાણે, કરોડો આંધળાઓની વચ્ચે અંધારા નગરમાં રહી રહી ગરમ દેશના ઉગ્ર સૂર્યકિરણનો અનુભવ કરવા માટે તૈયારી કરતી બેઠી હોય છે. આખા સમાજમાં કેવળ એમને જ નરમાદાનાં ચિહ્નો હોય છે. જો ક્રૂર વિધાતાની મરજી હોય તો એમનામાંથી એકાદ રાજદંપતી નિર્માણ થાય અને નવા ઊધઈનગરની સ્થાપનાની આશા રહે. આ જીવતા કબ્રસ્તાન જેવા શહેરના વતનીઓ જે કાંઈ આકાશદર્શનના કે પ્રેમનો

અનુભવ કરવાના અભિલાષ રાખતા હોય, જે કાંઈ સુખ ભોગવવાનાં સ્વપ્ન સેવતા હોય, કે નિરંકુશ આનંદના મનોરથ પોષતા હોય, તે બધાની સિદ્ધિની આશા આ જોડાંઓમાં વસીને રહી હોય છે. એમના પેટમાં પાચક જંતુઓ ન હોવાથી તે કાંઈ ખાઈ શકતાં નથી; આથી, મજૂરો મારફતે પોષણ મેળવતાં તેઓ ઓરડે ઓરડે કામધંધા વિનાનાં ભટક્યાં કરે છે, અને ભોંયરામાંથી નીકળી બહારનાં સુખ ભોગવવાની ઘડી ક્યારે આવે તેની વાટ જોતાં રહેલાં હોય છે. ઉનાળાને અંતે અને ચોમાસું બેસતાં જ એ લગ્નઘડી આવ્યાની નોબત વાગે છે. આપણે જાણીએ છીએ કે સામાન્ય રીતે તો ઊધઈનગર હવાની આવજા માટે જેટલી ફાટોની જરૂર હોય તેટલી જ રાખી બાકી બધી રીતે સજ્જડ બંધ કરેલું હોય છે, અને આખા નગરના વિનાશની ધાસ્તીને લીધે બહારની દુનિયા સાથેનો બધો વ્યવહાર તોડીને રહે છે. પણ આવા એ કિલ્લામાં આ ઘડી આવી લાગતાં એક જાતનો ઉન્માદ ઉત્પન્ન થાય છે. એકાએક રાફડામાં ચીરા પડેલા માલૂમ પડે છે, અને તેની પાછળ સિપાઈઓનાં રાહુ જેવાં માથાં દેખાય છે; જવાઆવવાની સખ્ત મનાઈ કરતા તેઓ ત્યાં ઊભા રહે છે. આ ખુલ્લા પડેલા ચીરા અંદરની ગલીઓ અને ઓરડાઓ સાથે સંકળાયેલા હોય છે, જેમાં બધી પ્રજા લગ્નઘડીને માટે અધીરી થઈને બેઠેલી હોય છે. પેલી ગૂઢ શક્તિની કોઈ અકળ નિશાની થતાં જ સિપાઈઓ ચીરા આગળથી હઠી જાય છે. અને છાતી ધડકતાં વરકન્યાનાં ટોળાં માટે રસ્તો ખુલ્લો કરી નાંખે છે. દરેક મુસાફર લખે છે કે ત્યાર બાદ જે દેખાવ નજરે પડે છે તેની

આગળ મધમાખોની વિદાયનો દેખાવ કાંઈ વિસાતનો નથી હોતો. એના રાફડા ઘાસની ગંજી જેવા હોય, પિરામીડ જેવા હોય, કે કિલ્લા જેવા હોય; જો એ ભાગમાં અનેક રાફડાનાં જૂથ આવ્યાં હોય તો સેંકડો વીઘાં જમીન પર જ્યાં ત્યાં ચીરા અને કાણાં નજરે પડે છે, અને તેમાંથી જેમ સજ્જડ બંધ કરેલા બોઈલરને ફાડીને અંદરથી વરાળ બહાર ધસે તેમ, કરોડો ઊધઈઓ પાંખો ફફડાવતી, વિનાશકારક અને મોટે ભાગે અતૃપ્ત રહેનારી કામવાસનાની મિથ્યા શોધમાં, આકાશ તરફ ધસે છે.[1] સંસારના ઇતર સર્વ પદાર્થોની જેમ જ આ પ્રયાસ પણ કેવળ સ્વપ્ના જેવો મિથ્યા નીવડે છે. એમના આનંદનું સ્વપ્ન એક ક્ષણ પણ ટકતું નથી. હજુ પૂરું બહાર ઊડ્યાંયે નથી તે પહેલાં તો તે જમીન ઉપર બરાબર પડવા માંડે છે, અને પોતાનાં તૂટેલાં અંગોથી જમીનને ઢાંકી દે છે. બસ! ઉત્સવ પૂરો થયો! કામે દગો દઈ યમના પાશમાં સર્વને સોંપી દીધાં!

પોતાનાં તરુણ જોડાંઓની આહુતિરૂપે જે આ ઉજાણી ઊધઈ તરફથી દર વર્ષે અપાય છે, તેની બીજા જીવોને પણ કોઈ દિવ્ય અગમચેતી મળેલી હોય છે. આથી, અનેક પક્ષીઓ, નાનામોટા કીડા, બિલાડાં, કૂતરાં, ઉંદર, નોળિયા, લગભગ દરેક જાતનાં જીવડાં અને ખાસ કરીને કીડી અને ભમરા

---

૧. આપણા દેશમાં ચોમાસાનો પહેલો વરસાદ પડતાં જ આ દૃશ્ય ગામડે ગામડે જોવા મળે છે. રાત્રે દીવા ઉપર બે ત્રણ દિવસ સુધી સેંકડો પાંખવાળી કીડીઓ ભેગી થાય છે. આપણે કહીએ છીએ કે 'કીડીઓને પાંખ ફૂટી' ખરું જોતાં આ ઊધઈનાં કુંવર-કુંવરીઓ જ હોય છે એમ લાગે છે. — અનુવાદક

આ ઘડીને માટે ટાંપીને બેઠેલાં હોય છે, અને તેમનું દર્શન થતાં જ એમની ઉપર ચોમેરથી તૂટી પડે છે. તે વખતે સેંકડો વીઘાં જમીન ઢંકાઈ જાય એટલા લાખો અરક્ષિત જીવોનો ભયંકર સંહાર શરૂ થાય છે. પક્ષીઓ તો એટલી ઊધઈઓને પકડે છે કે પોતાની ચાંચ પણ બંધ કરી શકતાં નથી. માણસો પણ એ ઉજાણીમાં ભાગ પડાવવાનું છોડતા નથી. જમીન પર તરફડતા જીવોને એ પાવડાથી ભેગા કરી લઈ એને તળીને કે સીઝવીને ખાય છે, અથવા બીજી વસ્તુ સાથે ભેળવીને ભાખરીની જેમ અંગારા પર શેકીને ખાય છે. બદામની પૂરી જેવો એનો સ્વાદ લાગે છે એમ કહેવાય છે. જાવા વગેરે દેશોમાં એ બજારમાંયે વેચાવા આવે છે.

છેલ્લી પાંખાળી ઊધઈ ઊડી જતાં જ, એ જ અદૃશ્ય સત્તાના હુકમથી રાફડો બંધ થઈ જાય છે. છિદ્રો પૂરી દેવામાં આવે છે, અને જે બહાર નીકળ્યાં તેમને ફરીથી અંદર લેવામાં આવતાં નથી.

એમનું શું થાય છે? કેટલાક જંતુશાસ્ત્રીઓ કહે છે કે પોતાની મેળે ખાવાને અશક્ત હોવાથી અને એક પછી એક અનેક શત્રુઓ પાછળ લાગેલા હોવાથી, તેમાંનો એકેએક જીવ નાશ જ પામે છે. બીજા કેટલાક એમ કહે છે કે એમાંનું એકાદ જોડું વિનાશમાંથી બચી જાય છે અને કોઈ આજુ-બાજુના રાફડાના મજૂર કે સિપાઈ એમને ઉપાડી લે છે અને રાજા–રાણીની જગ્યાના ઉમેદવાર તરીકે રાખી લે છે. પણ એમ કેવી રીતે તે બચી જાય, અને કોણ એમને બચાવી શકે? મજૂરો કે સિપાઈઓ તો બહાર ફરી શકતા જ નથી, અને પાડોશના રાફડાનાં મોં પણ તેમન પોતાના વતનની

જેમ જ પૂરી દેવાયેલાં હોય છે. કેટલાક, વળી, એમ પણ કહે છે કે એકાદ જોડું એકાદ વર્ષ સુધી પોતાની મેળે નિર્વાહ કરવા શક્તિમાન થાય છે, અને સિપાઈઓ અને મજૂરોને ઉપજાવે છે. પછી તેમની પ્રજા તેમને પોષે છે. પણ એ ગાળામાં તે કેવી રીતે નભી શકે? એમનાં આંતરડાંમાં પાચક જંતુઓ હોતાં જ નથી, અને તેથી તેમને લાકડું ખાવું અશક્ય છે એ સિદ્ધ થયેલું છે. આ બધી કલ્પનાઓ એકબીજીથી ઊલટી છે, અને આ વિષે હજુ કશું ચોક્કસ જ્ઞાન નથી એ દેખીતું છે.[૨]

---

૨. બોર્ડોની જંતુશાળાના આચાર્ય ડા. ફેતાડ યુરોપની ઊધઈઓના (૨૩) ખાસ અભ્યાસી છે. એ જણાવે છે કે કાચની નળીઓમાં ઉછેરેલી ઊધઈના પ્રયોગો પરથી, તેમ જ જંગલોના જે ભાગોમાં પહેલાં બિલકુલ ઊધઈ કે રાફડા નહોતા ત્યાં 'વિદાય' બાદ જે રાફડાનો વસવાટ માલૂમ પડ્યો છે તેના કાળજીપૂર્વક અભ્યાસથી, જણાય છે કે આ તરુણ દંપતી મજૂરોની મદદ વિનાયે ગૃહસ્થાશ્રમ શરૂ કરી શકે છે. ગરમ દેશોની ઊધઈઓ પણ આમ કરી શકે છે કે કેમ એ જોવાનું છે. ડા. બગ્નિયન મને ખાતરી આપે છે કે એણે લંકામાં દંપતીઓને નવાં ઘર માંડતાં જોયાં છે. પણ એ ઊધઈઓ શેવાળનો બગીચો કરનારી હોય છે, અને તેથી એમને પાચક જંતુની જરૂર રહેતી નથી. એમાં માદા નરની મદદથી પહેલાં શેવાળનો બગીચો તૈયાર કરવા માંડે છે, અને પછી ઈંડાં મૂકવાં શરૂ કરે છે. નિર્માણ થતાં જ પહેલા મજૂરો પોતાનાં માતપિતાની આજુબાજુ કિલ્લો બાંધવા મંડી પડે છે.

(યુજીન મૅરેસ પણ આ વાતને ટેકો આપે છે. — **અનુવાદક**)

## ૨

આવું દીર્ઘદૃષ્ટિવાળું, ચીકણું અને કંજૂસ સ્વભાવનું જંતુ આવા મિથ્યા વિવાહની પાછળ આટલો બધો જીવનાશ, શક્તિનાશ અને સંપત્તિનાશ થવા દે છે એ નવાઈ જેવું લાગે છે. દર વર્ષે થતા આ ભયંકર બલિદાનનો હેતુ એક જ કલ્પી શકાય છે: તે—બીજા રાફડાની ઉધઈ સાથે લગ્નસંબંધ સાધવાનો: પણ, એ હેતુ સિદ્ધ થવો જ શક્ય લાગતો નથી. જો બીજી જાતની ઉધઈના રાફડાનું જૂથ ત્યાં હોય તો જ બીજા કુળમાં વિવાહસંબંધ થઈ શકે; આમ ક્વચિત જ બને છે. વળી બધાંની વિદાય એક જ દહાડે થાય છે; આથી જો કોઈ જોડું પાછું પોતાના રાફડામાં પેસવા પામે તોયે હજારે નવસેં નવ્વાણું બનાવોમાં તો તે એક જ કુટુંબનાં નરમાદા હોવાનો સંભવ છે. અલબત, આમ નિશ્ચિતપણે કહેવું ધૃષ્ટતા ગણાય; ભલે આપણને આ બધો વહેવાર અવિચારી કે અસંબદ્ધ લાગે; પણ એમાં આપણા ખામીભર્યા નિરીક્ષણનો કે સમજવાની શક્તિનોયે દોષ હોય, અને આપણી જ ક્યાંક ભૂલ થતી હોય: સિવાય કે—એક ફ્રેંચ વિદ્વાન (કૉન્ત)ના મતને અનુસરીને—એ દોષ આપણે કુદરતને માથે ઢોળીએ. એ વિદ્વાન કહેતો કે પ્રકૃતિ આથીયે વધારે મોટી ભૂલો કરવાની શક્તિ, બાહ્યત: તો, ધરાવતી જણાય છે જ.[3]

---

૩. મધમાખીમાંયે વિવાહનો પ્રસંગ મધપૂડાના જીવનમાં જાહેર આફતરૂપ છે, અને જો એક જ વર્ષમાં બે વાર એ પ્રસંગ આવે તો મૂળ મધપૂડાના અને તેનાં પેટાકુટુંબોના વિનાશનું કારણ થઈ પડે છે. જુવાન માદાઓને મારી નાંખીને અને મધપૂડાના કોઠા

સિલ્વેસ્ટ્રીના નિરીક્ષણ મુજબ કેટલીક જાતોમાં આ સંહારમાંથી બચવા માટે રાત્રે અથવા ચોમાસામાં વિદાય અપાય છે. બીજી કેટલીક જાતો ઘણા મહિના સુધી નાની નાની ટુકડીઓ કાઢી જોખમને ઓછું કરે છે. આ બાબતમાં એક એ વાત પણ જણાવવી જોઈએ કે મધપૂડાની જેમ રાફડામાંયે કોઈ પણ નિયમ અપવાદ વિનાનો હોતો નથી. આપણે વારંવાર જોઈશું કે માણસની જેમ, અને બીજાં સહજબુદ્ધિથી વર્તનારાં પ્રાણીઓમાં મનાય છે તેથી ઊલટી રીતે, ઉધઈ સમય વર્તીને ચાલવાવાળો અથવા તક સાધવાવાળો જીવ છે. સામાન્ય રિવાજ તરીકે એના વર્તનની રીતો ઠરેલી હોય છે ખરી. છતાં, માણસની માફક, સંજોગાનુસાર એ રીતોને તે મરોડી શકે છે, અને તેમાં કાયમનો કે ક્ષણ પૂરતોયે ઘટતો ફેરફાર કરી શકે છે. દાખલા તરીકે, સેંકડે નવ્વાણું ટકામાં વિદાયનો રિવાજ ઉધઈને બારે નુકસાનકારક નીવડે છે; છતાં, પોતાની જાતિની કે ભવિષ્યની અભિલાષાની તૃપ્તિ માટે, અથવા કોઈ પ્રાકૃતિક પુરાણા આદર્શને વશ થઈને, તેઓ તે રિવાજનો સામાન્ય રીતે અમલ કરે છે; પરંતુ, સમયને વિચારી તેઓ તેમાં કાપકૂપ કે નિયમન કરે છે,

---

વધારીને આ વિનાશ અટકાવવાનો હાલના મધપૂડા ઉછેરનારા પ્રયત્ન કરે છે ખરા. છતાં વિદાયનો વા અટકાવવા તેઓ ઘણી વાર નિષ્ફળ જાય છે. આમાં, એને જૂની જંગલી પદ્ધતિનાં પરિણામ ખમવાં પડે છે. કારણ કે કોઈ નુકસાનકારક અને ખોટા ખ્યાલથી, પહેલાં, એવી રૂઢિ પડેલી હતી કે જે મધપૂડામાં વિદાયનો વા ન વાતો હોય, અને તેથી પુષ્કળ મધથી ભરાતા હોય, એવા સારામાં સારા મધપૂડાનો રીતસર નાશ કરવામાં આવતો.

અથવા ક્વચિત્ સાવ પણ માંડી વાળે છે. સામાન્ય રીતે, તેઓ એક જ રાણી રાખે છે; પણ સેવેજ કહે છે કે, જરૂર પડે તો, આંતરો ભરીને બે રાણીઓને પણ પોષે છે, અને હેવિલેન્ડ તો કહે છે કે ક્વચિત્ છ છ રાજા-રાણીનેયે સેવે છે. તે ઉપરાંત, વળી, મજૂરોનાં આંખમીંચામણાંથી બીજાં પણ કેટલાંક જોડાં ગુપ્ત રીતે રહેલાં હોય છે, અને લાગ ફાવે ત્યારે તેમની મદદથી સુરક્ષિત જગ્યાએ પલાયન કરી જાય છે. આમાં મજૂરો એટલે સુધી મદદ કરે છે કે માળાના તળિયાની નીચે પડેલા કચરામાં સંતાઈ રહેલી એક રાણીને શોધતાં હેવિલેન્ડને ત્રણ દિવસ લાગ્યા હતા.

સામાન્ય નિયમ મુજબ, જેને પાંખો ફૂટેલી હોય અને બહારની દુનિયામાં ફરી આવેલી હોય તે જ રાણી થઈ શકે; પણ, જરૂર પડે તો તેની જગ્યાએ પાંખ વિનાની અને કદી બહાર ન જઈ આવેલી આશરે ત્રીસેક જેટલી માદાઓને પણ તેઓ બેસાડી દે છે. સામાન્ય નિયમ પ્રમાણે તેઓ પરદેશી રાજાને દાખલ કરતી નથી; પણ, સિંહાસન ખાલી પડી જાય તો જે ઉમેદવાર મળી જાય તેને સ્વીકારી લે છે. સામાન્ય નિયમ એવો છે કે એક રાફડામાં એક જ જાતની ઊધઈ વસે છે; પણ વ્યવહારમાં, બે, ત્રણ કે પાંચ પાંચ એક બીજાથી તદ્દન ભિન્ન જાતિની ઊધઈઓ એક જ રાફડામાં સહકાર કરીને રહેતી ઘણી વાર મળી આવે છે. એમ ન સમજવું કે આવી જાતનો નિયમભંગ ગફલત કે બેદરકારીથી થાય છે; ઊંડું તપાસતાં, હંમેશાં એક જ કારણ આ સર્વ નિયમભંગોની પાછળ રહેલું માલૂમ પડી આવે છે, અને તે પોતાના નગરની રક્ષા અને સમૃદ્ધિના વિચારનું.

અલબત્ત આ વિષયોમાં હજુ સાવ નિશ્ચિત શોધો થઈ નથી; અને તેથી વધારે શોધખોળ થાય ત્યાં સુધી કાંઈ નિર્ણયો બાંધવા યોગ્ય નહિ થાય. ઊધઈની પંદરસો જેટલી જાતો છે અને એ સૌની ટેવો અને જીવનપદ્ધતિ બહુ જુદી જુદી જાતની છે, આટલી જ બીના શોધખોળની મુશ્કેલી બતાવવા માટે પૂરતી છે. ઉપરાંત, તેમાંની કેટલીક તો, માણસની જેમ, કાંઈ લાખો વર્ષો પૂર્વે જ વિકાસક્રમના અત્યંત કઠણ કાળમાંથી પસાર થઈ ગયેલી જણાય છે.

૩

આગળ કહેવાઈ ગયું કે સામાન્ય રીતે ઊધઈને એક જ રાણી હોય છે. મધપૂડામાંયે એક જ રાણી હોય છે. પણ, મધપૂડાનું સર્વસ્વ એ રાણીના જીવન ઉપર અવલંબી રહે છે. એમના બીજી રીતે સુંદર કારભારમાં આ મોટી ખામી છે. રાફડાની દશા એવી નથી. રાફડાના કારભાર અને જાહોજલાલી રાજદંપતીથી ઓછાં કે વત્તાં સ્વતંત્ર હોય છે. એમની જીવનપદ્ધતિનું ધોરણ — એમનું 'રાજ્યબંધારણ' — મધમાખો કરતાં ઘણું વધારે સમય-સાધક, વધારે લચિક, (ફેરફારોને અનુકૂળ) વધારે દીર્ઘદર્શી અને વધારે ચતુરાઈભર્યું છે. એમની રાજકીય પ્રગતિ વધારે થયેલી છે એમાં શંકા જ નથી. એમની રાણીને, સાચું પૂછતાં, માત્ર ઊધઈમાતા અથવા પ્રજા જણનારી જ કહેવું જોઈએ;[૪]

૪. મૅરેસનો મત આથી જુદો છે. એ માને છે કે રાણી એ રાફડાના મસ્તકની જગ્યાએ છે. અને જેમ માથું ફાટી જાય તો તત્કાળ મરણ નીપજે, તેમ રાણીના નાશથી રાફડો નાશ પામી જાય છે. જ્યાં પહેલાંથી જ બીજી રાણીઓ હોય, ત્યાં આમ ન થાય એમ બને. — અનુવાદક

કારણ કે, એટલું જ એનું કામ હોય છે. જો એ જનેતા પોતાનું કામ ઉદારતાથી કર્યે જાય તો એની ઉપર બીજી મા લાવવામાં નથી આવતી. પણ, જો એની જનનશક્તિ ઓછી થઈ જાય, તો તેનો ખોરાક બંધ કરી એને પદભ્રષ્ટ કરવામાં આવે છે, અથવા એની ઊણપ પૂરી કરવા બીજી માતાઓ બેસાડવામાં આવે છે. એક જ રાફડામાં ત્રીસ જેટલી રાણીઓ મળી આવે છે, તેનો આ જ ખુલાસો છે. મધપૂડામાં રાણીની સંખ્યા વધી જાય, તો તેમાં અવ્યવસ્થા, અરાજકતા વ્યાપે, અથવા તેનો નાશ પણ થઈ જાય. રાફડામાં આવું નથી થતું. અનેક માતાઓ છતાં એ બળવાન અને સમૃદ્ધ થતા રહે છે. ઊધઈની શરીરરચના એટલી બધી મુલાયમ છે કે એકકોશી જીવોના પ્રાથમિક જીવનના સર્વ લાભો સાથે અત્યંત વિકાસ પામેલા જીવનના લાભો એકી વખતે એમને મળે છે. તે ઉપરાંત એવોયે સંભવ છે કે આપણને હજુ જેનું જ્ઞાન નથી એવું કાંઈક રસાયનવિદ્યા અને જીવનવિદ્યાનું એમને જ્ઞાન છે. અલબત્ત, બીજા કોઈ ખુલાસાને અભાવે કરેલી આ એક કલ્પના જ છે. પણ, ગમે તે કારણ હોય એટલું નક્કી જ છે કે જ્યારે જરૂર પડે ત્યારે ઊધઈ છ દિવસની અંદર પોતાની કોઈ પણ ઇયળ કે નીમ-ઊધઈને (૬૫) યોગ્ય ખોરાક અને ઉછેરથી પાંખાળી તથા લિંગવાળી ઊધઈનું સ્વરૂપ આપી શકે છે; અથવા, જે ઈંડું હાથમાં આવે તેમાંથી ઇચ્છાનુસાર મજૂર, સિપાઈ, રાજા કે રાણી નિપજાવી શકે છે.[૫] આ ઉદ્દેશથી,

---

૫. મધમાખોમાં આ જ શક્તિ કાંઈક ઓછા પ્રમાણમાં છે. યોગ્ય ખોરાક આપી અને ઉછેરઘરને વધારે હવાવાળું તથા મોટું કરી, ત્રણ દિવસમાં કોઈ પણ મજૂરમાખની ઇયળને તે રાણી બનાવી

અને વખત ન બગડે તેટલા માટે, ઊધઈ હંમેશાં થોડી વ્યક્તિઓને એવી સ્થિતિમાં સિલક રાખે છે કે એને છેવટે ફાવે તેવું રૂપ તે આપી શકે.[૬]

જેવી જાતની પાંખો અને આંખોવાળી લાખો ઊધઈઓ વિવાહ માટે બહાર ઊડી જાય છે, તેવી પૂર્ણ રાણીને નિપજાવવાની શક્તિવાળી ઊધઈઓ રાફડામાં હોવા છતાં ઊધઈઓ અવેજીમાતા તરીકે આંધળી માદાને શું કામ બેસાડે છે તે આપણે જાણતા નથી.[૭] એમ કરવાથી એમને કશું નુકસાન

---

શકે છે; એટલે કે, સામાન્ય મધમાખ કરતાં ત્રણગણી મોટી કરી શકે છે, તથા તેના આકાર અને આવશ્યક અવયવોની રચના બદલી શકે છે. ઉદાહરણાર્થ, રાણીને દાઢમાં દાંત હોય છે, પણ સામાન્ય મધમાખને ચપ્પુની ધાર જેવી સરખી દાઢ હોય છે; રાણીની જીભ વધારે ટૂંકી અને સાંકડી હોય છે; એના શરીરમાં મીણ ઉપજાવનારા અવયવોની અટપટી રચના મુદ્દલ નથી હોતી, એના ઉદરમાં ચાર જ જ્ઞાનતંતુ-કંદ (૭૪) હોય છે, પણ મજૂરમાખને પાંચ હોય છે. એનો દંશનો કાંટો કટારના જેવો વાંકો હોય છે, અને મજૂરોનો બરછી જેવો સીધો હોય છે; એને પરાગ ભેગી કરવાની કોથળીઓ નથી હોતી, વગેરે ફરકો હોય છે.

૬. ઊધઈ વિષેનો આ મત ભૂલભરેલો હોય એમ નવા શોધકો માને છે. દરેક જાતનાં ઈંડાંમાં જન્મથી જ ભેદ હોય એવો સંભવ છે. —**અનુવાદક**

૭ મૅરેસ આ બાબતમાં આ રીતે ખુલાસો કરે છે: દરેક પ્રાણીને કેટલાક ભાવો તેનામાં પ્રગટ થાય તે પહેલાં અમુક પ્રકારના ચોક્કસ અનુભવો કે વેદનામાંથી પસાર થવું જ પડે છે એવો એક કુદરતનો નિયમ છે. ત્યાં સુધી, જાણે કે, એ ભાવો તાળાંમાં પુરાયેલા હોય છે, અને ખાસ અનુભવો તે તાળાંઓ ખોલી આપે છે. દા. ત.

પણ પહોંચતું જણાતું નથી. મધપૂડામાં આમ નથી. ત્યાં તો મજૂરમાખ જો ઈંડાં મૂકવા માંડે તો તેમાંથી કેવળ ધાંધલિયા નરો જ નીપજી શકે છે, અને તેને પરિણામે થોડાં જ અઠવાડિયામાં આખા પૂડાનો નાશ થઈ જાય છે.

સાચી રાણીવાળા અને અવેજી જણનારીવાળા રાફડા વચ્ચે કાંઈ ભેદ હોય તો•તે આપણી નજરે માલૂમ પડયો નથી. કેટલાક ઊધઈશાસ્ત્રીઓ કહે છે કે આ અવેજી માતાઓ રાજા–રાણીને જણી શકતી નથી, અને એની પ્રજાને આંખ

---

પ્રસૂતિ વખતે જે વેદના થાય છે, એ વેદના માના હૃદયમાં વાત્સલ્યનો ઝરો ઉત્પન્ન કરવામાં આવશ્યક ભાગ ભજવે છે. વેદના થાય નહિ, અથવા થઈ હોય તોયે માને એનું ભાન ન હોય, તો તે મા પોતાનાં બચ્ચાંને ઓળખી શકતી નથી એમ પ્રયોગોથી સાબિત થયું છે. એ જ પ્રમાણે, (વાનર અને મનુષ્ય સિવાયનાં પ્રાણીઓમાં) કેવળ નર-માદાના સહવાસથી કામવાસના ઉદ્ભવતી નથી. ઘણાં પ્રાણીઓમાં માદામાંથી એક પ્રકારનો ગંધ ઊપજે, અને તે નર સુધી પહોંચે તો માઈલોથી પણ તે માદા તરફ ખેંચાય છે; અને ન પહોંચે તો નજીકમાં રહેલી માદા પ્રત્યે પણ તે નિર્વિકાર રહે છે. કામને જાગ્રત કરનારાં આમ જુદાં જુદાં પ્રાણીઓમાં જુદાં જુદાં નિમિત્તો છે. ઊધઈમાં કામ જાગ્રત થવા માટે થોડુંક પણ ખુલ્લામાં ઊડવું અને ઊડીને પડયા પછી પાંખ ખેરવી નાંખવી એ આવશ્યક છે. એણે પ્રયોગથી ખાતરી કરી છે કે જો ઊધઈની પાંખ ખુલ્લામાં ઊડયા પહેલાં જ ખરી પડે છે, તો તેને વિકાર ઉત્પન્ન થતો નથી, અને તેવાં નર-માદા વચ્ચે આકર્ષણ થતું નથી. રાફડાના હિતમાં જ આ નિયમ છે. એક બાજૂથી તે નિયમ રાફડાની અંદર અનેક રાફડા ઉત્પન્ન થતાં અટકાવે છે, અને બીજી બાજૂથી તેના વંશને જગતમાં ફેલાવે છે. —અનુવાદક

તથા પાંખ થતાં નથી: આનો અર્થ એ કે એમાંથી પૂર્ણ જંતુ નીપજી શકતાં નથી. કદાચ એમ હોય, પણ તેનો કશો પુરાવો હજુ મળ્યો નથી. ઊધઈનગરમાં આ બહુ મહત્ત્વની બાબત પણ નથી: કારણ કે, પોતાની ઋદ્ધિસિદ્ધિ માટે એમને માત્ર સિપાઈઓ અને મજૂરોની જ જરૂર રહે છે; બીજા રાફડા સાથે વિવાહસંબંધ બંધાવાનો સંભવ ઘણો જ ઓછો હોય છે અને તે ન બંધાયાથી એમનું કશું બગડતુંયે નથી. વળી, આ અવેજી માતાઓને લગતી બધી જ હકીકતો હજુ ચર્ચાસ્પદ છે, અને રાફડાની અનેક ગૂઢ બાબતોમાંની એ એક બાબત છે.

૪

જેને વિશે હજુ પૂરી શોધખોળ થઈ નથી, એવો એક બીજો ચર્ચાસ્પદ વિષય ઊધઈનાં આશ્રિત અથવા પાળેલાં જંતુઓને લગતો છે. કીડીની જેમ, ઊધઈના રાફડામાંયે કાયદેસર અને સજાતીય વસ્તી ઉપરાંત આશ્રિત અથવા ભિખારી જંતુઓની મોટી સંખ્યા વસે છે. કીડિયારાના આશ્રિતોના જેવી આ આશ્રિતોની તપાસ અને ગણતરી થઈ નથી. કીડિયારાની બાબતમાં તો જાણીતું છે કે આવાં આશ્રિત જંતુઓ કીડીના જીવનમાં મહત્ત્વનું સ્થાન ભોગવે છે, અને વિચિત્ર રીતે એમની પ્રજાવૃદ્ધિ થાય છે. પ્રખ્યાત જંતુશાસ્ત્રી વાસમને કીડિયારામાં ૧,૨૪૬ જાતના આશ્રિતોની ગણતરી કરી છે. એમાંના કેટલાક આશ્રિતો કેવળ કીડિયારાના સુખકારી ઊના ભેજમાં ખાવા અને રહેવાની સગવડ માટે જ વસે છે. કીડી એમને ઉદારતાથી નભાવે છે, કારણ કે ભલા સાહેબ ફ્રોન્તે ધારે છે તેટલી બધી કાંઈ કીડી પરિગ્રહી અને

કંજૂસ નથી. પણ, તે સિવાય બીજા ઘણા આશ્રિતો તો કીડીને પોતાને જ ઉપયોગના છે, અને એના જીવનમાં એમની અનિવાર્ય આવશ્યકતા પણ છે. કેટલાક આશ્રિતોનો શો ઉપયોગ છે તે બિલકુલ સમજી શકાતું નથી. આવા એક પ્રકારના આશ્રિતોનું (૪૦) ચાર્લ્સ જેનેટે સુંદર વર્ણન આપ્યું છે. એક ખાસ જાતની કીડીનાં (૪૫) શરીર પર એ આશ્રિતો ઘણુંખરું મળી આવે છે. એને એક જાતની જૂ કહી શકાય. પણ કીડીના શરીરના પ્રમાણમાં તે ઘણી મોટી જૂ કહેવાય. એ કીડીના માથા જેટલી મોટી હોય છે અને, પ્રમાણમાં, કીડીનું માથું આપણા માથા કરતાં એવડું મોટું હોય છે. સામાન્ય રીતે એક કીડીના શરીર પર આવી ત્રણ જૂઓ હોય છે; એમાંની એક હડપચી તળે અને બે પેટની બે બાજુએ એવી રીતસર સંભાળથી ગોઠવાઈ જાય છે કે જેથી કીડી ચાલવામાં સમતોલપણું ખુએ નહિ. પહેલાં તો કીડી એને સંઘરવા નારાજ હોય છે; પણ, એક વાર એ ગોઠવાઈ જાય તો પછી કીડી તે સ્થિતિને સ્વીકારી લે છે, અને તેને ખંખેરી કાઢવાનો કશો પ્રયત્ન કરતી નથી. પરોપકારાર્થે જ પોતાનું જીવન અર્પણ કરનારા સંતોની આપણે કથા સાંભળી છે; પણ એ સંતોયે જીવન પર્યંત આવો ચગદી નાંખનારો પોતા કરતાં ત્રણગણો બોજો ઉપાડવાનું કબૂલ નહિ કરે! પણ ક્રૂર લેખાતી કીડી આ બોજો સંતોષથી સ્વીકારે છે એટલું જ નહિ, પણ, જાણે, પોતાનાં બચ્ચાં હોય તેમ એની સંભાળ લે છે અને એને ખવાડે છે. દાખલા તરીકે, ધારો કે એવી ભારથી લચેલી એકાદ કીડીને મધ મળી ગયું; તો એ કીડી પોતાની દાઢમાં મધ ભરી લઈ કીડિયારામાં જાય છે; ત્યાં મીઠી વાસથી ખેંચાઈને બીજી કીડીઓ એની

પાસે જાય છે અને ઉજાણીમાં ભાગ માગે છે. કીડી ઉદારતાથી બેનપણીઓના મોંમાં મધ ઠાલવે છે. એમ કરતી વખતે એમાંનાં કેટલાંક ટીપાંને જૂઓ વચ્ચેથી પડાવી લે છે. કીડી આમાં વાંધો લેતી નથી; એટલું જ નહિ, પણ જૂઓને અનુકૂળતાયે કરી આપે છે. જૂઓ ધરાઈને જવાની સૂચના કરે ત્યાં સુધી કીડીઓ થોભી રહે છે. પ્રમાણમાં આટલો ભાર આપણા ઉપર હોય તો આપણે તો ચગદાઈ જ જઈએ. ત્યારે, કીડીને આટલો ભાર ઊંચકીને ફરવામાં તથા જૂઓને સહેલ કરાવવામાં કંઈક આનંદ મળતો હશે શું? એકંદરે, જંતુસૃષ્ટિ અને મનુષ્યસૃષ્ટિનાં ઇંદ્રિયો અને ભાવનાઓમાં એટલો બધો ફેર છે કે આપણે એ સૃષ્ટિને બહુ જ થોડી સમજી શકીએ છીએ.

પણ પાછા આપણે ઊધઈ પ્રત્યે વળીએ. અધ્યાપક વોરનના મત પ્રમાણે ઈ. સ. ૧૯૧૯ સુધીમાં રાફડામાં ૪૯૬ જાતના મહેમાનોની ગણતરી કરવામાં આવી હતી. એમાંના ૩૪૮ વાંદાધનેરાંવર્ગના (૫૭) (?) હોય છે. હજુ દરરોજ નવી નવી જાતના મહેમાનો શોધાતા જ જાય છે. એમાંના કેટલાક હકદાર નોતરેલા મહેમાનો (૩૩) હોય છે; એમની સારી રીતે આગતાસ્વાગતા થાય છે. બીજા કેટલાક (૩૫) ઊધઈની બેદરકારીથી નભ્યા જાય છે. વળી કેટલાક (૩૪) તો ઘોલા જ હોય છે. તે ઉપરાંત ચોરાટિયાનો સાચો ભારરૂપ (૬૬) વર્ગ પણ હોય છે, તે આવકારલાયક નથી લેખાતો. આ બધાં જંતુઓને જુદાં જુદાં શાસ્ત્રીય નામો અપાયાં છે ખરાં; પણ તેમને વિષે હજુ ઘણું જાણવાનું બાકી રહે છે અને તેમના વધારે ઊંડા અભ્યાસની જરૂર છે.

# ૮

## રંજાડ

### ૧

આપણે જોયું કે: ગરમમાં ગરમ દેશોમાં જ ઊધઈના રાફડા ફાલીફૂલી શકે છે; એમના કાયદા કડક અને અજબ ચતુરાઈવાળા છે; એમની જીવનશક્તિ અને પ્રજાવૃદ્ધિ પાર વિનાની છે. આ બધાં કારણથી ઊધઈ માણસની જબરામાં જબરી દુશ્મન થઈ શકત અને થોડા વખતમાં આખી પૃથ્વીમાં ફેલાઈ જઈ શકત. કુદરતે, સામાન્ય રીતે, માણસજાત માટે ઝાઝી લાગણી દર્શાવી નથી; પણ કાંઈક અકસ્માતથી અથવા મનસ્વી તોરથી, જાણે માણસ પર મહેરબાની દાખલ, એણે ઊધઈનું શરીર અતિશય નાજુક અને ઠંડીને ન સહી શકનારું કર્યું છે. સમશીતોષ્ણ પ્રદેશોમાંયે ઊધઈ જીવી શકતી નથી. ગરમમાં ગરમ દેશોમાં જ. ૬૮° થી ૯૭° ફા. અંશો વચ્ચેની ગરમીમાં જ એ જીવી શકે છે. પારો ૬૮° થી નીચે જાય તો એ મરી જાય; ૯૭° થી ઉપર જાય તો એનાં આંતરડાં- માંના પાચક જંતુઓ મરી જાય છે; એટલે એનો ભૂખમરો થાય. પણ જો એક વાર એ ક્યાંય પણ પગપેસારો કરવામાં ફાવે તો પછી એનો રંજાડ ગજબનાક થાય છે. ઘણા પ્રાચીન કાળમાંયે લિજિયસ નામનો લેખક લખી ગયો છે કે, "હિંદુસ્તાનમાં મોટામાં મોટી આપત્તિ ઊધઈની છે;" અને

ઊધઈનો અજોડ અભ્યાસી ફ્રોગ્ગાટ ઉમેરે છે કે, "પૃથ્વીના ઉષ્ણ પ્રદેશોમાં એવું બીજું કોઈ પણ જંતુ નથી કે જે માણસની કૃતિ સામે વણથોભ્યે લડાઈ ચલાવ્યા જ કરતું હોય."[1] ભોંયતળિયાથી છાપરા સુધી એ ઘરને અંદરથી ખાઈ જાય છે અને આખું ઘર પાડી નાંખે છે. રાચરચીલું, શણ, કાગળ, કપડાં, જોડા, અનાજ, લાકડું, ઘાસ—બધાંને એ અદૃશ્ય કરી નાંખે છે. એના સંહારમાંથી કશું બચી શકતું નથી. એમની રીતમાં કોઈક એવા પ્રકારની ધૂર્તતા અને કરામત છે, અને એમનું કામ એવું ગુપ્તપણે થાય છે કે નુકસાનીની છેક છેલ્લી ઘડીએ જ એની ભાળ લાગે છે. મોટાં

૧. હિંદુસ્તાનમાં અંગ્રેજો આવ્યા ત્યારે ઊધઈનો એમને પહેલો બહુ કડવો અનુભવ થયો. ઊધઈ અને કીડી વચ્ચેનો ભેદ તે સમજતા નહિ. (તેને જ પરિણામે અંગ્રેજીમાં ઊધઈ માટે 'સફેદ કીડી' શબ્દ છે.) એની સામે શા ઉપાય લેવા તે પણ જાણતા નહિ આથી, બંગલાનું સર્વ લાકડકામ, સરસામાન, ઘોડાનાં જીન, મહત્ત્વના કાગળો વગેરે નાશ પામવાના વારંવાર અનુભવ થયા. ઊધઈની વિનાશક શક્તિ જાણીતી હોવાથી, કોઈવાર પોતાની વિરુદ્ધ જનારા પુરાવા દાબી દેવાને 'ઊધઈએ તેનો નાશ કર્યો છે' એવી બીના રજૂ કરવાનું પણ ફાવતું અને ઊધઈ શાનો શાનો નાશ કરી શકે તેનો વિલાયતના લોકોને પૂરતો ખ્યાલ ન હોવાથી એમાં દેખીતાં ગપ્પાં પણ મારવાનું પાલવતું. દા. ત, કહેવાય છે કે રંગૂનના એક આઈ. સી એસ. અમલદારે એવો રિપોર્ટ કરેલો કે સિલકમાં ચાર ટન જેટલા ખૂટતા તાંબાના સળિયા ઊધઈ ખાઈ ગઈ! નોઈઝ લખે છે કે સો વર્ષમાં હિંદુસ્તાનમાં ઊધઈ જેટલો રંજાડ કરે છે તેની કિંમત બધું સરકારી દેવું વાળી શકાય તેટલી મોટી હોય છે!

—અનુવાદક

વૃક્ષો બહારથી જબરાં અને ફાલેલાં દેખાતાં હોય છે. કારણ કે એની છાલને જરાયે ઈજા પહોંચાડેલી હોતી નથી; પણ, અડતાં જ તે પડી જાય છે. સેંટ હેલેનામાં પોલીસના બે સિપાઈઓ એક મોટા ઝાડ તળે ઊભા રહી વાતો કરતા હતા. ઝાડ પાંદડાંથી લીલુંછમ હતું. વાત દરમ્યાન એક સિપાઈએ ઝાડનું અઢિંગણ લીધું. તુરત જ એ વિશાળ વૃક્ષ ઊખડી પડયું અને બંને જણા નીચે દબાઈ ગયા. ઝાડની અંદરનો ભાગ પોલો અને ચૂરો થઈ ગયેલો માલૂમ પડયો. કોઈ વાર વિનાશનું કામ વીજળીની ઝડપે ચાલે છે. કવીન્સલેન્ડના એક ખેડૂતે પોતાનું ગાડું સાંજે ખુલ્લામાં છોડયું. સવારે જુએ છે તો માત્ર ગાડાનું લોઢું જ બાકી રહેલું જણાયું. એક માળી પાંચછ દિવસે પોતાને ઘેર પાછો આવ્યો. બહારથી તો જેમ બધું મૂકી ગયો હતો તેમનું તેમ જ રહેલું જણાયું. કોઈ શત્રુ પેઠો હોય એવું એક પણ ચિહ્ન દેખાતું નહોતું. પછી, એ ખુરશી પર બેસવા જાય છે,– ખુરશી તૂટી પડે છે! ટેબલને પકડવા જાય છે,–ટેબલ ચપ્પટ થઈ જાય છે!–ભીંતની વચ્ચેના થાંભલાને અઢેલવા જાય છે,– થાંભલો નીકળી પડે છે, અને પાછળ આખું છાપરું જમીનદોસ્ત થાય છે તથા સઘળું કાટમાળ અને ધૂળથી ઢંકાઈ જાય છે! જાણે, કોઈ ભૂતાવળ જ ઘરમાં પેઠી ન હોય! સ્મીથમન ઊધઈનો અભ્યાસ કરવા માટે એક રાફડા પાસે તંબૂ નાંખીને પડયો હતો. રાત્રે તે ઊંઘી ગયો; સવારમાં ઊઠીને જુએ છે તો એણે પહેરેલાં પહેરણનો પાછલો ભાગ ઊધઈએ ખાઈ નાંખ્યો હતો. એક બીજો જંતુશાસ્ત્રી, ડા. બાર્થ, એ જ રીતે રહેલો હતો. જેટલી લઈ શકાય તેટલી બધી સાવચેતી એણે લીધી હતી. છતાં બે દિવસમાં એની તળાઈઓ અને

પાથરણાંનો ઊધઈઓએ સંહાર કરી નાંખ્યો હતો. ઑસ્ટ્રેલિયાના કેમ્બ્રિજ ગામમાં એક ગાંધીની દુકાનમાં ઊધઈ પહોંચી વળી હતી અને માંસ તેમ જ ઘઉંના પદાર્થો, અંજીર-અખરોટ જેવાં ફળો, સાબુઓ વગેરે બધી વસ્તુઓનો આહાર કરી નાંખ્યો હતો. બૂચ કોરવા માટે એણે બૂચ પરનાં મીણ અને પતરાંની ટોપીઓ પણ કોતરી નાંખ્યાં, અને બાટલીમાંના પ્રવાહીઓ ખેંચી ગઈ. મુરબ્બાના ડબ્બા પર રસાયનપદ્ધતિએ હલ્લો કર્યો: પહેલાં, પતરા પરની કલાઈ થોડી ઘસી નાંખી; પછી ખુલ્લા પડેલા લોઢાના ભાગ પર પોતાની લાળ લગાડી; લાળના રસથી લોઢું કટાઈ ગયું; પછી તો તુરત મુશ્કેલી વિના તેમાં ઊધઈએ કાણું પાડ્યું. સીસું ગમે તેટલું જાડું હોય, તેમાં તેઓ કાણું પાડી શકે છે. લીસા કાચ પર ઊધઈ ચડી ન શકે એમ માનીને લોકો પોતાની પતરાંની અને ચામડાની પેટીઓ, બિછાનાં વગેરે સલામત રાખવા માટે બાટલીઓને જમીનમાં ઊંધી દાટી તેના પર તેને ટેકવે છે. પરંતુ, કાંઈ પણ અગાઉથી ભાળ લાગ્યા વિના થોડા દહાડામાં માલૂમ પડે છે કે, જાણે યંત્રથી કર્યો હોય તેમ, કાચ ખડબચડો બન્યો છે, અને ઊધઈ સહેલાઈથી તેના પર ચડઊતર કરી રહી છે. એની લાળમાં કાંઈક એવો ગુણ છે કે તેથી ઘાસના મૂળમાં રહેલી રેતી પણ ઓગળી જાય છે, અને તેથી કાચને પણ ખાઈ શકે છે. એમની નાળોની બનાવટની અત્યંત મજબૂતીનો ખુલાસો આમાંથી મળી રહે છે; કારણ કે, એની સિમેંટનું રસાયન કેટલેક અંશે કાચના જેવું જ છે.

જાણે નુકસાનકારક મશ્કરી કરવા માગતી હોય, તેવું કોઈ વાર એનું વર્તન હોય છે. ફોર્બસ નામનો એક અંગ્રેજ

મુસાફર પોતાની નોંધમાં લખે છે કે થોડા દહાડા એક મિત્રને ત્યાં રહી આવ્યા બાદ એ પાછો પોતાને ઘેર ગયો. એના ઓરડામાં જેટલાં ચિત્રો લટકાવેલાં હતાં તે બધાં, ફ્રેમ સુધ્ધાં, ઊધઈએ ખાઈ નાખ્યાં હતાં; જરાક જેટલું ચિહ્ન પણ રાખ્યું નહોતું; પણ એના ઉપર બેસાડેલા કાચ જેમના તેમ રહેલા હતા. ઊધઈએ એને ભીંત સાથે પોતાની સિમેંટથી સજ્જડ ચોંટાડી દીધા હતા. જાણે, પડીને અવાજ કરતા અટકાવવાનો હેતુ ન હોય! કોઈ વાર આ ચતુર કારીગરો પોતે જે થાંભલાને અંદરથી ખાઈ નાંખ્યો હોય તેને બહારથી પોતાની સિમેંટથી ચોટેલો રાખે છે; આથી, સંહાર પૂરો થતાં સુધી એ તૂટી પડતો નથી.

આ બધા રંજાડનું કામ ચાલતું હોય છતાં એક પણ જીવ બહાર નજરે પડતો નથી. પણ ધ્યાનપૂર્વક તપાસીએ તો એ ભીંતોના ખૂણામાં અથવા પાળ કે ઓટલાની બાજુમાં થઈને જતી માટીની એક નાનકડી નળી નજરે પડશે. એનું મૂળ શોધવા માંડો તો એ રાફડા સુધી પહોંચેલું જણાશે. દુશ્મન ઘરમાં પેઠાનું આ જ બાહ્ય ચિહ્ન છે. આ જંતુઓનો જનાનો ઘણો કડક હોય છે; તે જાતે દુનિયાને જોવા માગતાં નથી, અને કોઈ એમને જોઈ જાય નહિ તેની ચતુરાઈથી ખબરદારી રાખે છે. બધું કામ અવાજ વિના ચાલતું હોય છે. રાતની વખતે પણ ટેવાયેલો કાન જ ઘરનાં લાકડકામને કોતરતો લાખો જડબાંનો ઝીણો અવાજ પારખી શકે. કોંગોમાં — દાખલા તરીકે, એલિઝાબેથવિલ ગામમાં — મિસ્ત્રીઓ અને કોંટ્રાકટરો બાંધકામના ખર્ચનો અંદાજ કરતી વખતે ઊધઈથી થતાં અનિવાર્ય નુકસાનને અને તેને માટે લેવા પડતા

ઉપાયોને ધ્યાનમાં લઈ, કિંમત ઉપર ચાળીસ ટકાનો વધારો આ ખાતે જ કરે છે. વળી, ત્યાં આગગાડીના પાટા નીચેના લાકડાના પાટડાઓ (સ્લીપરો) ઊધઈથી ખવાઈ જતા હોવાથી દર વર્ષે બદલવા પડે છે. એ જ હાલ તારના થાંભલા તથા પુલના લાકડકામના થાય છે. જો કોઈ કપડું બહાર પડી રહે તો એનાં ધાતુનાં બટન જ બાકી રહે. ખાલી પડેલું ઝૂંપડું ઊધઈના હુમલા સામે ત્રણ વર્ષથી વધારે ટકી શકે નહિ.

આ તો ઘરોની અંદર ચાલતો ઊધઈનો રોજનો રંજાડ થયો. પણ કોઈ વાર તો એમનો સંહાર મોટા પાયા પર ચાલે છે અને આખા કસબા કે ગામનો નાશ કરવા પ્રવર્તે છે. ઈ. સ. ૧૮૪૦માં બ્રાઝીલનું એક ગુલામોનું વહાણ સેંટ હેલેનાની રાજધાની જેમ્સ ટાઉનમાં પકડીને આણવામાં આવ્યું હતું. એ વહાણ રદ કરેલું હતું, પણ તેની સાથે કેટલીક ઝીણી પિચકારીવાળી ઊધઈ (૧૯) ચડીને આવી. એણે શહેરમાં પેસારો કર્યો અને એક ભાગનો એવો સદંતર નાશ કર્યો કે એ પાછો બાંધવો પડ્યો. એ ટાપુનો ઇતિહાસલેખક મેલ્લિસ લખે છે કે જાણે ધરતીકંપથી શહેરનો નાશ થયો હોય એવો દેખાવ થઈ ગયો હતો.

ઈ. સ. ૧૮૭૯માં ફેરોલના બંદરમાં બીજી એક ઊધઈએ (૧૩) સ્પેન તાબેનું એક લડાયક વહાણ ખાઈ નાખ્યું હતું. ફ્રાંસના જંતુવિદ્યામંડળના અહેવાલોમાં એક લેખક જણાવે છે કે ઈ. સ. ૧૮૦૯માં ફ્રેંચ લશ્કર અંગ્રેજો સામે ટકી શક્યું નહોતું, કારણ કે ઊધઈએ ફ્રેંચોના દારૂગોળાનો નાશ કર્યો હતો અને બંદૂકો તથા શસ્ત્રો નકામાં કરી મૂક્યાં હતાં.

ઊધઈના રંજાડની કથા હજુ લંબાવી શકાય. ઑસ્ટ્રેલિયા અને લંકાના કેટલાક ભાગો ખેતી માટે નિરુપયોગી થઈ ગયા છે એ આગળ કહેવાઈ ચૂક્યું છે. એને ખેડવાનો પ્રયત્ન જ હવે છોડી દેવામાં આવ્યો છે. ફૉર્મોસા બેટની ઊધઈ (૧૨) ચૂનાના કોલને પણ કોરી નાંખે છે, અને સિમેંટના પ્લાસ્ટર વિનાની ભીંતોને તોડી પાડે છે.

કોઈને એમ લાગશે કે ઊધઈનું શરીર બહુ નાજુક અને જરાક જેટલા દબાણથી નાશ પામે એવું હોવાથી અને એ અંધારામાં જ રહી શકનારું જંતુ હોવાથી, એના રાફડાના ટેકરા તોડી પાડીએ તો એના ત્રાસમાંથી ઊગરી જવાય. પણ આવા પ્રસંગ સામે પણ એ તૈયાર થઈ રહેલી જણાય છે. જે દેશોમાં એમની ઇમારતોને સુરંગથી ઉડાડી દઈ જમીનને ખેડીને સરખી કરી નાંખવામાં આવી છે, ત્યાં ઊધઈએ જમીનની ઉપર રાફડો બાંધવાનું છોડી દીધું છે અને કીડીની જેમ માત્ર જમીનની નીચે જ જીવન ગાળવાનું શરૂ કરી પોતાનો નાશ અશક્ય કરી મૂક્યો છે.

ઠંડીને લીધે યુરોપ અત્યાર સુધી ઊધઈથી બચેલું છે. પણ સમયને અનુકૂળ થઈ શકનારું અને જીવનમાં જાતજાતના ફેરફાર કરી શકનારું આવું હોશિયાર જંતુ યુરોપમાં રહેવાનેયે ટેવાઈ નહિ જાય, એમ કેમ કહેવાય ? ફ્રાન્સના નૈઋત્ય ખૂણામાં (લેન્ડ્ઝમાં) ઊધઈ વસવા પામી છે એ આપણે જાણીએ છીએ. એટલું ખરું કે ઊધઈને એ માટે ભારે નુકસાન વેઠવું પડ્યું છે; એ ઊધઈ દુનિયાની બીજી જાતો કરતાં બળમાં એટલી ઊતરી ગઈ છે કે ગરીબમાં ગરીબ કીડીની સરખામણીમાં એનાથી થતું નુકસાન નજીવું છે. પણ આ કદાચ

શરૂઆતની સ્થિતિ જ હોય. જંતુવિદ્યામંડળના ગઈ સદીના અહેવાલોમાંથી વહાણના તળિયામાં રહેલા વનસ્પતિના કચરામાં છુપાઈને સાન ડૉમિંગોથી આવેલી ગરમ દેશની ઊધઈએ ફ્રાન્સનાં કેટલાંક ગામોમાં જે રંજાડ કરેલો તેનાં વર્ણનો મળી આવે છે. આખા ને આખા મહોલ્લાઓને ઊધઈએ છાનામાના નીચેથી પોલા કરી નાંખ્યા હતા. લા રૉકેલ પરની એની ચડાઈ ગામની આજુબાજુની ખાઈ અને બંદરને જોડનારી નહેરને લીધે જ આગળ વધતી અટકી હતી. ઘરો પડી ગયાં હતાં, દારૂખાનાનાં અને સરકારી કચેરીઓનાં મકાનોને ટેકા આપવા પડ્યા હતા, અને એક દિવસ જણાયું કે સરકારી દફતરખાનું અને એમાંનાં બધાં દફતરો કાગળનો લોંદો થઈને રહ્યાં હતાં. રૉકફૉર્ટમાંયે આવા બનાવો બન્યા હતા.

આ રંજાડ કરનારી ઊધઈ તો જણાયેલી ઊધઈઓમાંની સૌથી ઝીણી જાતોમાંની છે : આશરે એથી અઢી દોરા જેટલી લંબાઈની.

## ટિપ્પણ

### ઊધઈની સેવા

ઊધઈના રંજાડ વિષે એટલું બધું લખાયેલું છે, અને દરેક માણસ પોતાના અનુભવમાંથી એટલા બીજા દાખલા પણ આપી શકે કે, સામાન્યપણે એમ જ લાગે કે આ જંતુ માત્ર માણસની સંપત્તિનો નાશ કરવા માટે જ સરજાયું હશે. આથી, કુદરતમાં ઊધઈ જે મહત્ત્વની સેવાઓ બજાવે છે તેનુંયે થોડુંક વર્ણન કરવાની જરૂર છે. નૉઈઝે આ વિષય પર એક આખું પ્રકરણ લખ્યું છે, અને તેને આધારે આ ટિપ્પણ તૈયાર કર્યું છે :

સૌથી પહેલાં તો ખોરાક બનીને જ અનેક પશુ, પંખી અને મનુષ્યોનીયે એ પ્રાચીન કાળથી ભૂખ ભાંગતી આવી છે. એની

વિદાય કેટલાંયે પ્રાણીઓની ઉજાણીનો દિવસ બને છે એ આગળ કહેવાઈ ચૂક્યું છે. પણ માણસ, વાંદરા અને પ્રાણીઓની કેટલીક જાતો કેવળ વિદાયને દહાડે જ નહિ પણ આડે દિવસે પણ કેવળ ખાવા માટે જ એના રાફડા તોડે છે અને અંદરથી વીણી વીણીને ઊધઈનો કોળિયો કરે છે.

પણ આ તો ઊધઈનો સ્વાર્થી ઉપયોગ ગણીએ. પરંતુ, કુદરતમાં એનો ઘણો ઉત્તમ ઉપયોગ પણ છે. બધા જાણે છે કે લાકડું એ ઝપાટામાં પંચત્વને પામનારો પદાર્થ નથી. સાધારણ હવા અને ભેજની એના પર સ્વતંત્રપણે બહુ અસર થતી નથી. લાંબો વખત સુધી પડી રહેવાથી એની ઉપર ઊબ વગેરેના વિકારો થાય, ત્યારે જ તે કોહવા માંડે છે. નહિ તો જમાનાઓ સુધી એ જેવી ને તેવી સ્થિતિમાં રહી શકે છે. વળી, લાકડાને ઘણાંક જંતુઓ કોરી તો શકે છે, પણ એના ભૂસાનેયે કોઈ ખાઈને પચાવી શકતું નથી. કેવળ ઊધઈ જ એક એવું જંતુ છે કે જે ખાઈને એનું રૂપાંતર કરી શકે છે. જો ઊધઈ ન હોય તો શી સ્થિતિ થાય તેની કલ્પના કરો. દર વર્ષે સેંકડો ઝાડો પડે છે, ઝાડો ઊભાં હોય તોયે તેની ડાળીઓ તૂટે છે, પાનખરમાં પાંદડાં સાથે ડાળખાં પણ જમીન પર પડે છે. શહેરમાં સુધરાઈ ખાતું ન હોય તો તેની જે દશા થાય તેવી જો જંગલો અને ખેતરોમાં ઊધઈ ન હોય તો તેની થાય. લાખો ખાંડી ડાળી, ડાળખાં, લાકડાં જમીન પર પડે અને તેનો ઢગલો વધતો જ જાય ઊધઈ તુર્તાતુર્ત એ બધાની વ્યવસ્થા કરવાનું કામ કરે છે. એ લાકડાને કેવળ ખાતી નથી. કારણ કે, તે પોતેયે એને પચાવી શકે છે જ એમ ન કહેવાય. પણ તે એની ઝીણામાં ઝીણી રજ કરી, પોતાની લાળના રસાયનમાં ભેળવી ખાસ જાતનાં પાચક જંતુઓને ખવાડી, અથવા હવા અને ભેજની અસર થાય એવી રીતે ફેરવી તેનું રૂપાંતર કરી આપે છે. ઊધઈ ન હોય તો ખેતરો અને જંગલો કાઠીના મોટા મોટા કોઠાર જ બની રહે. કશું એમાં ઊગવાની જગ્યા ન રહે.

વળી, આ ઝીણું જંતુ જમીન પર પોતાના મોટા મોટા રાફડાઓ બાંધવા માટે નીચેની જમીનને એવી અદ્ભુત રીતે ખોદી કાઢે છે કે બહાર હજારો મણ માટીનો ઢગલો થાય છતાં નીચે તપાસો તો ક્યાંયે પોલાણ ન બન્યું હોય.* એટલે કે જમીનને એ છિદ્રાળી બનાવે છે. આવી ઊધઈએ ખણેલી જમીન ખેતીને માટે કેટલી અનુકૂળ બને છે, તે સમજાવવાની જરૂર નથી.

આફ્રિકામાં નાઈલ નદીનાં પૂરથી જે કાંપ ધોવાઈ આવે છે, તેને લીધે સુદાનનો દેશ કેટલો ફળદ્રુપ થયો છે તે જગજાહેર બિના છે. આ કાંપ ઉત્પન્ન કરવામાં ઊધઈનો સૌથી મોટો ફાળો છે. નાઈલનાં પૂર આટબારા, ભૂરી નાઈલ અને ધોળી નાઈલ એ ત્રણ નદીઓની રેલથી ઉત્પન્ન થાય છે. તેમાં પહેલી નદી સૌથી વધારે કાંપ ઘસડી લાવે છે, અને તેથી ઓછો ભૂરી નાઈલ. આ બન્ને નદીઓ જે જંગલોમાં થઈને વહે છે તે ઊધઈના રાફડાઓથી ભરેલાં છે, અને વળી, વરસાદ-વીજળીથી અને ઋતુઓના ફેરફારોથી હજારો મણ લાકડાં, ડાળખાં વગેરેનો ઢેર ત્યાં જમા થાય છે. રાતદિવસ મહેનત કરનાર આ જંતુ તેને ઝપાટાબંધ 'રાફડાની માટી'માં ફેરવી નાંખે છે; અને તે વરસાદ જોડે ખેંચાઈને નાઈલનો કાંપ બને છે. ડૉ. હેઝ કહે છે કે સુદાનની કિંમત ઊધઈને આભારી છે, અને એટલી એક જ વસ્તુ તેની કુદરતમાં ઉપયોગિતા સિદ્ધ કરવાને પૂરતી છે. જોકે એ ખરું કે એની સોબત કરતાં એનું નગર વધારે પસંદ કરવા જેવું છે. — અનુવાદક

---

*મૅરેસ લખે છે કે એક મોટા રાફડાનું એંજિનેરી રીતે ગણિત કરાવ્યું તો માલૂમ પડ્યું કે એ ૧૧,૭૫૦ ટન માટીનો હતો. આફ્રિકાનું એક વિમાનબંદર (એરોડ્રોમ) બનાવવામાં ૨૦ હજાર ટન રાફડાની માટી આણવામાં આવી હતી. આફ્રિકામાં કેટલીક જગ્યાએ ટેનિસનું ચોગાન અને રસ્તાઓ બનાવવા માટે રાફડાની માટીનો જ ઉપયોગ કરવામાં આવે છે. એ સિમેંટ કરતાંયે વધારે સખત જામે છે.

૯

# ગૂઢ શક્તિ

(**વાચકને સૂચના**—મેટરલિંકે આ અને પછીનાં પ્રકરણોમાં તત્ત્વજ્ઞાનના કેટલાક પ્રશ્નોની ચર્ચા કરી છે. યુરોપના આજના ઘણા વિદ્વાનોનું વલણ એવું થયેલું છે કે પરમાત્માની સર્વવ્યાપક ચૈતન્ય શક્તિ આ જગતમાં વાસ કરી રહી છે એમ શ્રદ્ધાથી સ્વીકારી લેવા તેઓ તૈયાર નથી. આપણા દેશના જેવો પૂર્વજન્મનો કે કર્મનો વાદ પણ તેઓએ સ્વીકાર્યો નથી. પરમેશ્વર છે એમ બનતાં સુધી સ્વીકાર્યા વિના જગતના સર્વે પ્રશ્નો સમજવા એમનો પ્રયત્ન છે. મેટરલિંક પણ પરમેશ્વરનું નામ દીધા વિના બધું સમજાવી શકાતું હોય તો તે રીતે વિચારવા પ્રયત્ન કરે છે. આટલું ખ્યાલમાં રાખીને વાંચવાથી ગુજરાતી વાચકને લખાણ વધારે સરળ થશે એમ આશા છે.)

૧

મધમાખીના જીવનનો અભ્યાસ કરતાં જે પ્રશ્નો ઊઠે છે તે જ પ્રશ્નો ઊધઈના જીવનનો અભ્યાસ કરતાં પણ ઊઠે છે. અહીં તો વળી તે વધારે ગૂંચવે છે. કારણ કે એની જીવનપદ્ધતિ વધારે અટપટી છે. ઊધઈના જીવનનું કોણ નિયમન કરે છે? રાફડામાં કોણ હુકમો કાઢે છે, કોણ ભવિષ્યનો વિચાર કરે છે, યોજનાઓ ઘડે છે, બધાની વચ્ચે મેળ જાળવી રાખે છે, કારભાર ચલાવે છે અને મૃત્યુદંડ

ફરમાવે છે? રાજા-રાણી તો ન જ કહેવાય: એ તો બાપડાં એમની ફરજના ભાર તળે ચગદાયેલા ગુલામો જેવાં છે, અને મોંમાં કોળિયો મૂકવા માટે પણ મજૂરોની મહેરબાનીને આશરે છે. એમને પોતાના ઓરડામાં જ જીવનભર કેદમાં રહેવું પડે છે; આખી વસ્તીમાં એ બે જીવોને જ પોતાના નગરની હદમાંયે ફરવાનો અધિકાર નથી. તેમાંયે રાજા તો બહુ જ દયાજનક જંતુ છે: રાંક, ભયભીત, પોતાની રાણીના વિશાળ ઉદર નીચે હંમેશાં છુપાઈને એ પોતાનું જીવન ગુજારે છે. રાફડામાં રાણીનું ચલણ છે એમ કહીએ તો એ પણ બરાબર લાગતું નથી. જે દેશમાં બધા જ જીવો કોઈ અજાણ્યા દેવને હોમાતી આહુતિ જેવા છે તેમાં રાણી—એ તો સૌથી વધારે દયામણી આહુતિ છે. એના ઉપર સખત દેખરેખ રહે છે, અને એની જનનશક્તિ ઘટી ગયેલી જણાતાં જ એની પ્રજા એની જિવાઈ બંધ કરી દે છે; પરિણામે, ભૂખમરો વેઠી એ મરે છે. એ દેશનો કાયદો કાંઈ પણ બગાડ કરવા દેતો ન હોવાથી એનું શરીર ખાઈ નાંખવામાં આવે છે, અને એની જગ્યાએ બીજી રાણીને બેસાડવામાં આવે છે.[1] આપણું જોઈ

---

૧. આની સચ્ચાઈ વિષે શંકા છે. નૉઈઝ કહે છે કે ઊધઈ પોતાનાં મડદાં ખાઈ નાખે છે એવું કોઈ ઠેકાણે નજરે જોવામાં આવ્યું નથી. ઊલટું, અનુભવ તો એમ સૂચવે છે કે ઊધઈ માત્ર વનસ્પતિનો જ ખોરાક ખાય છે, અને તેમાંયે માણસના ખોરાકને અડતી નથી. દા. ત. કોઈનો એવો અનુભવ નથી કે ઊધઈએ એનાં શાકભાજી, રોટલો, દાળ, ભાત ખાધાં. દૂધ-ઘી, માખણ, ઈંડાં, માંસ તો પ્રાણીજન્ય હોવાથી ન ખાય તેમાં પછી નવાઈ જ નહિ. ઊધઈ ચામડું ખાય છે ખરી, પણ એનો મુખ્ય ખોરાક તો લાકડું

ગયા છીએ કે એ કામ માટે કેટલાંક જંતુને ખાસ રાખી મૂકેલાં હોય છે, અને ધાર્યાં મુજબ શરીર ઘડવાના પોતાના ગુપ્ત જ્ઞાન વડે, તેઓ ઝપાટાબંધ એ જંતુમાંથી રાણીને નિપજાવી શકે છે.

સૈનિકો રાજ ચલાવે છે એમ પણ કહી ન શકાય: એ કમભાગ્ય રાક્ષસો પોતાનાં શસ્ત્રના ભારથી જ મરી રહેલા છે: જડબાંનું ભારે બખતર સદાયે પહેરીને ફરવું, લિંગ, પાંખ, આંખ વિનાના હોવું, પોતાનો ખોરાક પણ જાતે ખાઈ ન શકાય---એવું એમનું જીવન છે.

પાંખાળાં તરુણતરુણીઓની સત્તા ચાલે છે, એમ પણ કહેવું શક્ય નથી: તેઓ તો જેવો ક્ષણિક તેવો જ કરુણ એક જ ઝગારો દેખાડે છે. દેશની ન સમજી શકાય એવી કોઈ રાજનીતિના, કે કોઈ ક્રૂર રૂઢિના તેઓ ભોગ બને છે.

બાકીના રહ્યા મજૂરો: તેઓ સમાજનાં જઠર અને આંતરડાં છે. તેઓ એક સાથે સૌના ગુલામ તેમ જ માલિક જણાય છે. શું ઊધઈનગરમાં એમની મજૂરશાહી ચાલે છે એમ કહી શકાય? એટલું તો નક્કી જ છે કે જેઓ જોઈ શકે છે, ઊડી શકે છે—રાજા, રાણી, કુંવર, કુંવરીઓ—એમનું ઊધઈના રાજતંત્રમાં કશું ચલણ નથી અને સાચે જ,

---

અને ઘાસ કે તેમાંથી બનેલી ચીજો જ છે. એને મેળવવા માટે એ વચ્ચે આવતી બધી વસ્તુઓનો ભલે નાશ કરે. પણ કીડીની જેમ એ સર્વભક્ષી જંતુ નથી.

મૂળ રાણીના મરણ પછી બીજી રાણી બેસાડીને ઊધઈ એ રાફડો ચાલુ રાખ્યો હોય એવું પણ અનુભવમાં નથી એમ મેરેસનો મત છે —અનુવાદક

એ આશ્ચર્ય છે કે આવી રાજવ્યવસ્થા છતાં રાફડો સૈકાંઓ સુધી ટકી રહે છે. માનવજાતિના ઇતિહાસમાં તો એમ જણાય છે કે જે રાજતંત્રો સાચાં પ્રજાસત્તાક છે તેમને, થોડાં વર્ષમાં જ, બીજાઓ હરાવીને નામશેષ કરે છે, અથવા પોતાના જ જુલમગારોથી તેઓ નાશ પામે છે. કારણ, રાજકીય બાબતોમાં ટોળાંશાહીની ખાસિયત કૂતરાંના જેવી હોય છે; એટલે કે, સુગંધ કરતાં દુર્ગંધ પ્રત્યે વધારે આકર્ષાય એટલું જ નહિ, પણ જે ખરાબમાં ખરાબ દુર્ગંધ હોય તેને જ અચૂક શોધી કાઢે.

વારુ, મજૂરશાહી માનીએ તો શું આ આંધળો સમાજ પરસ્પર ભળીને કારભાર ચલાવે છે? કીડિયારાની જેમ એમના રાજમાં મૌનવ્રત તો નથી જ. એ અંદર અંદર કેવી રીતે સલાહમસલત કરે છે એ તો આપણે જાણતા નથી, પણ તેથી કાંઈ વાતચીત થતી નથી જ એમ કહી શકાય નહિ. જરા પણ હુમલો થતાં, સૂકા ઘાસમાં લાગેલી આગની માફક આખા રાફડામાં ભયની જાણ પહોંચી જાય છે, અને રક્ષણની બધી વ્યવસ્થા તથા જરૂરી સમારકામની દુરસ્તી પદ્ધતિસર શરૂ કરી દેવામાં આવે છે. વળી એટલું પણ નક્કી છે કે આ નેત્ર વિનાનાં જંતુઓ રાણીની પ્રસૂતિની ઝડપનું પ્રમાણ પણ, એને ખવડાવવાની લાળમાં વધારોઘટાડો કરી, પોતાની ઇચ્છા મુજબ ફેરવે છે. વળી, જ્યારે એમને સૈનિકોની સંખ્યા વધી ગયેલી લાગે છે, ત્યારે જેમને એ નકામા ગણે તેમના ઉપર ખોરાકબંધીનું ફરમાન કાઢી સંખ્યાને ઘટાડી દે છે. એ રીતે પણ જે મરે તેયે ખવાઈ તો જાય જ. ઈંડું મુકાય કે તુરત જ એનું પ્રારબ્ધ તેઓ ઠરાવી દે છે. અને તે મુજબ એને ખોરાક

આપી એમાંથી પોતાની ઇચ્છાનુસાર મજૂર, સિપાઈ, રાણી, રાજા, કે પાંખાળાં કુંવરકુંવરી ઘડે છે. પણ, એ મજૂરો જાતે કોને તાબે છે? એ કયા દેવની કે કઈ શક્તિની આજ્ઞા ઉઠાવે છે? એમનાં લિંગ, પાંખો અને નેત્રો સમાજહિત માટેના યજ્ઞમાં હોમાયેલાં છે; નગરનાં સર્વ શ્રમભર્યાં કામોનો ભાર તેમની ઉપર છે; તેઓ નગરના કોઠારી, ખેડૂત, ખોદનારા, કડિયા, મિસ્ત્રી, સુથાર, માળી, રસાયનશાસ્ત્રી, દાઈ, આયા અને ડાઘુ સર્વ કાંઈ છે. એ સૌને માટે કામ કરે છે, ખાય છે અને પચાવે છે. ઊધઈગઢના અભેદ્ય અંધારામાં ફાંફાં મારનારા, સુરંગ ખોદનારા, ભોંયરામાં આજન્મ કેદી રહેનારા મજૂરો — એ તો ક્યારે શું કર્યે જ છૂટકો છે તે સમજવા, જાણવા, આગળનો ખ્યાલ કરવા અને નિર્ણયો કરવા ઓછામાં ઓછા લાયક લાગે છે.

શું એમ કહી શકાય કે કેવળ અંતઃકરણની સ્વાભાવિક વૃત્તિઓ અથવા કુદરતી પ્રેરણાઓથી આ બધી વ્યવસ્થા ચાલે છે? ભલે એમ માનીએ કે એ પ્રેરણાઓ ઓછીવત્તી પરસ્પર સંકળાયેલી હોવાથી મેળવાળી છે; છતાં, શું એમ કહી શકાય કે તેઓ એવી એક વૃત્તિથી માત્ર યંત્રવત્ પ્રેરાઈને ઘણાંખરાં ઈંડાંઓમાંથી પોતાના જેવા મજૂર નિપજાવે છે? પછી, બીજી એવી જ એક, પણ કુદરતની જ, પ્રેરણાને વશ થઈ એવાં જ ઈંડાંમાંથી આંખવાળી, નરમાદાનાં ચિહ્નોવાળી અને ઊડી શકનારી ઊધઈઓનું ટોળું નિર્માણ કરે છે? આપણે જોયું છે કે એ ટોળામાંથી એકાદ જ રાજા કે રાણી થઈ શકે છે, અને બાકીનાં તો થોડા વખતમાં જ યમના પાશમાં પડે છે. ત્યારે, આવી પ્રેરણા શું ભયંકર જાતિસંહાર માટે જ થાય છે?

અને, શું કોઈ ત્રીજી પ્રેરણાને અધીન થઈ તેઓ સૈનિકો ઊભા કરે છે અને, જ્યારે વળી એમની સંખ્યા વધી જાય અને ખોરાકી ભારે પડે ત્યારે, ચોથી પ્રેરણા એમને ઘટાડો કરવા દોરે છે? કે આ બધી પરંપરા શું 'કાગનું બેસવું અને તાડનું પડવું' એ ન્યાયે કેવળ અણધારી જ થાય છે? કદાચ એમ પણ હોય; પરંતુ, આટલી આબાદી, સ્થિરતા, પરસ્પર મેળ અને લગભગ અમરતા ભોગવનારા અનેકાનેક રાફડાઓનો માત્ર અનુકૂળ અકસ્માતો ઉપર જ આધાર રહ્યો હોય એ શંકાભર્યું તો લાગે છે જ. જો 'કાગ-તાડ' ન્યાયે આ બધું થઈ શકતું હોય, તો અકસ્માત એ જ મોટામાં મોટો અને ડાહ્યામાં ડાહ્યો દેવ છે એમ કહેવું જોઈએ.

પણ, આ શબ્દપાંડિત્યને છોડીને આપણે આગળ ચાલીએ. ઊધઈનો કારભાર બુદ્ધિ કે વિચારશક્તિથી નહિ, પણ કેવળ કુદરતી પ્રેરણાઓથી ચાલે છે — એ કલ્પના વધારે સંતોષકારક તો નથી જ. એ અસંતોષકારક લાગવાનું બીજું કારણ એ પણ છે કે કેવળ કુદરતને માનનારા વિદ્વાનો જેને 'સહજબુદ્ધિ' કે 'સ્વાભાવિક પ્રેરણા' કહે છે એ મૂળે શી વસ્તુ છે એનો કશો જ ખ્યાલ આવી શકતો નથી; જ્યારે બુદ્ધિનું સ્વરૂપ આપણે કાંઈ કે સમજી શકીએ છીએ, એવી આપણી — સાચી કે ખોટી — માન્યતા છે.

## ૨

મધપૂડામાં પણ વ્યવસ્થા અને નિર્વાહ માટે કેટલીક આશ્ચર્યકારક રીતોનો અમલ છે. એને હું અહીં ગણાવવા ઇચ્છતો નથી. પણ કીડિયારામાં તો એના કરતાંયે વધારે વિસ્મય ઉપજાવનારી રીતો છે. દાખલા તરીકે, બધા જંતુ-

શાસ્ત્રીઓ જાણે છે કે આપણી ઝીણી લાલ કીડી (૪૪) પોતાના દરમાં એક જાતની ઝીણી જીવાતો—કીડીગાયો (૪૧)—નાં મોટાં ટોળાં પાળે છે. આ જીવાતો એક જાતનો મીઠો રસ આપે છે, અને તેને, આપણે જેમ ગાયભેંસને દોહીએ છીએ તેમ, કીડી દુહે છે. વળી : બીજી એક કીડીની જાત (૪૨) બીજી કીડીઓમાંથી ગુલામો પકડી લાવવા માટે પોતાના સૈનિકોને લડાઈ કરવા મોકલે છે. ત્રીજી એક જાત (૫૦) પ્રયળને ઉછેરવાનું કામ દાસીઓ પાસે કરાવે છે. વળી ચોથી જાતે (૩૯) પોતે કામ કરવાનું છોડી દીધું છે, અને ગુલામ કરેલી કીડીઓ (૫૧) પાસેથી જ ખોરાક લઈ લે છે. તે ઉપરાંત, અમેરિકાના ઉષ્ણ પ્રદેશોમાંની એક જાત શેવાળ ઉગાડે છે, અને તેને માટે કોઈ કોઈ વાર સોથી પણ વધારે વારની લાંબી ચોકોણી સુરંગ ખોદે છે, અને તેમાં પાંદડાંની ઝીણી રજ કરી કોઈ ગુપ્ત પદ્ધતિનું ખાતર નાંખે છે એવી શેવાળ એ કીડી સિવાય કોઈ બીજું ઉગાડી શકતું નથી. વળી આફ્રિકા અને ઑસ્ટ્રેલિયાની પણ કેટલીક કીડીઓની વિશેષતા જણાવવા જેવી છે. એમના મજૂરોનો એક વર્ગ દરની બહાર નીકળતો જ નથી; અને ઊંધે માથે લટકી રહે છે. બીજાં વાસણોને અભાવે એ જંતુઓ મધનાં જીવતાં કૂંડાં જ બને છે એમ કહેવાય; એમનાં પેટ ખૂબ મોટાં હોય છે. તેમાં બીજી કીડીઓ રસો ભરે છે, અને ભૂખ લાગે ત્યારે પાછો ખેંચી કાઢે છે.

આવી યાદી ઘણી લંબાવી શકાય અને, કહી નાંખું કે, આ બધાં કાંઈ ટાઢા પહોરનાં ગપ્પાં નથી, પણ સૂક્ષ્મ અવલોકનથી સિદ્ધ થયેલી હકીકતો છે.

## ૩

જે ગૂઢ સત્તા આ બધો રાજકારભાર અને જીવન-વ્યવહાર ચલાવે છે તેને કેવી રીતે ઓળખાવવી એ એક મોટો પ્રશ્ન છે. બીજા કોઈ યોગ્ય ખુલાસાને અભાવે, 'મધમાખીનું જીવન' એ પુસ્તકમાં મેં એને માટે 'મધપૂડાની કુળદેવતા' એ કલ્પના કરી હતી. પણ, અંતે, એ પણ એક કેવળ નામ જ છે. એથી કાંઈ વિશેષ ખુલાસો થતો નથી; કેમકે એ શબ્દોની પાછળ જે કાંઈ સત્ય વસ્તુ રહેલી છે, તેનું સ્વરૂપ આપણે જાણતા નથી.

એક બીજી કલ્પના પણ કરી શકાય; તે આ: એક એક મધપૂડો, કીડિયારું કે રાફડો એક એક દેહ છે; પણ એના અવયવો એકબીજાથી ખુલ્લી રીતે જોડાયેલા નથી, પણ છૂટા વેરાયેલા જેવા છે. જાણે, એક આખું જીવતું પ્રાણી, પણ તેના હાથ, પગ વગેરે અંગો એકબીજાની જોડે દેખી શકાય એવી ચામડી, નાડી, લોહી વગેરે દ્વારા જોડાયેલાં કે એકત્ર થયેલાં કે રહેલાં નહિ. એ બધા અવયવો દરેક હજારો કોશોના બનેલા છે, અને માનવી અંગોની જેમ જ, એક જ મધ્યસ્થ સત્તાને અધીન રહી વર્તે છે, છતાં એકબીજાથી વિખૂટા અને, બાહ્યતઃ, સ્વતંત્ર હોય એમ લાગે છે. સાચું પૂછતાં, આપણું પોતાનું શરીર પણ એવું જ છે: સાઠ હજાર અબજ (૬૦,૦૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦) કોશોનો એક મોટો સંઘ, જૂથ, નગર, રાફડો કે કીડિયારું એ મનુષ્યદેહ. એ કોશો એ શરીરરૂપી રાફડાથી છૂટી નાસી જઈ શકતા નથી: (એટલે, વિખૂટા પડે તો જેમ રાફડામાંથી બહાર ગયેલી ઊધઈ મરી જ જાય તેમ નાશ જ પામે.) એ શરીર-રૂપી રાફડાનો નાશ થાય ત્યાં સુધી એ કોશો એમાં જ કેદ

રહે છે. રાફડાની જીવનવ્યવસ્થા ભલે આપણને ભયંકર કે અમાનુષી લાગે; પણ આપણા શરીરની વ્યવસ્થા એ જ ધોરણે ચાલે છે. રાફડાની જેમ જ એમાંયે એ બધા કોશોના સમૂહમાં એકપણાની ભાવના રહેલી છે. એની જ માફક આખા શરીરના હિત માટે એના અસંખ્ય જુદા જુદા કોશ-રૂપી જીવોની આહુતિ અપાય છે. રાફડાના જેવી જ શરીરની રક્ષણપદ્ધતિ છે. એવી જ રીતે મરી ગયેલા કે નકામા થયેલા કોશોને લોહીમાંના ધોળા કોશોનો એક વર્ગ (૮૩) ખાઈ નાંખે છે. કોઈ અજાણ્યા ઉદ્દેશની સિદ્ધિ અર્થે એવો જ આંધળો, અગમ્ય, બિનઅટક શ્રમ શરીરમાંયે ચાલે છે. સિપાઈઓના જેવું જ શરીરના કોશોનુંયે ઝનૂન છે; એવા જ ખાનપાન, શ્વાસોચ્છ્વાસ, પ્રજોત્પાદન, રુધિરાભિસરણ વગેરે કાર્યોની અંદર અંદર વહેંચણી છે, અને દરેક અંગ પોતપોતાનાં કામ માટે જ ખાસ લાયકાત ધરાવે છે, અને બીજાં અંગોનું કામ કરી શકતું નથી. એવી જ અટપટી ક્રિયાઓ, એવું જ સંગઠન, ભયને (તેમ જ કામના આવેગ) સમયે આખા શરીરમાં વ્યાપી જતો હોંકારો (અને ઉન્માદ),[2] એવો જ જુદી જુદી શક્તિઓ વચ્ચે મેળ, એક જાતના કોશો પાછળ ન થાય અને બીજા બહુ વધી ન જાય માટે એવું જ સમધારણ, અને એવી જ અંતર્ગત પોલીસવ્યવસ્થા આપણા શરીરમાંયે છે. આ રીતે, દાખલા તરીકે, ઘણું લોહી વહી

૨. કૌંસમાંના શબ્દો મેં મૅરેસના મતને અનુસરીને ઉમેર્યા છે. પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે મૅરેસ આ કલ્પનાથી જ ઊધઈનું જીવન સમજાવે છે. —**અનુવાદક**

ગયા બાદ રાતા કણો એકદમ ઊપજતા જણાય છે; કોના હુકમને વશ થઈ એ બને છે એ આપણે જાણતા નથી; કલેજું (લિવર) થાકી જાય તો મૂત્રાશય (કિડની) વધારે કામ કરી બગાડને કાઢી નાંખવામાં મદદ કરે છે; આમ થવામાં, આપણી બુદ્ધિનો કશો સંબંધ જણાતો નથી. એની કશી સલાહ લેવામાં આવતી નથી, કે એનામાં આડે આવવાની શક્તિયે માલૂમ પડતી નથી. છતાં, જાણે એ (બુદ્ધિ) સર્વ સૂત્રો ચલાવતી હોય એમ ફાંકો રાખે છે.

જે કાંઈ આપણે જાણીએ છીએ—અને તે જ્ઞાન પણ આપણને થોડા વખતથી જ પ્રાપ્ત થયું છે—તે આટલું જ છે કે, આપણા શરીરના અવયવોની સૌથી મહત્ત્વની ક્રિયાઓ શરીરમાં જુદી જુદી જગ્યાએ રહેલી કેટલીક રસ ઝરનારી ગ્રંથિઓને લીધે ચાલે છે. એ ગ્રંથિઓમાંથી જુદી જુદી જાતના રસો ઝરે છે અને તે રસો લોહીમાં ભળી અવયવોને ચલાવે છે. આવા કોઈ રસો વહે છે એવો યુરોપના વૈદ્યોને અત્યાર સુધી વહેમ પણ ગયો નહોતો. એ ગાંઠોમાં મુખ્ય નીચેની છે: કંઠગ્રંથિ (૮૨) સાંધામાં રહેતા કોશોની ક્રિયાને નિયમમાં રાખે છે; મસ્તકમાં રહેલી શ્લેષ્મગ્રંથિ (૮૦) શ્વાસોચ્છ્વાસ અને ગરમીનું નિયમન કરે છે; મસ્તકમાં રહેલી શંકુગ્રંથિ (૭૯); મૂત્રાશય પર આવેલી ગ્રંથિઓ (૮૧); વીર્યગ્રંથિ—એ શરીરના કરોડો કોશોમાં શક્તિ પહોંચાડે છે. પણ એ બધી ગ્રંથિઓની ક્રિયાઓનું કોણ નિયમન કરે છે? સરખા સંયોગો હોય, છતાં શું કામ એ એકને આરોગ્ય અને જીવનનો આનંદ અર્પે છે, અને બીજાને માંદગી, વેદના, દુઃખ અને મરણ દે છે? જેમ જાણીતી બાબતોમાં કામ કરતી પ્રગટ વિચારશક્તિ જુદા જુદા

માણસોમાં ઓછીવત્તી હોય છે, તેમ અજાણે ચાલતી ક્રિયાઓ પાછળ રહેલી અંતર્બુદ્ધિ પણ ઓછીવત્તી હશે, તેથી આમ થતું હશે? શું માંદો માણસ પોતાના જ કમી અંતર્જ્ઞાનનો ભોગ બનતો હશે? આપણે એવું પણ જોઈએ છીએ કે કોઈ માણસની બાહ્ય અથવા પ્રગટ બુદ્ધિ ઘણી તીવ્ર હોય, તેથી કાંઈ એ પોતાના શરીરને સાજું રાખી શકતો નથી; એ તો એની અપ્રગટ કે અજ્ઞાત બુદ્ધિને જ અધીન રહે છે. એનો અર્થ શું એમ સમજવો કે જેની બાહ્યબુદ્ધિ તીવ્ર હોય, તેની અંતર્બુદ્ધિ બિનઅનુભવી કે કેવળ મૂર્ખ પણ હોય? જો એ ગ્રંથિઓ બરાબર કામ ન કરે તો તેને માટે પણ કોણ જવાબદાર ગણાય?

આ બધી બાબતોમાં આપણે કશું જ જાણતા નથી. આપણા જીવનને માટેની અત્યંત મહત્ત્વની બાબતોમાં અંદરથી શરીરના જુદા જુદા અવયવો પર કોણ હુકમો કાઢે છે, તેનો આપણને રજ જેટલોયે ખ્યાલ નથી. શું એ પોતાની મેળે ચાલતી માત્ર યાંત્રિક ક્રિયાઓ જ છે? કે, આખા શરીરના સામાન્ય હિતનો ખ્યાલ રાખી વિચારપૂર્વક વર્તનાર, શરીરના કોઈ કેંદ્રમાં રહેલી કે વિશ્વમાં વ્યાપેલી કોઈ નિયંતાશક્તિનું કાર્ય છે? જો આ નજીકની—આપણને પોતાને લગતી—બાબતોમાં આપણે કશું જાણતા નથી, તો પછી આપણાથી દૂર દૂર રહેલા—મધપૂડા, કીડિયારા કે રાફડામાં જે ચાલે છે તેનો આપણે શો ખ્યાલ કરી શકીએ? ત્યાં કોનો હુકમ છે, કારભાર છે, કોની દીર્ઘદૃષ્ટિ છે—એ આપણે કેવી રીતે શોધી શકીએ? આપણા શરીરને જ શોધતાં આપણને પહેલાં આવડવું જોઈએ.

આપણે આજે એટલું જ ખાતરીપૂર્વક કહી શકીએ છીએ કે આપણો કોશસંઘ—આપણો શરીરરૂપી રાફડો—જ્યારે એને ખોરાક, ઊંઘ, ગતિ, ગરમી, ઠંડક, પ્રજાવૃદ્ધિ વગેરેની જરૂર પડે છે, ત્યારે જે વખતે જે જરૂરનું હોય તે તુરત કરે કે કરાવે છે; ઊધઈનગરમાંયે સિપાઈ, મજૂર, નર, માદા વગેરેની જેમ જરૂર જણાય છે તેમ તે ઊપજે છે.

હું ફરીથી પહેલી જ કલ્પના પર આવું છું: એક જ ખુલાસો મને ઠીક લાગે છે. તે એ કે આખો રાફડો એક વ્યક્તિ છે—એક જ કુળદેવતારૂપી ચૈતન્યથી વ્યાપેલો વિરાટ દેહ છે—એમ સમજવું. ડા. જાવેરકીએ ઠીક જ કહ્યું છે કે, "વ્યક્તિનો અર્થ એ નથી કે બધાં અંગો મળીને જોઈ શકાય એવું એક પૂર્ણ શરીર હોવું જોઈએ; અથવા, એક જ મૂળમાંથી બધાં અંગો ઊપજવાં જોઈએ; અથવા, બધાં અંગો એકબીજાને વળગેલાં હોવાં જોઈએ; પણ, બધાં અંગોમાં એક ધર્મ વ્યાપીને રહેલો છે એટલો સ્પષ્ટ ખ્યાલ—બધાંની એક જ ઉદ્દેશથી પ્રવૃત્તિ ચાલે છે એટલી હકીકત—જ્યાં હોય ત્યાં એક જ વ્યક્તિ છે."

રાફડામાં બનતા વિવિધ બનાવોના કે આપણા શરીરમાં ચાલતી વિવિધ ક્રિયાઓના કારણને, ઘટે તો, આપણે વિશ્વ-વ્યાપક ચૈતન્ય (બ્રહ્મ) કહીએ; કે વિશ્વનું અશરીરી ચિત્ત (કે સાંખ્યશાસ્ત્રનું મહત્ તત્ત્વ, અથવા કઠોપનિષદનો મહાન આત્મા, કે ગીતાનું મહદ્બ્રહ્મ) કહીએ; કે લિબ્નીઝનો 'અનાદિસિદ્ધ મેળ' કહીએ; અને એના ચિત્ત પર સત્તા ધરાવનારાં પ્રયોજક કારણો તથા શરીર પર ચાલનારાં નિમિત્ત કારણોના ગૂંચવાડાભર્યા ખુલાસા સ્વીકારીએ:—એ બધી

ઝીણી બુદ્ધિની સુંદર પણ આધાર વિનાની કલ્પનાઓ જ છે; અથવા, આપણે એને વિશ્વની જીવનશક્તિ કે ભૂતશક્તિ કહીએ, કે શોપેનહોઅરના 'વિશ્વની સંકલ્પ કે ઇચ્છાશક્તિ' એ શબ્દો વાપરીએ; કે ક્લોડ બર્નાર્ડના શબ્દોમાં 'જીવન યોજના' અથવા 'નિયામક સંકલ્પ' કહીએ; (અથવા, છાંદોગ્યોપનિષદ પ્રમાણે 'સત્યકામ—સત્યસંકલ્પ આત્મા' કહીએ), અથવા, દૈવ, પરમેશ્વર, નિયંતા, આદિકર્તા, કે 'સર્વ કારણોનું અનાદિ મૂળ કારણ' કહીએ: બધાં નામોની કિંમત સરખી જ છે: બધાંનો સરળ અર્થ એટલો જ થાય છે કે આપણે હજુ કશું જાણતા નથી અને સમજતા નથી કે એ શું છે; અને જીવનનું મૂળ, જીવનનું પ્રયોજન, અને એનું અંતિમ ધ્યેય એ બધું લાંબા કાળ સુધી, કદાચ હંમેશ માટેય, આપણાથી અજાણ્યું જ રહેશે.

## ટિપ્પણ

ઊધઈના જીવન બાબત ત્રણ હકીકતોએ જંતુશાસ્ત્રીઓને મૂંઝવણમાં નાંખ્યા છે. એનો ખુલાસો આપવા વિવિધ પ્રકારની કલ્પનાઓ કરવામાં આવે છે, અને હજુ એકે પૂરેપૂરી સંતોષકારક માલૂમ પડતી નથી. એ ત્રણ હકીકતો તે આ: (૧) એક જ માતા-પિતામાંથી ત્રણ જાતનાં કુંવર-કુંવરી, ઓછામાં ઓછી બે જાતના સૈનિકો, અને ઓછામાં ઓછી બે જાતના મજૂરો કેવી રીતે નીપજે છે? એ ત્રણે વર્ગોની શરીરરચના, ખોરાક, આવડત, જીવનનાં કાર્યો વગેરે એકબીજાથી એટલાં જુદાં પડે છે કે આનુવંશિકતા, સહજબુદ્ધિ, તર્કશક્તિ વગેરેના સર્વે ખ્યાલો, જાણે, જૂઠા પડી જાય છે. દા. ત., રાણી એની પ્રજા કરતાં લગભગ પંદર વીસ હજારગણી શરીરે મોટી હોય છે, એ જ એક મહત્ત્વની બીના છે.

તે ઉપરાંત તે એક સમયે કુંવરી હોઈ પાંખાળું અને આંખાળું જંતુ હતું. તેણે જન્મીને રાફડો રચવામાં કદી ભાગ લીધો નથી. જાતે ખોરાક પણ ખાધો નથી. એને સૈનિક જેવાં જડબાંયે નથી. આ જંતુનાં અગણિત બાળકો આંધળાં કેમ? આંધળાં છતાં તેનાં મજૂર બાળકો શેવાળ ઉગાડવાની, રાફડાનાં અદ્ભુત બાંધકામ કરવાની, અને કાઠી પચાવવાની અદ્ભુત શક્તિ ક્યાંથી મેળવે છે? આનુવંશિક કહો, તો તે માબાપમાં છે નહિ. જન્મ્યા પછી શિક્ષણથી કહો તો તે પૂર્ણ જંતુ થયા પછી તુર્ત જ, જાણે શીખીને જ જન્મી હોય તેમ, કામે લાગે છે. એ જ વાત સૈનિકોની વીરતા અને વ્યવસ્થાશક્તિની છે. આ બધાંનો શો ખુલાસો આપવો?

(૨) બીજી હકીકત એની અદ્ભુત ગણતરી-શક્તિની છે. મેટરલિંકે એ પોતાની સંખ્યા વિષે કેવી રીતે ચોક્કસ છે એ વિષે કહ્યું છે જ. એ જ ગણતરી-શક્તિનો એક વધુ પુરાવો પણ છે. જો એકાદ રાફડાની આજુબાજુમાં એકાદ મોટું ઝાડ સુકાઈને પડી જાય, તો તેને પહોંચી વળવા માટે કરોડો વધારે ઊધઈઓની જરૂર પડશે. આ વાત ઊધઈને કોઈક અદ્ભુત રીતે સમજાઈ જાય છે, અને થોડા જ દિવસમાં રાફડાની ઊધઈ-વસ્તી એ કામને પહોંચી વળી શકે એટલી વધી જાય છે. એ માટે જરૂર પડે તો નવી રાણીઓ પણ બેસાડી દેવામાં આવે છે. આ સૂત્ર અને વળી તેને અમલમાં મૂકવાની શક્તિ ઊધઈને ક્યાંથી પ્રાપ્ત થાય છે, તે એક અણઉકેલાયેલો કોયડો છે.

એવો જ અટપટો સવાલ એની ઇજનેરી શક્તિનો છે. યાદ રાખવું જોઈએ કે એ પોતાનો રાફડો અંદર રહીને જ બાંધે છે, અને માણસના પ્રમાણમાં એનું બાંધકામ કેટલું રાક્ષસી છે તે પુસ્તકમાં જણાવ્યું છે. પણ તેટલું જ નહિ. એ રાફડાનો બહારનો દેખાવ દરેક જાતની ઊધઈના રીતરિવાજ પ્રમાણે અમુક જાતનો જ હોય છે. એમાં દિશાનું પણ ચૂક જ્ઞાન હોય છે. જેમકે, ધ્રુવ-માછલી રાફડા બરાબર ઉત્તર-દક્ષિણ દિશા બતાવે છે. દક્ષિણ આફ્રિકાના એક

બીજી ઊધઈના રાફડા સુરંગની નાળ ખોદે છે તેમાં બરાબર ઉત્તર-દક્ષિણ દિશા સાચવે છે. વાંક લેવા પડે તો તે પૂર્વ-પશ્ચિમમાં જ લે, ઉત્તર-દક્ષિણમાં નહિ. વળી, એક ઊધઈના રાફડાનો પહોળામાં પહોળો ભાગ બરાબર પૂર્વ-પશ્ચિમ દિશા બતાવે છે. એ ઉપરાંત, માણસ કમાન બાંધતાં શીખ્યો તેના લાખો વર્ષ પૂર્વે આ જંતુએ કમાન બાંધવાનું શાસ્ત્ર હાથ કર્યું જણાય છે. બે બાજુથી સરખા થાંભલા ઉપાડતાં આવવું અને યોગ્ય ઊંચાઈએ ગયા પછી તેને ધીમે ધીમે વાળી જોડી દેવા એ ઇજનેરી વિદ્યા મનુષ્યની સ્થાપત્ય કળામાં બહુ મોડી દાખલ થઈ. આ શક્તિ એને કયાંથી પ્રાપ્ત થાય છે?

(૩) ત્રીજી હકીકત એની ઇંદ્રિયાતીત જ્ઞાનશક્તિની છે. સૂક્ષ્મમાં સૂક્ષ્મ તપાસમાંયે સૈનિક કે મજૂર ઊધઈને મગજનું કે આંખ, કાન તથા નાકની ઇંદ્રિયોનું જરા જેટલુંયે ચિહ્ન દેખાતું નથી. જેને આપણે અવાજ કહીએ છીએ તેવો અવાજ અને સિગ્નલો રાફડામાં થાય છે ખરાં. પણ એને સાંભળવા માટે એને કાન તો છે નહિ. ત્યારે તેને એ કેવી રીતે સાંભળે છે? તે જ પ્રમાણે જમીનથી ૫૦ ફૂટ ઊંચે કાંઈ ખાવા લાયક પદાર્થ છે, તેની એને શી રીતે ભાળ લાગે છે? ગંધ કહો તો તે સૂંઘવાની એને ઇંદ્રિય જ નથી. વળી, કહેવાય છે કે આંધળી છતાં જમીનની વીસ ફૂટ નીચેથી પણ બહાર પ્રકાશ છે કે અંધારું તે એ સમજી જતી જણાય છે. આ ઉપરાંત, લગભગ વીજળીના જેટલી ઝડપથી રાફડાના એક ભાગમાં બનેલા બનાવની દૂર દૂરના ભાગોમાં ખબર પહોંચી જાય છે. આ કોઈ નવી જાતની ઇંદ્રિય છે કે ઇંદ્રિયાતીત જ્ઞાનશક્તિ છે?

નૉઈઝ (અને બીજા પણ) સરળ ભાવે માને છે કે પરમેશ્વર જ ઊધઈનું સીધેસીધું નિયમન કરે છે, અને અદૃશ્યપણે રહી તેને જેવાં ઘટે તેવાં કામોમાં દોરે છે.

મેટરલિંક અને મૅરેસ રાફડાત્માની કલ્પના કરે છે. મૅરેસે એ કલ્પનાને મેટરલિંક કરતાં વધારે વિસ્તારથી વિકસાવી છે. જો

એક રાફડાની જુદી જુદી ઊધઈમાં વ્યક્તિત્વ હોય જ નહિ એમ નિશ્ચિતપણે ઠરે તો તેની કલ્પના કેટલાક કોયડાઓનો ઉકેલ આપે છે ખરી. પણ ગણતરીને લગતી તથા ઇંદ્રિયાતીતતાને લગતી કેટલીક બીનાઓ એવી છે કે જેથી જુદી જુદી ઊધઈમાં બિલકુલ વ્યક્તિત્વ છે જ નહિ એમ કહેવું પણ મુશ્કેલ લાગે છે.

એક એવો ખુલાસો પણ વિચારી શકાય કે ઊધઈ રાણીની જનનશક્તિ ઘણી મોટી છે ખરી, પણ તેને લીધે જ તેની પ્રજાનો મોટો ભાગ કાંઈક અંશો વિનાનો જન્મે છે. એને પરિણામે તેને જ્ઞાનેંદ્રિયો નથી હોતી, પણ કર્મેંદ્રિયો જ હોય છે; અને તેમાંની કોઈકની કેટલીક કર્મેંદ્રિયો ઘણી વધેલી હોય છે, અને કોઈકની બીજી. કુંવર-કુંવરીની જ માત્ર સમપ્રમાણ હોય છે. આ ઉપરાંત, રાફડો જે લાળ વગેરે મસાલાનો બને છે, તેને પરિણામે તે લોહચુંબક, વીજળી, તેજ, ધ્વનિ, તથા પદાર્થમાત્રનાં સૂક્ષ્મ ઈથરનાં આંદોલનોની અસરને ઝીલનારો બને છે. જુદી જુદી જાતનાં આંદોલનોની જુદી જુદી અસર તેમાં હરતી ફરતી ઊધઈ પર થાય છે, અને તે પરથી તે જુદા જુદા પ્રકારનું જ્ઞાન મેળવે છે. રેડિયો કે ટેલિફોનમાં વીજળીના પ્રવાહમાં પડતા ઝીણા ઝીણા ભેદો, અથવા બોલપટની ફિલ્મમાં પ્રકાશનાં કિરણોના ઝીણા ઝીણા ભેદો ધ્વનિ ઉપજાવવાને શક્તિમાન થાય છે, તેની જોડે આ સરખાવી શકાય. આ રીતે ૫૦ ફૂટ પરનો ખોરાક રાફડા પર જે અસર કરે તે પરથી ઊધઈને જ્ઞાન થઈ શકે કે આ દિશામાં ખોરાક પડેલો છે. એ અસરને અનુસરતી અનુસરતી તે ત્યાં પહોંચી જાય.

આ વિચાર બરાબર હોય તો જુદી જુદી ઊધઈને વ્યક્તિત્વ વિનાની માનવાની જરૂર રહેતી નથી. બીજી હકીકતોના ખુલાસા પણ આપી શકાય, પણ તેમ કરવું આ પુસ્તકની મર્યાદા બહાર થાય.

— અનુવાદક

૧૦

# ઊધઈની વ્યવહારનીતિ

## ૧

મધપૂડાની સમાજવ્યવસ્થા કડક છે જ; પણ રાફડો તો કડકાઈ તેમ જ લાગણીશૂન્યતામાં તેના કરતાં ક્યાંયે ચડી જાય. મધપૂડામાંયે સર્વ પ્રજાનું પોતાની નગરીના દેવોને બલિદાન થાય છે; તોયે, તેમાં મધમાખને સ્વતંત્રતાનો કાંઈક છાંટો રહેલો છે. એનું ઘણુંખરું જીવન નગર બહાર સૂર્યના ખુલ્લા પ્રકાશમાં વીતે છે; ઉનાળાના, શરદના અને વસંતના સુખનો એને અનુભવ થાય છે. કોઈના અંકુશ વિના એ છૂટથી ફૂલોમાં ભટકી શકે છે. પણ ઊધઈના આનંદહીન, વિષ્ટામય સમાજમાં સ્વતંત્રતાનું નામનિશાન નથી. કેદખાનું પૂરેપૂરું છે અને દેખરેખ વિનાની એક ક્ષણ જતી નથી. રાફડામાં અંધકાર, અંકુશ અને સખતાઈ— ત્રણે ભેગાં મળે છે. વર્ષ પછી વર્ષ વીતે છે, પણ એના અંધારામાં રજ જેટલોયે ફેરફાર થતો નથી. દરેક જંતુ ગુલામ છે અને લગભગ દરેક અંધ છે. ગાંડી વિષયેચ્છાના અગ્નિમાં હોમાઈ જનારાં કુંવર-કુંવરી સિવાય બીજું કોઈ પણ પૃથ્વીની સપાટીને જોઈ શકતું નથી, ખુલ્લી હવા લઈ શકતું નથી, કે પ્રકાશ શું તે જાણી શકતું નથી. આદિથી તે અંત સુધી બધો વ્યવહાર અંત વિનાના અંધકારમાં જ ચાલે છે. આપણે જોઈ ગયા કે નગર

માટે બહારથી ખોરાક લાવવાની જરૂર પડે તો ઊધઈ દૂર દૂર સુધી પ્રવાસ કરે છે, પણ તે પૃથ્વીની નીચે અથવા નળીની અંદર રહીને જ; કદી ખુલ્લી રીતે નહિ. ભલે તે છાપરાની વળીઓને કે ઝાડના થડને ખાતી હોય, પણ તે એની અંદરથી જ એના પર હુમલો કરે છે, અને એની ઉપરના રંગ કે છાલને નુકસાન ન પહોંચાડવાની સંભાળ લે છે. એનું કામ એવું ચુપકીદીથી ચાલે છે કે ઘરના માલિકને વિનાશની છેક છેલ્લી ઘડી આવી લાગતાં સુધી ઘણુંખરું ખબર પણ પડતી નથી કે લાખો ખાતરપાડુઓ એના મકાનમાં પેસી એની ભીંતોને અંદરથી જર્જરિત કરી રહ્યા છે. નગરની આંતરિક વ્યવસ્થામાં એ મજૂરશાહી અથવા સામ્યવાદી રાજતંત્ર જાણે કદી તૃપ્ત ન થનારું પ્રજાભક્ષી ભૂત હોય તેમ વર્તે છે. જેમ જેમ વધારે એને માટે પ્રજા ઘસાય, તેમ તેમ એની માગણી વધતી જ જાય છે. છેવટે એ તંત્ર એટલે સુધી પહોંચ્યું છે કે વ્યક્તિને કાંઈ અંગત સ્વતંત્રતા કે આનંદનો લેશ રહેતાં નથી. આવા ઘોર જુલમની મનુષ્યજાતમાં જોડ નહિ મળે. માણસજાતમાં, કમમાં કમ, થોડી વ્યક્તિઓ તો સુખ મેળવે છે જ; પણ રાફડામાં તો કોઈને જ સુખ નથી. વળી એ જુલમ એવા પ્રકારનો સામુદાયિક અને અપ્રગટ છે કે એને માટે કોઈ વ્યક્તિને જવાબદાર ગણી શકાય નહિ. એ એની તંત્રપદ્ધતિમાં જ સ્વાભાવિક અને સર્વવ્યાપક છે. વળી એનું અતિ વિચિત્ર અને મૂંઝવનારું લક્ષણ તો એ છે કે એની આખીયે રચના અટકચાળી કુદરતે મનસ્વીપણે કરી હોય એમ દેખાતું નથી. એની જુદી જુદી સ્થિતિઓ પરખી શકાય છે, અને તેથી એ વ્યવસ્થા ધીમે ધીમે ઉત્પન્ન થઈ હોય એમ

માલૂમ પડે છે. પરિણામે, વધારેમાં વધારે ' સુધરેલી ' ઊધઈની જાતો વધારેમાં વધારે ગુલામીમાં અને દયાજનક દશામાં છે.

તેઓનાં ઠરાવેલાં કામોમાં તેઓ રાત અને દહાડો વણુ-થોભ્યે શ્રમ કરી જાતને ઘસી નાંખે છે. બીજાથી અલગ પડી ગયેલા, સદૈવ સાવધ રહેતા, અને નિત્યના કંટાળા-ભરેલા વ્યવસાયમાં ગૂંચવાઈ ગયેલા એના ભીમ સૈનિકો પોતાની આનંદરહિત ચાલોમાં ભયની ઘડીએ પોતાની જાતને હોમી દેવા માટે જ, જાણે જીવનથી કંટાળેલા અને નિરાશ થયા હોય તેમ, વાટ જોતા રહે છે. કડકમાં કડક યોગીઓ અને તપસ્વીઓ કરતાં એમને વધારે કડક નિયમો પાળવા પડે છે. કોણ જાણે ક્યાંથી નીકળતા એ કાયદાઓ અને હુકમોને એ જેવી સ્વેચ્છાથી તાબે થાય છે, તેવો માનવજીવનમાં દાખલો મળે એમ નથી. નિયતિ, દૈવ, નસીબ — એનો આપણને કાંઈક અનુભવ છે; અને છે તેટલો જ બસ છે એમ આપણને લાગે છે. પણ રાફડાનું દૈવ — એનું કોમી નસીબ — નવી જ અને અત્યંત ક્રૂર તરેહનું છે. માનવસમાજ પણ એ સ્થિતિ પ્રત્યે જતો જણાય છે. રાફડામાં મૃત્યુની શાંતિ પહેલાં બીજો આરામ નથી; મંદવાડ માટે માફી નથી; દુર્બળતાના ગુના માટે મોતથી ઓછી સજા નથી. એમની સામુદાયિક નિર્વાહપદ્ધતિ પ્રેતભક્ષણ અને વિષ્ટાભક્ષણ સુધી પહોંચી છે — મળ તો લગભગ એમનો મુખ્ય ખોરાક છે. મધમાખોને નરકયાતનાની બીક દર્શાવવી હોય, તો રાફડો એમની આગળ ધરી શકાય. કારણ કે, જો આપણે એમ કલ્પના કરીએ કે પોતાના ટૂંકા જીવનના કરુણાભર્યા અન્તની મધમાખીને જાણ નહિ હોય, તો તો, સવારના પહોરના

ખુશનુમા સમયે ફૂલોમાં ભટકવામાં, ત્યાં સારી પેઠે મધથી ધરાઈ પાછા ફરવામાં અને, મધ અને પરાગથી ભરેલા, મધમાખોથી ગણુગણી રહેલા, આનંદ અને સુગંધભર્યા પોતાના મહેલમાં પ્રવેશ કરવામાં જીવનમાં કાંઈક આનંદ તો છે, એમ તે અનુભવતી હશે જ. પણ, ઊધઈ! શું કામ એ પોતાની ઘોરમાં ભટકતી હશે? ત્યાં એને શી મજા મળતી હશે? શું સુખ, શા જીવનના આશીર્વાદ કે લહાવા એને એના દરિદ્રી અને નિરાશાજનક જીવનમાં મળતાં હશે? કરોડો વર્ષથી એ શું કેવળ મોતને અભાવે, કેવળ નિર્વંશ ન થાય એટલા જ માટે જીવ્યાં કરે છે? શું એટલા જ હેતુથી એ રાતદિવસ આનંદ વિનાની પ્રજાવૃદ્ધિ કર્યાં કરે છે, અને કદીયે સુખ ભોગવવાની આશા વિના ભાવના-શૂન્ય તથા નુકસાનકારક જીવનને પૃથ્વીના અંત સુધી કાયમ રાખવા મથતી હશે?

પણ, આ બધા વિચારો કેટલેક અંશે આપણે માણસના દૃષ્ટિબિંદુથી કરી રહ્યા છીએ. આપણને કેવળ બાહ્યની, માત્ર ઉપરથી દેખાતી હકીકતોની માહિતી છે. મધપૂડાના કે રાફડાના માનસિક જીવનમાં શું ચાલી રહ્યું છે તેનો આપણને કાંઈ જ ખ્યાલ નથી. મધમાખી તેમ જ ઊધઈ બન્ને પ્રાણશક્તિનાં, આકાશતત્ત્વનાં, વિદ્યુતનાં કે ચિત્તનાં કોઈ બળોનો ગૂઢ અનુભવ લેતી હોય એ અતિશય સંભવિત છે. આપણે એની કશાયે કલ્પના કરી શકતા નથી. કારણ કે દિવસાનુદિવસ જે એક સત્યનું આપણને વધારે ને વધારે જ્ઞાન થાય છે તે એ છે કે જગતનાં સર્વ પ્રાણીઓમાં મનુષ્ય જ સૌથી વિશેષ મર્યાદિત અને અપૂર્ણ પ્રાણી છે.

૨

આ રીતે ઊધઈની રાજનીતિ આપણને ત્રાસ અને કંપારી ઉપજાવે છે એ સાચું. પણ એ એની જીવનપદ્ધતિની એક બાજુ થઈ. એની સાથે જ એની એક ઉચ્ચ બાજુ પણ છે. એનું જીવન કોઈક મહાન આદર્શની અખંડ ઉપાસના કરતું જણાય છે અને, તે દૃષ્ટિએ, આપણા કરતાં ઘણું ચડિયાતું છે, એ પણ એટલું જ સ્પષ્ટ છે. જોઈએ તો એ આદર્શને ઉપજાવનાર મૂળ કારણને મહાન કુદરતી પ્રેરણા કહો; અથવા પોતાની મેળે ચાલતી યાંત્રિક કળ કહો; 'કાગ-તાડ' ન્યાયે ઊપજતી અતિશય અનુકૂળ તર્કોની પરંપરા કહો; ગમે તે કહો, નામ સાથે તકરાર કરવાનું પ્રયોજન નથી. આપણે તો માત્ર એને પરિણામે ચાલતું ઊધઈનું જીવન જ તપાસીએ છીએ. 'મહાન આદર્શની અખંડ ઉપાસના' એ શબ્દો વડે, રાફડાની અંદર સર્વ વસ્તીના હિત માટે જે અનન્ય નિષ્ઠા દેખાઈ આવે છે તેની અહીં વાત કરું છું. એમાં લેશ પણ સ્વાર્થની ગંધ આવતી નથી. અંગત છૂટો ભોગવવાની કે અંગત લાભો મેળવવાની વાસનાનો માની ન શકાય એવો સંપૂર્ણ ત્યાગ સર્વત્ર જણાય છે. પ્રજાની રક્ષા માટે દરેક ઊધઈ પોતાની જાતનું પરિપૂર્ણ સ્વાર્પણ, અખંડ આત્મદાન કરે છે. માનવસમાજમાં આવી વ્યક્તિઓની વીરો કે સંતોમાં ગણના કરવામાં આવે. અપરિગ્રહ, નિયમોનું પાલન અને બ્રહ્મચર્ય—ધાર્મિક મઠોનાં એ ત્રણ મહાન વ્રતો રાફડામાં અક્ષરશઃ પળાય છે. બ્રહ્મચર્યપાલન માટે ઊધઈ પોતાની જાતને સ્વેચ્છાથી નપુંસક કરે છે. પણ, માનવસમાજમાં હજુ કોઈ એવો યોગી કે તપસ્વી પાક્યો છે ખરો કે જેણે, આ

ઉપરાંત, પોતાના શિષ્યો પાસે સદાયે અંધકારમાં રહેવાનાં અને સુરદાસ બનવાનાં વ્રત લેવડાવ્યાં હોય?

મહાન જંતુશાસ્ત્રી ફેબર એક ઠેકાણે લખે છે કે, "ઊધઈમાં નીતિનો અભાવ છે." અલબત એમ કહેવું સહેલું છે. પણ નીતિ એટલે શું? લિત્રેએ નીતિની આવી વ્યાખ્યા કરી છે: "માણસની સ્વતંત્ર પ્રવૃત્તિઓ જે નિયમોને અનુસરીને ચાલવી જોઈએ તે બધાનો સાર"—એનું નામ નીતિ. આ વ્યાખ્યા ઊધઈને અક્ષરેઅક્ષર બંધબેસતી આવતી નથી શું? માણસની સૌથી પૂર્ણ સંસ્થા કરતાં પણ વધારે ઊંચી રીતે તેથીયે વધારે અને કડકપણે ઊધઈ પોતાની સંસ્થાના નિયમોને પાળતી નથી શું? કદાચ, 'સ્વતંત્ર પ્રવૃત્તિઓ' એ શબ્દો સામે વાંધો લેવામાં આવે; એમ કહેવામાં આવે કે ઊધઈની પ્રવૃત્તિઓ 'સ્વતંત્ર' તો નથી જ. એ મૂંગે મોઢે પોતાની ફરજો બજાવવામાંથી છટકી શકતી જ નથી. કારણ કે, જો ઊધઈનો કોઈ મજૂર કે સિપાઈ પોતાનું ઠરાવેલું કામ કરવા ના પાડે તો એને બીજી ઊધઈઓ મારીને ખાઈ ન જાય તો રાફડામાંથી હાંકી તો કાઢે જ, અને ત્યાં પણ એ ભૂંડે મોતે મરણ પામે. પણ આમાંયે, આ સ્વતંત્રતા આપણી સ્વતંત્રતા જોડે સરખાવી શકાય એવી નથી શું?

રાફડાની આ બધી વ્યવહારપદ્ધતિને નીતિ નહિ તો બીજું શું કહેવાય? કીડીની સામે લડતાં લડતાં પોતાના પ્રાણ પાથરનારા સૈનિકોનું વૃત્તાન્ત યાદ કરો: જ્યારે સમાજના હિત માટે એ લડવામાં રોકાયેલા હોય છે, ત્યારે મજૂરો એમને બહાર રાખી કોટ ચણી દે છે, અને એમના રક્ષણનું છેલ્લું સાધન પણ

ઝૂંટવી લઈ એમને નિર્દય શત્રુના પંજામાં જાણીબૂજીને સોંપે છે એ વાત યાદ કરો. ઇતિહાસમાં (રજપૂતોની વીરતાનાં જે અનેક દૃષ્ટાંતો આપણે સાંભળીએ છીએ, અથવા) ગ્રીસની થરમોપિલીની જે પ્રખ્યાત વીરતા કહેવાય છે તે કરતાં આ વીરતા વધી જતી નથી શું? (રજપૂતો કે) ગ્રીકોને બચવાની કાંઈયે આશા રહેતી હતી. વળી, ડબ્બીમાં પૂરેલી અને મહિનાઓ સુધી અપવાસી રહેલી કીડી પોતાનું શરીર, ચરબી અને માંસ પોતાની ઇયળોને આપી તેનું પોષણ કરે તેની નીતિની ભાવનાને આપણે શું કહીશું? આવાં આત્મદાન સ્તુતિપાત્ર અને રોમાંચકારક કેમ ન ગણાય? આપણે માણસોએ એને યાંત્રિક, આત્મઘાતક, આંધળાં અને ઇરાદાપૂર્વક ન થનારાં કહેવાનું ઠરાવ્યું છે, માટે જ શું એ નૈતિક મૂલ્ય વગરનાં ગણવાં? એમ કહેવાનો આપણને શો અધિકાર છે? કયું વિશેષ જ્ઞાન છે? જેમ ઊધઈને આપણે વગર સમજ્યે દૂરથી જ જોઈએ છીએ તેમ કોઈ આપણાં કામોને બહારથી જ જુએ તો તે આપણી નીતિભાવના વિશે શો વિચાર કરે? આપણાં વર્તનમાં રહેલા પરસ્પર વિરોધ અને વિચારદોષ, આપણા ટંટાફિસાદોમાં રહેલી મૂર્ખતા, આપણા આનંદો અને ઉત્સવોમાં દેખાતાં ઓલિશતા, ધાંધલ અને ભાનભૂલાપણું, અને આપણાં યુદ્ધોમાં થતો સ્વજાતિનાશ—એ સર્વેનો એ શો અર્થ કરે? અને, આપણી દૃષ્ટિએ, એ એના કેવા ખોટાયે અર્થો કરે? લગભગ ચાળીસેક વર્ષ પર વૃદ્ધ આર્કેલ કહી ગયો તે જ આપણે કહી શકીએ: "આપણા ભાવિમાં જે રહેલું છે, આપણું હિત જેમાં રહેલું છે, તેથી ઊલટું જ આપણને સૂઝતું હોય છે."

૩

ઊધઈને કીડીના જેવા દુશ્મન સાથે મુકાબલો કરવો પડ્યો એ એનું સદ્‌ભાગ્ય ગણાય. એ ઊધઈના જેવી જ ચતુર હોવા ઉપરાંત એના કરતાં વધારે બળવાન, વધારે સાધન-યુક્ત અને અત્યંત નિર્દય છે. એ ત્રીજા કલ્પના ત્રીજા કે મધ્યયુગનું જંતુ છે. ઊધઈનો અને એનો પહેલો મુકાબલો થયાને વીસથી ત્રીસ લાખ વર્ષ થયાં હશે. ત્યારથી એ લડાઈ કદી અટકી નથી. જો આવો મુકાબલો ન થયો હોત તો કદાચ ઊધઈનું જીવન નાનકડાં, નિર્બળ, કંટાળાભરેલાં દરોમાં સાવ અજાણ્યું, મુશ્કેલ અને નવાજૂની વિનાનું વીતતું હોત એમ સંભવ છે. પહેલા યુદ્ધમાં તો એનો ભારે સંહાર થયો હશે જ; પણ, એથી એનું ભવિષ્ય બદલાઈ ગયું. એને ખુલ્લા વસવાટનો અને સૂર્યના પ્રકાશનો ત્યાગ કરવો પડ્યો; મોટા સંઘો બનાવવા પડ્યા; જમીનમાં સુરંગો ખોદવા, માટીના ઢગલા કરવા અને ભીંતો બાંધવા અથાગ મહેનત લેવી પડી; અંધારા કિલ્લા અને ભંડારો બનાવી, તેમાં જીવન ગુજારવાની અને ખોરાક શોધવાની રીત સ્વીકારવી પડી; પૃથ્વીના ગર્ભમાં બગીચા કરી, અથવા પોતાના ઉદરમાં જીવતી રસાયનશાળા વસાવી પોતાનો ખોરાક નિર્માણ કરવો પડ્યો; આંચકો લગાડનારાં તથા દૂરથી ફેંકી શકાય એવાં શસ્ત્રો શોધવાં પડ્યાં, અને સૈનિકો તૈયાર કરવા પડ્યા; તે જ પ્રમાણે, પોતાના જીવન માટે જરૂરનાં ગરમી, ભેજ અને હવા જાળવવાની રીતો ખોળવી પડી; પોતાની ઉત્પત્તિને એટલી વધારવી પડી કે જેથી શત્રુની સામે માત્ર સંખ્યાને લીધે જ, જીતી ન શકાય એવાં દળો ઊભાં કરી શકે; અને સૌથી મહત્ત્વનું, સર્વ

સદ્‌ગુણોના મૂળરૂપ સેવાધર્મ, નિયમપાલન તથા સ્વાર્પણના ગુણો કેળવવા પડ્યા; ટૂંકામાં, અનુપમ દુર્બળતામાંથી આપણે તપાસી ગયા તેવો આશ્ચર્યકારક વિકાસ સાધવો પડ્યો.

ઊધઈની જેમ માણસને પણ પોતાના જ પ્રમાણનો, પોતાના જેવો જ બુદ્ધિશાળી, ક્રૂર અને પક્કો દુશ્મન મળ્યો હોત તો તેણે શું કર્યું હોત ? બીજાં પ્રાણીઓને અને કુદરતને માણસે પોતાના શત્રુ માની લીધા છે; પણ એ બાહ્ય દુશ્મનો હંમેશાં છૂટાછવાયા રહેલા અને અજાણે શત્રુ બનેલા કહી શકાય. હજારો વર્ષના જૂના અને લેખવા લાયક ગણી શકાય એવો એક જ જીવ મનુષ્યનો દુશ્મન થાય છે; અને તે એ જાતે જ. આપસની શત્રુતામાંથીયે માણસ ઘણું શીખ્યો છે ખરો; મનુષ્યના જ્ઞાનનો પોણો ભાગ એને લીધે ઊપજ્યો છે એમ કહીએ તો ચાલે; પરંતુ, એમાં બન્ને શત્રુઓ સરખા બળવાન, એક જ વર્ગના, એક જ સરખાં કુદરતી સાધનોવાળા છે. કદાચ એમ બને કે આપણા હિતાર્થે—આપણો વધારે વિકાસ કરાવવા—કોઈક દિવસ બીજા કોઈ ગ્રહમાંથી, અથવા આપણી કલ્પનામાં ન હોય એવી જાતના કોઈ શત્રુ આપણી ઉપર ઊતરી આવે. પણ, તે પહેલાં આપણે પોતે જ એક-બીજાનો નાશ કરી મરી પરવાર્યા ન હોઈએ તો:—વધારે સંભવિત તો એ જ લાગે છે.

## ટિપ્પણ

આગલા પ્રકરણમાં મનુષ્યશરીર અને રાફડાની સરખામણી કરી, ઊધઈ શરીરનાં લોહીકણો જેવી છે એમ જે કલ્પના કરવામાં આવી છે, એ જો સ્વીકારવામાં આવે તો આ પ્રકરણ ઘણે અંશે

નિરુપયોગી ઠરે છે. જેમ લોહીનાં કણો સજીવ કોશો છે, છતાં તેમાં અંગત વ્યક્તિત્વ નથી, તેમ ઊધઈમાં વ્યક્તિત્વ નથી. વ્યક્તિત્વ આખા શરીરના સંઘાતમાં છે. નૉઈઝે એક વાતનું આશ્ચર્ય બતાવ્યું છે. પ્રાણીમાત્રમાં ભયની વૃત્તિ રહેલી જ છે એમ સામાન્યપણે કહેવાય છે. પણ એ કહે છે કે ઊધઈના જીવનની તપાસમાં ક્યાંયે ભયવૃત્તિનું જરા જેટલુંયે ચિહ્ન માલૂમ પડતું નથી. આપણા લોહીના કણો વિષે પણ એમ કહી શકાય. આપણને ભય થાય છે; પણ ક્યારેયે લોહીના કણો ડરથી ધાની બહાર નીકળતા અટક્યા એવું કદી જણાયું છે? એ જ ન્યાયે ઊધઈની બીજી વ્યવહારનીતિ સમજી શકાય.

છતાં, આ રાફડા-શરીર ન્યાય બધી બાબતોનો પૂરેપૂરો ખુલાસો આપી શકે છે એમ ન કહેવાય. એ ન્યાય પ્રમાણે છૂટક ઊધઈમાં વ્યક્તિત્વના ભાનનો અભાવ હોવો જોઈએ. પણ એમ પણ જણાતું નથી, એમ નૉઈઝે બતાવ્યું છે. એટલે આ કલ્પના પણ બંધ-બેસતી નથી.

—અનુવાદક

## ૧૧

# ઊધઈનું ભાવિ

### ૧

સૃષ્ટિનાં કેટલાંક બુદ્ધિવાન પ્રાણીઓમાં સંઘ બાંધીને રહેવાની વાસના માલૂમ પડે છે. એની શરૂઆત મા અને બચ્ચાંના કૌટુંબિક સંબંધમાંથી થાય છે; પણ, ધીમે ધીમે, એનું પ્રમાણ મોટું થતું જાય છે, અને પરસ્પર સહકાર કરી જીવન ગાળનારા મોટા મોટા સમૂહો બંધાય છે. પણ આ વાસનાની સાથે જ પ્રકૃતિએ એક દુર્દૈવ વળગાડેલું છે. જેમ જેમ સંઘ મોટો થતો જાય છે અને તેની જીવનપદ્ધતિ વધારે અટપટી અને વિવિધ થતી જાય છે, જેમ જેમ એ વધારે 'વિકાસ' પામતો જણાય છે, તેમ તેમ તેમાં વ્યક્તિની સ્વતંત્રતા ઉપર વધારે ને વધારે અંકુશ મુકાતો જાય છે, અને એના ઉપર કડક નિયમોનું બંધન વધતું જ જાય છે. અંતે એને જરાયે છૂટ ન લેવા દે અને અળખામણું થઈ પડે એવું તંત્ર એના ઉપર ગોઠવાય છે. પ્રકૃતિનો જાણે ઉદ્દેશ જ એવો જણાય છે કે જીવમાં સંઘ સ્થાપવાની અને સમાજનું તંત્ર રચવાની વાસના નિર્માણ કરી, તે દ્વારા એને સખત નિયમોથી જકડી દેવો અને કાયદેસર થતા જુલમનો ભોગ બનાવવો. દાખલા તરીકે, એ વાસના પોતાના ગુલામોને કારખાનાં, છાવણી કે કેદખાનામાં વિશ્રાંતિ વિનાના, એકલસૂરા

જીવનની શિક્ષા ફરમાવે છે; સાવ ઘસાઈને મરી જાય ત્યાં સુધી તેમની શક્તિને નિર્દયપણે ચૂસે છે; કોઈને પણ ભાગ્યશાળી કે સુખી તો થવા નથી દેતી, પરંતુ એ સંઘના મોટા ભાગની ઉપર પોતાની જાતને હોમી દેવાની અને દુઃખમય જીવન ગાળવાની ફરજ નાંખે છે ખરી. અને આ બધું જાણે એટલા જ માટે કે દુનિયાના અંત સુધી એક પ્રકારની બધાને સંડોવનારી નિરાશા નવું નવું રૂપ લઈ, હંમેશાં ચાલુ રહે અને વધ્યાં કરે! આ બાબતમાં આપણા કરતાંયે વધારે પ્રાચીન આ ઊધઈની નગરીઓ આપણે માટે, જાણે, દીવાદાંડી જેવી છે. જે જાતના ‘સંસારમાં સ્વર્ગ’ પ્રત્યે બહુ સુધરેલી ગણાતી પ્રજાઓ પ્રયાણ કરી રહી છે, તે સ્વર્ગની ઠેકડી કરનારી, જાણે આપણાં જ જીવનનો નાનકડો નમૂનો હોય તેવી, એ નગરીઓ લાગે છે. એક વાત તો નક્કી જ છે કે પ્રકૃતિની યોજનામાં સુખને અવકાશ નથી.

કરોડ વર્ષ થયાં ઊધઈ એક આદર્શ પ્રત્યે પહોંચવા મથી રહી છે, અને એ આદર્શ હવે નજીક આવેલો જણાય છે. એ આદર્શ ફળીભૂત થયા બાદ તેનું શું થશે? શું તે વધારે સુખી થશે? શું અંતે તે પોતાના કેદખાનામાંથી છૂટી શકશે? આ તો અશક્ય લાગે છે; કારણ કે એમનો પ્રકાશનો દ્વેષ કરનારો સુધારો જેમ જેમ પૂર્ણ થતો જાય છે, તેમ તેમ એને જમીનમાં વધારે ઊંડે ઉતારતો જાય છે. એમના સુધારાનો ઇતિહાસ કેવો છે તે ફરીથી તપાસો. એક કાળે એમને પાંખો હતી;—એ હવે નથી રહી; આંખો હતી;—તે પણ ખોઈ છે; નરમાદાના ભેદો હતા, અને સૌથી પછાત ઊધઈઓમાં હજુયે છે;—તેમાંથી અલિંગ દશા લેવી પડી.

હવે, જ્યારે એ પોતાના ભાવિના શિખરે પહોંચશે, ત્યારે શું થશે? જે જીવની સર્વ શક્તિઓનો ઉપયોગ પ્રકૃતિ પૂરેપૂરો કરી લે છે, તે જીવના જે હાલ હંમેશાં થતા આવ્યા છે, તેવા જ હાલ ઊધઈનાયે થશે એમ સંભવિત છે: એટલે કે—પ્રલય. પ્રકૃતિ પોતામાં થોડો ફેરફાર કરી નાંખશે; ઉષ્ણ દેશોની ગરમી થોડી ઘટાડી દેશે અને એક જ ઘાએ કે થોડા જ સમયમાં આખી જાતનો નાશ કરી નાંખશે. કદાચ, થોડાક નમૂના બચી જશે; કદાચ, પહેલેથી માંડીને પાછી બધી મહેનત તેમને કરવી પડશે; અને—આપણી નજર પહોંચે છે ત્યાં સુધી તો—એ બધી મહેનત વળી પાછી વ્યર્થ થવા માટે જ! સિવાય કે, એમ બનતું હોય કે આપણે જાણતા નથી તેવાં કોઈ પરિણામો એમાંથી નીપજતાં હોય કે કોઈ આપણાથી અજાણ્યા ઉદ્દેશો સિદ્ધ થતા હોય: આ બહુ સંભવિત નથી લાગતું; છતાં, હોય પણ.

એમ હોય તોપણ, એટલું તો નક્કી જ કે આપણે એ પરિણામો કે ઉદ્દેશો જાણી કે સમજી શક્યા નથી. આજ સુધીમાં જે અગણિત કલ્પો વીતી ગયા છે, અને જે અસંખ્ય અનુભવો પ્રકૃતિને મળ્યા છે, તેનો વિચાર કરીએ તો આપણા જેટલી જ કે તેથીયે વધારે સુધરેલી પ્રજાઓ બીજી દુનિયાઓમાં, કે કદાચ આપણી પૃથ્વી ઉપર પણ, જરૂર થઈ ગઈ હશે. એ અનુભવોનો ગુફામાં જીવન ગાળનારા આપણા પૂર્વજોને કાંઈ લાભ મળ્યો હશે? આપણને પોતાને એનો કાંઈ લાભ મળે છે? કદાચ મળતો હોય તોયે તે બહુ નજીવો હોવો જોઈએ; અને, આપણી અજાણી રહેલી વૃત્તિઓમાં—આપણાં 'કારણ શરીર'માં—એટલો ઊંડો દટાઈ ગયેલો

લાગે છે કે એને આપણે શોધી શકીએ એમ નથી.[૧] અને, એને શોધી શકીએ તોયે તેને પ્રગતિનું ચિહ્ન નહિ કહી શકાય; પણ, કેવળ પાછા હઠ્યાનું, વ્યર્થ ગયેલા શ્રમોનું, અને નાહકના નુકસાનનું જ ચિહ્ન ગણવું પડશે; (કારણ કે એક વાર વિશ્વની સ્થિતિ હતી તેનાથી આજની ઘડીએ નીચેની સ્થિતિમાં પડ્યા છીએ એમ જ એ શોધનો અર્થ થયો ને? —અનુવાદક)

(પણ, આ સંભવિત જ લાગતું નથી.) ઊલટું, એમ માનવાને કારણ છે કે જે ઉદ્દેશને સિદ્ધ કરવા આપણે હજારો વર્ષોથી મથી રહ્યા છીએ, તે ઉદ્દેશોને જો આકાશમાં જણાતી અસંખ્ય દુનિયાઓમાંથી કોઈએ પણ સિદ્ધ કર્યા હોય, કે આ ક્ષણે સિદ્ધ કરતી હોય, તો તેની આપણને જાણ થયા વિના ન રહે. ઉન્નતિના જે શિખરની આપણે કલ્પના કરીએ છીએ ત્યાં પહોંચેલાં પ્રાણીઓની બુદ્ધિ અતિશય વિશાળ તો હોવી

૧. બાળક જન્મતાં જ ધાવવા માંડે છે; એને શીખવવું પડતું નથી. આર્યોની એ વિષે એવી કલ્પના છે કે એ પૂર્વજન્મોના અભ્યાસનું પરિણામ છે. આજના વૈજ્ઞાનિકોને પૂર્વજન્મની કલ્પના માન્ય નથી. તેઓ કહે છે કે એ અસંખ્ય પેઢીઓથી વારસામાં ઊતરી આવેલી ટેવનું પરિણામ છે. બાળકને અસંખ્ય પેઢીઓના અનુભવનો લાભ મળે છે. એ લાભ મેળવવા બુદ્ધિ—વિચારશક્તિ—વાપરવી પડતી નથી. એ એની અજાણી રહેલી વૃત્તિઓનો ભાગ છે; એવી ઘણી ટેવો આપણને છે. તેનાં મૂળ પણ હવે શોધી શકાતાં નથી. એ જ મુજબ નામશેષ થયેલી પ્રજાઓનાં જ્ઞાન અને અનુભવોના સંસ્કાર કુદરતમાં જળવાઈ રહ્યા હોય, અને તેનો આપણને લાભ મળતોયે હોય, પણ તેની સાંકળ આપણે શોધી શકીએ એમ નથી. ઉપર જે લખ્યું છે તેનું આ પ્રમાણે તાત્પર્ય છે. —અનુવાદક

જ જોઈએ; અને, તો તે અત્યંત સ્વાર્થની મૂર્તિ હોય એમ કેમ મનાય? વારુ, એ જો સ્વાર્થી ન હોય તો પોતાના અનુભવોનો લાભ આપણને પહોંચાડવા જરૂર પ્રયત્ન કરે જ; અને, એમ કરે તો પાછલા અનાદિ કાળના સંયુક્તબળની મદદથી તેઓ આપણને આપણા દુઃખમાંથી તારવા મદદ કર્યા વિના ન રહે. આ બધું ઘણું સંભવિત છે; કેમકે, તેઓ સ્થૂળ શરીરનાં બંધનથી પર થઈને સૂક્ષ્મ કે લિંગ શરીરમાં જ રહેતા હોવા જોઈએ; અને, તેથી, દેશ કે કાળની અડચણો તેમના માર્ગમાં આવી શકે નહિ. વિશ્વના કોઈ પણ ખૂણામાં જો કોઈ સર્વજ્ઞતાના, સદ્‌ગુણોના અને સુખના અર્કરૂપ પરિણામ બન્યું હોય, તો તેની અસર એક દુનિયામાંથી બીજી દુનિયામાં અંતે પસર્યા વિના રહે નહિ એમ માનવું વાજબી નથી શું? અને, જો આમ હજુ સુધી બન્યું નથી, તો હવે પછી બનશે એમ માનવાને શું કારણ છે?[૨]

---

૨. મેટરલિંક આ ફકરામાં તર્કની વિચિત્ર વમળમાં સપડાયેલા લાગે છે. એમણે કરેલા તર્કો બહુ બંધબેસતા છે, એમ મને લાગતું નથી. બુદ્ધિ વિશાળ હોય તેથી તે નિઃસ્વાર્થી પણ હોય એમ હમેશાં બનતું નથી; વળી, આપણને જે જે ભૌતિક કે આધ્યાત્મિક મદદો મળતી હોય છે, તેની આપણને હંમેશાં ભાળ લાગે છે એમ પણ નથી. તે ઉપરાંત, કોઈ સર્વજ્ઞ હોય, સદ્‌ગુણોનો ભંડાર પણ હોય, સ્થૂળ શરીરનાં બંધનોથી પર પણ થયો હોય, અને અત્યંત નિઃસ્વાર્થ-પણે મદદ દેવા ઉત્સુક પણ હોય, છતાં એ આપણને દુઃખમાંથી તારી ન શકે એમ બને; કારણ કે, આપણને આપણી બુદ્ધિનું અભિમાન હોવાથી એની શરતોએ મદદ સ્વીકારવા આપણી ઇચ્છા ન હોય. એકંદરે આ ફકરાની વિચારસરણી, મારી દૃષ્ટિએ, બહુ ગૂંચવાયેલી અને દોષયુક્ત લાગે છે —અનુવાદક

પોતાના ચિત્તની શુદ્ધિ માટે, પોતાની ઉન્નતિ માટે અને પૂર્ણતા માટે માણસે સંસારમાં ઝઘડવું જોઈએ અને સહેવું જોઈએ, એ ખ્યાલ ઉપર મનુષ્યના સારામાં સારા ધર્મસંપ્રદાયો રચાયા છે. પણ, વારે વારે શા માટે એકડેએકથી શરૂ કરવું પડે છે એનો ખુલાસો કોઈ પણ ધર્મ કે તત્ત્વદર્શનો પાસેથી મળતો નથી. સનાતન કાળથી થયેલા સૃષ્ટિના સર્વે પુરુષાર્થો —જેનું કાંઈ પણ નામનિશાન પાછળ રહ્યું નથી—એ બધાનું શું થયું? કયા ઊંડા પાતાળમાં એ જઈને રહ્યા? જો વિશ્વાત્મા —વિશ્વનો પ્રાણ—સર્વશક્તિમાન અને દયાળુ છે, એ શ્રદ્ધા સાચી હોય, તો જેનું કાંઈ પણ શાશ્વત પરિણામ હજુ આવ્યું નથી, અને તેથી કદી આવવાનુંયે નથી, તેવા ઝઘડા અને ક્લેશો એણે શા માટે નિર્માણ કર્યા છે? આપણે પૂર્ણતા પ્રત્યે જઈએ છીએ એમ મનાય છે; એ પૂર્ણતા એણે એકદમ જ કેમ નિર્માણ ન કરી? આપણે એ લાયકાત હજુ મેળવવાની છે, એટલા માટે? પણ, જો એ દેવે એકાદ મહાપુરુષમાં બીજાઓ કરતાં વધારે પ્રમાણમાં ઉન્નતિકારક ગુણો અને ધૈર્યનો ભંડાર મૂક્યો હોય, તો એણે લીધેલા ઝઘડા કે સહેલાં સંકટો માટે એને શ્રેય આપવું એ શું વાજબી છે?

આ પ્રશ્નનો ઉત્તર રાફડાના અભ્યાસમાંથી નહિ મળે એ તો દેખીતું જ છે. પણ, ઊધઈના જીવનના અવલોકનમાંથી એ પ્રશ્નો ઊઠ્યા એટલો ફાયદો તો થયો જ છે.

## ૨

અત્યંત ઝીણી છતાં પૃથ્વીની લગભગ શરૂઆતથી ઉત્પન્ન થયેલી આ ઊધઈ, કીડી અને મધમાખીનું ભાવી, સેંકડો વર્ષથી ઘડાતા જતા આપણા પોતાના ભાવિનો એક સુંદર

નમૂનો, અથવા સાર કે અર્ક છે; આપણે એને સારી પેઠે તપાસી શકીએ એવી એમાં સગવડ પણ રહેલી છે. ક્ષણેક આપણે એના ઉપર વિચાર કરી લઈએ. આ જંતુઓનું ભાગ્ય આપણા ભવિષ્યને ભાખે છે. લાખો વર્ષથી ઊધઈ એવાં સદ્‌ગુણનાં, વીરતાનાં અને સ્વાર્પણનાં કાર્યો કરતી રહી છે કે માણસજાતમાં તો એ અદ્‌ભુત પરાક્રમો લેખાય. છતાં, એના નસીબમાં કશો સુધારો થયો છે? એ સાચું કે એણે એક જાતની સ્થિરતા અને કેટલાંક જોખમો સામે ટકી રહેવાની શક્તિ મેળવી છે; પણ, એથી એ વધારે સુખી થઈ છે? જે નજીવી સ્થિર આજીવિકા એને મળે છે, એ એના અથાગ પરિશ્રમનું યોગ્ય મહેનતાણું છે એમ કહી શકાય? અને, ઋતુના ફેરફાર રૂપી તલવાર એ ભાવિના ઉપર સદૈવ લટકી રહેલી છે, એટલું તો નક્કી જ છેને?

પ્રકૃતિના આ બધા પ્રયોગો કઈ દિશામાં લઈ જનારા છે? આપણે તો એ જાણતા નથી જ; પણ પ્રકૃતિ પોતેયે એ જાણતી હોય એમ લાગતું નથી: કારણ કે, એ બધાનો જો કાંઈ નિશ્ચિત ઉદ્દેશ હોત જ, તો આજ સુધી જે અનંત કાળ ચાલ્યો ગયો તે દરમ્યાનમાં એણે એ સિદ્ધ કર્યો જ હોત, કેમકે ભવિષ્યકાળની શક્તિ અને કિંમત ભૂતકાળની શક્તિ અને કિંમત જેટલી જ ગણાય: અથવા, એમ કહો કે ભૂત અને ભવિષ્ય મળીને એક સદૈવ ચાલતો વર્તમાનકાળ જ બની રહે છે. તાત્પર્ય કે, જે હજુ સુધી સિદ્ધ થયું નથી તે કદી સિદ્ધ થવાનું નહિ. અનાદિ ભૂત અને અનંત ભવિષ્યની વચ્ચે ગમે તેટલો કાળ અને ગમે તેટલા પ્રદેશમાં આપણી ક્રિયાઓ ચાલે, છતાં આપણે જ્યાં હતા ત્યાં ને ત્યાં જ રહીએ છીએ.

સર્વ વસ્તુઓ કે સૃષ્ટિઓનો છેડો ક્યાં આવશે તે વિષે કલ્પના કરતા બેસવું નકામું છે. કોઈ છેડા પર એને પહોંચવાનું જ નથી; જ્યાં આજે છે ત્યાં જ એને થોભવાનું છે, ત્યાં જ થોભેલી છે. કરોડો વર્ષ પૂર્વે જે સ્થિતિ હતી તે જ આજે છે, કરોડો વર્ષ પછી તે જ રહેશે. સૃષ્ટિને આદિ નથી, અંત નથી, કેવળ વર્તમાન જ છે, અને તે જ રહેશે. ભૌતિક કે આધ્યાત્મિક સૃષ્ટિમાં કશું વધવાનું કે કશું ઘટવાનું નથી. વિજ્ઞાનના, બુદ્ધિના, નીતિના કે બીજા કોઈ ક્ષેત્રમાં આપણે જે કાંઈ નવું જાણીશું, તે પૂર્વના કોઈ કલ્પમાં જરૂર જણાયેલું જ હશે. જેમ ભૂતકાળના અનુભવોથી વર્તમાનકાળમાં કશો કાયમનો સુધારો થયો નથી, તેમ જે કાંઈ નવું જ્ઞાન મેળવીશું તેથી ભવિષ્ય કાંઈ વધારે સુધરી જવાનું નથી. આકાશમાં હોય, પૃથ્વી પર હોય કે આપણા મગજમાં હોય, પદાર્થમાં જે કાંઈ ફરક પડે છે તે એટલો જ કે એનાં અત્યંત સૂક્ષ્મ અણુઓ જ જેનાં તે રહેતાં નથી; જૂનાં અણુઓ જાય છે અને તેની જગ્યાએ તેના જેવાં જ બીજાં આવે છે; પણ બધાનો ભેગો સરવાળો કરીએ તો જે હતો તેનો તે જ રહે છે.[3]

---

૩. એક વેદાન્ત મત એવો છે કે ભૂતકાળમાં જેની હયાતી જણાતી નથી, તથા ભવિષ્યકાળમાં જણાતી નથી, પણ વર્તમાન-કાળમાં જ જણાય છે, તો તે વર્તમાનકાળની હયાતી માત્ર ભાસરૂપ છે, સાચી નથી. ગીતામાં કહ્યું છે કે જે અસત્ય છે તેની હયાતી હોઈ શકતી નથી, અને જે સત્ય છે તેનો અભાવ થઈ શકતો નથી: દા. ત., આજનો સૂર્યોદય ગઈ કાલે દેખાતો ન હતો અને આવતી કાલે દેખાશે નહિ, માટે આજનો એનો દેખાવ એ કેવળ ભાસ છે, સત્ય નથી; આમ આખા જગત વિષે: એથી ઊલટું, આત્માનું

બધું પૂર્ણતા પ્રત્યે જ જાય છે એમ જો માનીએ, તો અગણિત કલ્પો વીતી ગયા છતાં હજુ સુધી પૂર્ણતા કેમ

---

અસ્તિત્વ જેવું ગઈ કાલે હતું, આજે છે, તેવું જ કાંઈ પણ ફેરફાર વિના આવતી કાલે રહેશે, માટે તે સત્ય છે. 'બ્રહ્મ સત્ય, જગત મિથ્યા' એ વાદ આ વિચારમાંથી નીકળ્યો છે. મેટરલિંકે આથી ઊલટી કલ્પના કરી છે. એ કહે છે કે અગણિત કલ્પો વીતી ગયા છે, અને અસંખ્ય કલ્પો આવશે. એમાં વારંવાર ઉત્પત્તિ-સ્થિતિ-સંહારનું ચક્ર એકડેએકથી શરૂ થઈ ચાલ્યા કર્યું છે, એટલું જ નહિ, પણ કોઈક જગ્યાએ ઉત્પત્તિ થઈ રહી છે, કોઈ જગ્યાએ સંહાર ચાલી રહ્યો છે, કોઈ જગ્યાએ સ્થિતિ છે. ત્રણેની સ્થિતિ હંમેશાં જ રહે છે. વળી, એમાં કશો ફરક થયેલો માલૂમ પડતો નથી. જો રજ જેટલું પણ કાયમનું સુખ વીતી ગયેલા અનંત ભૂતકાળમાંથી ન નીકળ્યું, વર્તમાનમાંયે જણાતું નથી, તો ભવિષ્યમાં થવાનો કશો સંભવ જ નથી. વર્તમાનકાળ મિથ્યાભાસ છે એવા વેદાન્ત વિચારને બદલે, ભૂત-ભવિષ્ય મળીને એક સદૈવ ચાલુ વર્તમાનકાળ જ છે એમ સમજો. ભૂત, વર્તમાન અને ભવિષ્ય એવા ભેદો કરવાની જ જરૂર નથી. એમ સમજો કે એક ફરતા પડદાની પાછળ સંસારનું મોટું ચિત્રપટ રહ્યું છે. પડદામાં રાખેલાં નાનાં નાનાં કાણાંમાંથી આપણે એ ચિત્રને જોઈએ છીએ. જોનારા જુદી જુદી જગ્યાએ હોય, અને બદલાયા કરે તેથી એ ચિત્રના જુદા જુદા ભાગ તેઓ જુએ છે. ફરતા પડદાની ગતિ બહુ ધીમી હોવાથી કોઈ એક જોનાર એ આખું તો જોઈ શકતો જ નથી; એનો બહુ જ નાનકડો ભાગ એની નજરે પડે છે. પણ જોનારા બદલાય કે જોવાનાં સ્થાનો બદલાય તેથી ચિત્ર બદલાતું નથી; એ તો જેવું ને તેવું જ કાયમ રહે છે. જે ભાગ એક કાણામાંથી તમે જોઈ ગયા તે પાછો તે જ કાણામાંથી દેખાશે. અને જે દેખાવાનો છે તે પૂર્વે એક વાર દેખાઈ ગયેલો હતો જ. આમ અનેક જોનારા અને અનેક જોવાનાં છિદ્રોનો વિચાર

નથી આવી? શું પૂર્ણતા કરતાંયે કોઈ વધારે મોટો નિયમ હશે? એ નિયમની શું એવી પ્રતિજ્ઞા હશે કે કરોડો દુનિયાઓમાંથી ક્યાંય પણ પૂર્ણતા થવા જ ન દેવી? કારણ, જો એકાદ દુનિયામાંયે પૂર્ણતા સિદ્ધ થઈ હોય, તો તેની અસર બીજી સૃષ્ટિઓ પર ન પહોંચે એ શક્ય લાગતું નથી.

અમુક હેતુ સિદ્ધ કરવા માટે એકાદ પ્રયોગ કે એકાદ કસોટીને સ્થાન હોઈ શકે; પણ અસંખ્ય કલ્પો ગયાં છતાં જગત જ્યાંનું ત્યાં જ છે એ બતાવે છે કે એ પ્રયોગોથી કશો જ હેતુ સિદ્ધ થયો નથી.

અનંત કોટી બ્રહ્માંડોમાં એકનો એક પ્રયોગ નિરંતર ચાલ્યા જ કરે, છતાં કશું પરિણામ જ ન આવે, અને ફરી ફરી એકડેએકથી મંડાણ થાય — એ સ્થિતિ યોગ્ય છે — બુદ્ધિયુક્ત છે, એમ કેમ કહી શકાય? દેશ અને કાળની દૃષ્ટિએ એ સ્થિતિને આદિ, અંત કે માપ નથી માટે જ શું એને યોગ્ય કહેવી? કોઈ ક્રિયાનો અંત ન હોય માટે જ શું એ ઓછી અર્થશૂન્ય ગણાય?

આની સામે શું દલીલો છે? કશી જ નહિ; સિવાય કે, સૃષ્ટિનું ખરેખર શું સ્વરૂપ છે એનું આપણને રજ જેટલુંયે જ્ઞાન નથી એમ કબૂલ કરવું. સૃષ્ટિ એટલે બધું જ: આપણી

---

ન કરીએ, પણ એક જ કાયમનો જોનાર અને એકી વખતે આખું જોઈ શકનારો કોઈ છે એમ કલ્પના કરીએ, તો તેને માટે ભૂત, વર્તમાન અને ભવિષ્યના ભેદો રહેતા નથી, એક જ સંસાર ફેરફાર વિનાનો રહેલો છે. એ ચિત્ર એકંદરે રળિયામણું નથી, પણ અળખામણું લાગે એવું છે, એમ સાર નીકળે છે. મેટરલિંક જે કહેવા માગે છે તેનો આવો ભાવાર્થ હું સમજું છું. — **અનુવાદક**

ઉપર, નીચે, બહાર કે અંદર ક્યાંય પણ જે કાંઈ ચાલી રહ્યું છે તેમાંથી કશાનુંયે સ્વરૂપ શું છે તે આપણે જાણતા નથી. જરાક રજ જેટલી એક શકયતા છે ખરી; તે એ કે અનાદિ ભૂતકાળથી આરંભાયેલી સૃષ્ટિમાં, કલ્પનામાં ન આવતા હોય તેવા કોઈ સ્થૂળ કે સૂક્ષ્મ પ્રદેશમાં, દરેક દ્રવ્ય — પદાર્થ કે શક્તિ — સુધરતાં જતાં હોય, અને કોઈને નુકસાન ન થતું હોય. આ જીવનમાં તો એનું કશું ચિહ્ન જણાતું નથી. આ વિષયને આપણે પોતાના અંગત લાભાલાભની દૃષ્ટિએ વિચારવાથી ગોટાળા થાય છે; તેથી, એને જાતથી અલગ કરીને વિચારીએ તો એટલું કહી શકાય કે દુનિયામાં કશું અશક્ય નથી; બધી જાતની શક્તિઓ હોઈ શકે છે; અને તે બધી જ શક્તિઓ કાળના જેવી જ અનંત અને અપાર છે. આમ હોવાથી તેઓ એકબીજાનાં બળને તોડયા કરે છે, અને એ રીતે નવી નવી સ્થિતિઓની શકયતા નિર્માણ થયા જ કરે છે.

૩

એક દિલાસો આપણે લઈએ: આપણે કશું જાણી શકતા નથી — એટલું જાણવાની શક્તિ આપણી બુદ્ધિમાં છે ખરી. આથી પદાર્થમાત્રનો વિચાર આપણે પોતાની મિથ્યા-દૃષ્ટિથી કરીએ એ જ શકય હોવાથી એ જ ધોરણ રાખીએ. આવી મિથ્યાદૃષ્ટિ પણ, કદાચ, અંતે એક જાતનું સત્ય જ હોય: અથવા કમમાં કમ, એટલું જ સત્ય આપણે જાણવું શકય છે. મિથ્યાદૃષ્ટિએ થતાં બે જ્ઞાન તો સત્ય છે જ: એક જ્ઞાન અતિશય ગહન, અતિશય નિર્ગુણ, અતિશય નિરાશાજનક, કેવળ સ્થિરતા અને મૃત્યુને જ દેખાડનારું (નિર્વાણની ઇચ્છા કરાવનારું) છે: બીજું જ્ઞાન ઓછું સત્ય જણાય છે, છતાં આપણને

આંખો મીંચીને ચાલવા ઉત્તેજન આપનારું છે: એ આપણને દુનિયામાં છાતી કાઢીને ચાલવા, જીવનનાં કાર્યોમાં રસ લેવા, અને મોત અથવા પ્રલય કરતાં કોઈ બીજો પણ જીવનનો છેડો હોઈ શકે એમ માની ચાલવા ઉત્તેજન આપનારું (મોહ ઉપજાવનારું) છે.

આ દૃષ્ટિબિંદુથી, પ્રકૃતિની પ્રવૃત્તિઓ કોઈક આદર્શ પ્રત્યે પહોંચવા પ્રયત્ન કરે છે એમ કબૂલ કર્યા વિના ભાગ્યે જ ચાલે. આ આદર્શ કેવો છે તે જાણી લેવું ઠીક છે કે જેથી આપણે જોખમભરેલી અથવા ખોટી આશાઓ બાંધી બેસીએ નહિ. એ આદર્શનું આપણી પૃથ્વીમાં ઊધઈ, કીડી, મધમાખી વગેરે પાંખાળાં જંતુઓ દિગ્દર્શન કરાવે છે. આપણી અત્યાર સુધીની માહિતી પ્રમાણે, પૃથ્વી પર વસતા જીવોમાંથી, મધમાખી, કીડી અને ઊધઈમાં જ બુદ્ધિપૂર્વક જીવનનાં અને વ્યવસ્થિત કારભાર તથા નિર્વાહની રીતનાં દૃષ્ટાંત મળી આવે છે. એ જીવનપદ્ધતિ મા અને બચ્ચાંના પ્રાથમિક સંગથી શરૂ થઈ ધીમે ધીમે જુદી જુદી ભૂમિકાઓમાંથી પસાર થઈ છે. એ દરેક ભૂમિકાનું ચિત્ર આપણને હજુ મળી આવે છે. એની છેલ્લી ટોચ ફેર આવે એટલી ઊંચી ગઈ છે. આપણે એ જીવનપદ્ધતિની કિંમત માત્ર વ્યાવહારિકતા અને ઉપયોગિતાની દૃષ્ટિએ જ આંકી શકીએ. અને, એ દૃષ્ટિએ તપાસતાં, પોતાના સંઘના દરેક જીવની સંપૂર્ણ શક્તિનો ઉપયોગ કરી લેવામાં અને તે માટે વધારેમાં વધારે આર્થિક સાધનો ઉપજાવવામાં એ પદ્ધતિ પૂર્ણતા સુધી પહોંચી ગઈ છે. વળી, માનવી દૃષ્ટિબિંદુથી વિચારતાં, એ જીવન વિશ્વાત્માનું ઘણું ગ્લાનિ ઉત્પન્ન કરનારું સ્વરૂપ દેખાડે છે. જંતુશાસ્ત્રના

અભ્યાસની અને તેમાં લાગતા રસની ખરી કિંમત એની મારફતે વિશ્વરૂપનું દર્શન કરવામાં રહેલી છે. નહિ તો, એ કેવળ નકામો, નજીવો અને છોકરવાદી ઉદ્યમ ગણાય. પ્રકૃતિની આપણા પ્રત્યેની દાનત વિષે શંકાભાવે જોતાં શીખવે એવું આ જંતુઓનું જીવન છે. વળી, જે વિજ્ઞાન આપણને પ્રકૃતિની દાનત ઉઘાડી પાડી સમજાવે છે, તે જ વિજ્ઞાન દ્વારા પ્રકૃતિ આપણને લુચ્ચાઈથી એ દાનતની સિદ્ધિ પ્રત્યે ઘસડી જાય છે એ પણ ખ્યાલમાં લઈએ તો તેના પ્રત્યે વધારે શંકાશીલ બનીએ છીએ. વિજ્ઞાને શોધેલા સર્વ નિયમો પ્રકૃતિએ અથવા વિશ્વે જ રચ્યા છે; એ સિવાય બીજું કોઈ એનું રચનાર નથી તેમ બીજું કોઈ તત્ત્વ પણ નથી: આ સ્થિતિ કાંઈ બહુ શાંતિ આપનારી નથી. હવે તો પ્રકૃતિના ક્ષેત્રની બહારની—વિશ્વની મર્યાદાનો ત્યાગ કરનારી—કોઈ વિશેષ વાતો વિજ્ઞાન આપણને સંભળાવે એને માટે આપણે ઇંતેજાર છીએ.

૪

આજના વૈજ્ઞાનિકોએ એક મહત્ત્વનો સિદ્ધાંત એવો ઠરાવ્યો છે કે દરેકેદરેક વિષય અને ખાસ કરીને સમાજ, કુદરતને વશ હોવો જોઈએ. આમ વિચારાય અને કહેવાય એ સ્વાભાવિક છે. જ્યાં જોઈએ ત્યાં પ્રકૃતિ જ પ્રકૃતિ છે—એવા આપણે અન્ય વસ્તુના સંસર્ગથી વિખૂટા પડેલા છીએ અને અસીમ અજ્ઞાનસાગરમાં ગોથાં ખાતા નંખાયા છીએ. એ સ્થિતિમાં કુદરત સિવાય આપણી પાસે બીજો કોઈ આદર્શ, ભોમિયો, આગેવાન, કે ગુરુ છે જ નહિ; એ પ્રકૃતિમાંથી જ આપણને નાસી છૂટવાની અને એની સામે બંડ કરવાની

વૃત્તિ કોઈ વાર ઊઠી આવે છે. જો આપણે પ્રકૃતિનો અવાજ ન સાંભળીએ તો બીજું શું કરી શકીએ, ક્યાં જઈએ?

ઊધઈને પણ એમ જ થયું છે. આપણા કરતાં એનું જીવન લાખો વર્ષ પૂર્વે શરૂ થયું છે એ ભૂલશો નહિ. એના જીવનની પાછળ આપણાથી ઘણા જ વધારે લાંબા કાળનો અનુભવ રહેલો છે. કાળના માપથી, ઊધઈની દૃષ્ટિએ, આપણે કુદરતનાં સૌથી નાનાં, ઘૂંટણિયાં ભરતાં બાળક છીએ. શું આપણે—ગઈ કાલનાં જન્મેલાં બાળક—એમ કહી શકીએ કે ઊધઈમાં આપણા કરતાં ઓછી બુદ્ધિ છે? એના સમાજમાં આગગાડી, આગબોટ, આરમાર, મશીનગન, મોટર, વિમાન, પુસ્તકાલય, વીજળીના દીવા ઇત્યાદિ નથી, તેટલા પરથી જ આપણે એનાથી બુદ્ધિમાં ચડિયાતા છીએ એમ કહેવાનો આપણને ભાગ્યે જ અધિકાર છે. ભારતવર્ષના પ્રાચીન ઋષિઓની માફક ઊધઈની બુદ્ધિએ પુરુષાર્થની જુદી દિશા લીધી છે એટલું જ કહી શકાય. યંત્રકળામાં અને પ્રાકૃતિક શક્તિઓને સાધનરૂપે વાપરવામાં તેમણે આપણા જેટલી પ્રગતિ ન કરી તો તેનું કારણ એટલું જ કે એમને એવી જરૂર જ ન પડી; એમનું શારીરિક બળ જ, પ્રમાણમાં, આપણા કરતાં બસો-ત્રણસોગણું વધારે હોવાથી એટલું બળ એમને પૂરતું થયું અને કૃત્રિમ આધાર લેવાની કે સાધનો વાપરવાની જરૂર ન રહી. વળી, એ પણ ચોક્કસ છે કે એમની પાસે એવી સિદ્ધિઓ અને ઇંદ્રિયો છે કે જેનો આપણને ખ્યાલ પણ આવી શકતો નથી, અને તેને લીધે આપણને જે હજારો બાહ્ય સાધનો વિના ચાલતું નથી, તેની એમને ગરજ જ રહેતી નથી. સાચું પૂછતાં, આપણી બધી શોધો આપણામાં રહેલી ખામીઓ પૂરવાની

અને આપણી અશક્તિઓ હઠાવવાની જરૂરિયાતમાંથી જ નીપજેલી છે. દાખલા તરીકે, વૈદકની અને વાઢકાપની વિદ્યાઓએ આજના જમાનામાં સૌથી વધારે પ્રગતિ કરી છે; પણ, જે દુનિયામાં બધા જ નીરોગી હોય, જ્યાં કદી મંદવાડ આવતો જ ન હોય, ત્યાં એ વિદ્યાઓનું નામ પણ ન હોય તો એમાં કાંઈ નવાઈ ગણાય ?

૫

વળી, સૃષ્ટિની માનસિક કે આધ્યાત્મિક શક્તિઓ મનુષ્યની જ બુદ્ધિ દ્વારા સંચરી શકે અથવા પ્રગટ થઈ શકે, એવો કોઈ એકાંતિક નિયમ છે ખરો ? આપણે એવો નિશ્ચય કરી રાખ્યો છે કે મનુષ્યની બુદ્ધિ માત્ર આ દુનિયાનો જ નહિ, પણ, કદાચ, સમગ્ર બ્રહ્માંડોનોયે મુગટમણિ છે; પણ, તોયે, શું માનવબુદ્ધિ દ્વારા જ જગતની મોટામાં મોટી, ગહનમાં ગહન, અત્યંત અગમ્ય અને અત્યંત સૂક્ષ્મ શક્તિ દર્શન દે એવો કોઈ નિશ્ચિત વિશ્વનો કાયદો છે ખરો ? જીવનની જે કાંઈ અત્યંત અગત્યની બાબત છે, જીવનનો જે સાર છે, તે તો આપણને બુદ્ધિની પાર, બુદ્ધિને વિરોધી પણ લાગે છે — એ શું આપણે નથી જાણતા ? અને, જે આધ્યાત્મિક શક્તિઓનું સ્વરૂપ આપણે સમજી શકતા નથી, તેમાંની એકને આપણે 'બુદ્ધિ' એવું નામ આપ્યું છે, એ સિવાય આપણે બુદ્ધિનેયે શું વધારે સમજીએ છીએ ?

જેટલા પ્રકારનાં જીવતાં પ્રાણીઓ છે, તેટલા પ્રકારની બુદ્ધિઓ હોય એમ સંભવિત છે. ખરું પૂછતાં, જીવતાં જ પ્રાણી નહિ, પણ દેહવાળા કે દેહવિનાના જેટલા જીવો હોય તે સર્વેને ગણતરીમાં લઈ શકાય; કારણ કે, જેમને આપણે

મરેલા સમજીએ છીએ તે આપણા જેટલા જ જીવે છે. એ બધા પ્રકારની બુદ્ધિઓમાં એક ચડિયાતી અને બીજી ઊતરતી છે એમ કહેવામાં આપણી ધૃષ્ટતા કે અધૂરા જ્ઞાન સિવાય બીજી કોઈ દલીલ નથી. શૂન્યમાં ઊપજેલા કેવળ એક પરપોટા જેવો માણસ પોતાને આખા વિશ્વનું માપ કાઢનારો ગજ સમજે છે!

વારુ, ઊધઈએ જે શોધો કરી છે તેનું મહત્ત્વ સમજાય છે? એમનાં (પ્રમાણમાં) ભવ્ય મકાનો, એમની નિર્વાહની અને સંઘજીવનની વ્યવસ્થા, એમની કામની વહેંચણી, એમની વર્ણવ્યવસ્થા, એક રાણીથી માંડીને અનેક રાણીઓવાળી એમની લચિક રાજ્યપદ્ધતિ, એમના કોઠારો, એમનું રસાયન-જ્ઞાન, એમના જવાઆવવાના માર્ગો, એમની ગરમી સાચવવાની અને ભેજ નિર્માણ કરવાની રીત, અને એમના શરીરના અવયવોના વિવિધ ભેદોથી આપણે ચકિત થયા હતા. આ બધી શોધોના નિમિત્તરૂપે, આપણા કરતાં જે લાખો વર્ષો એમને વધારે ગાળવાં પડ્યાં છે, તે દરમ્યાન એમને કેટકેટલી કસોટીઓમાંથી પસાર થવું પડ્યું હશે તે વિચારો. એમાંની ઘણી કસોટીઓ તો હજુ આપણને આવવાનીયે હોય. ઉત્તર યુરોપમાં—દા. ત., ઇંગ્લંડ, જર્મની, સ્વિટ્ઝરલૅન્ડમાં—એ એક કાળે વસતી હશે એવાં ચિહ્નો મળી આવે છે. પ્રાચીન કાળમાં પૃથ્વીની રચનામાં અને ઋતુઓમાં જે ફેરફારો થયા, તેને લીધે એને જમીનની નીચે જીવન ગાળવાનું સ્વીકારવું પડ્યું હોય, અને તેને પરિણામે ધીમે ધીમે એની આંખો નબળી પડી ગઈ હોય, અને આખરે એના મોટા ભાગને અંધાપો આવ્યો હોય એ સંભવિત નથી શું? કેટલાક યુગો

બાદ, પૃથ્વી ઠંડી પડવા માંડતાં, જે કાંઈ થોડી ગરમી રહે તેને મેળવવા આપણુનેયે પૃથ્વીના ગર્ભમાં જીવન ગાળવાની પરીક્ષામાંથી જવું પડે એ અસંભવિત છે શું ? એ કસોટીને સમયે આપણે એમની જેમ સંજોગોને અનુકૂળ થઈ શકીશું એની શી ખાતરી છે ?

બીજું : ઊધઈઓ એકબીજીને કેવી રીતે સમજી લે છે અને સમજાવે છે તે વિષે આપણે શું જાણીએ છીએ ? કયા પ્રયોગો કરીને તેમણે એવડી પાચનપદ્ધતિથી કાઠી પચાવવાની રીત શોધી કાઢી હશે ? કયા પ્રકારના સગુણ સ્વરૂપ વિષેની શ્રદ્ધા—કયા પ્રકારની સમાજની અમરતાની ભાવના—એમની પાસે કદી ન સાંભળેલાં એવાં બલિદાનો કરાવે છે ? અને, એથી એમને કયા પ્રકારના કલ્પનાતીત લાભ થાય છે ?—આ બધી બાબતોમાં આપણે શું જાણીએ છીએ ? છેવટે, એક જ જાતનાં ઈંડાંમાંથી, જાણે તદ્દન જુદી જ જાતનાં જંતુ હોય તેમ, પાંચ છ જાતની વિવિધ રૂપોની ઊધઈઓ, ઇચ્છા અને જરૂર મુજબ, નિર્માણ કરવાની અદ્‌ભુત શક્તિ એમણે કેવી રીતે પ્રાપ્ત કરી તેની આપણને શી ખબર છે ? ટેલિફોન કે વાયરલેસની શોધ કરતાં આ શોધમાં પ્રકૃતિનું વધારે ઊંડું જ્ઞાન નથી રહ્યું શું ? જીવની ઉત્પત્તિને લગતા ભેદોમાં એમનું જ્ઞાન એક પગલું આગળ વધેલું છે એ વિષે કાંઈ શક છે ? જીવનને લગતા આ અત્યંત મહત્ત્વના વિષયમાં આપણે હજુ ક્યાં પડ્યા છીએ ? છોકરો ઉપજાવવો કે છોકરી એ આપણા હાથમાં નથી; એટલું જ નહિ, પરંતુ ગર્ભ રહ્યા બાદ પણ જન્મે ત્યાં સુધી, એ છોકરો થશે કે છોકરી તે પણ આપણે જાણી શકતા નથી. આ ક્ષુદ્ર જંતુઓ જે જાણે છે તે જો

આપણે જાણતા હોઈએ તો આપણી જરૂરિયાત મુજબ આપણે પહેલવાનો, વીરો, મજૂરો કે જ્ઞાનીઓ ઉપજાવી શકીએ. એથી તેઓનાં ખાસ કર્મો—તેમનું પ્રારબ્ધ—ગર્ભધારણ પહેલાં જ, સાચે જ, નિશ્ચિત થયેલું કહી શકાય, અને તેથી, અકસ્માત્ ઉત્પન્ન થતા એવા માણસો કરતાં એમ ઇરાદાપૂર્વક ઉપજાવેલા માણસો બહુ જ ઊંચી કોટીના થાય. જેમ ઊધઈ પોતાના સૈનિકોનાં જડબાં અને રાણીનાં ગર્ભાશય જબરાં અને મોટાં કરવામાં ફાવી છે, તેમ આપણે આપણો ખાસ અવયવ, આપણી સલામતીનો સર્વ આધાર જેની ઉપર છે તે—મગજ—એને વધારે મોટો કરવામાં કેમ કોઈ દિવસ ન ફાવીએ ? આ અસાધ્ય છે એમ લાગતું નથી. આપણા પાસ્કલ કે ન્યૂટન જેવા વિશાળ બુદ્ધિવાળા પુરુષોનાં મગજ માત્ર દસગણાં જ હજુ વધારે મોટાં હોય, તો શું શું કરી શકાય, ક્યાં સુધી આપણે પ્રગતિ કરી શકીએ, તેનો કાંઈ ખ્યાલ છે? વિજ્ઞાનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં આપણને જે ફાંફાં મારવાં પડે છે અને કદાચ હજુયે સેંકડો વર્ષ સુધી મારવાં પડશે, તેનું જ્ઞાન તેઓ થોડા કલાકમાં જ મેળવી લઈ શકે; અને એ જ્ઞાન પ્રાપ્ત થતાં જ આપણે શું કામ જીવીએ છીએ, શું કામ આ પૃથ્વી પર છીએ, શું કામ મોત આવીને છોડાવે ત્યાં સુધી આટઆટલાં વેદના અને કષ્ટ સહન કરવાં પડે છે, આવા દુઃખમય જીવનનું કાંઈ પ્રયોજન છે ખરું, અથવા શા કારણથી અનાદિ કાળથી ચાલી આવેલો આ સંસાર વર્ણવી ન શકાય એવી માત્ર નિરાશા અને વિપત્તિનો જ દરિયો છે—એ બધાંનું જ્ઞાન કદાચ તેઓને થવા માંડે. આ બધા પ્રશ્નો એવા છે કે જેનો યથાર્થ અને સંશયરહિત ઉત્તર આપ-

વાની, આજની ઘડીએ તો દુનિયાના કોઈ પણ માનવીની શક્તિ નથી.

જેમ કોલમ્બસે કરેલી અમેરિકાની શોધ પ્રત્યક્ષ અનુભવમાં આવી શકે એવી છે, તેમ એવો માણસ, કદાચિત્, પરલોકની એવી જ પ્રમાણભૂત શોધ કરી શકે. એવા પરલોક વિષેની ઝંખના આપણા ચિત્તમાં રહેલી તો છે જ, અને જગતના બધા ધર્મો ત્યાં પહોંચાડવાની પ્રતિજ્ઞાયે કરે છે. પણ એના અસ્તિત્વનો કોઈ ધર્મ પુરાવો આપી શકતા નથી. એ પુરાવો, કદાચ, એ મહાબુદ્ધિવાન માનવીઓ મેળવી શકે. આટલાં નાનાં મગજ હોવા છતાંયે આપણને ઘણી વાર એમ લાગી આવે છે કે જાણે આપણે અગાધ જ્ઞાનસાગરના કિનારા પર જ ઊભા છીએ, અને એના પાર પામવા જરાક જેટલા ધક્કાની જ જરૂર છે! બરફ અને અંધકારનો જ્યારે યુગ આવશે ત્યારે માનવજાત, પોતાના ઉદ્ધાર માટે, અથવા, કમમાં કમ, ઘોર મૃત્યુ સામે થોડો કાળ ટકાવ કરવા માટે, આવા અતિ મોટા મગજના માનવીના કેટલા ઋણી રહેશે?

પણ કોઈ પુરાણા કાળમાં, કોઈ બીજી દુનિયામાં, આવા મનુષ્ય નહિ નીપજ્યા હોય એની શી ખાતરી છે? દશ શું, કદાચ લાખગણી વિશેષ બુદ્ધિનાં પ્રાણીયે કેમ ન થયાં હોય? શરીરની વૃદ્ધિની જો કાંઈ મર્યાદા નથી, તો બુદ્ધિની વૃદ્ધિની શું કામ હોય? આ શું અશક્ય છે? અને અશક્ય ન હોય તો કોઈક કાળે એમ બન્યું હશે એમ માનવાને શું હરકત છે? અને જો બન્યું હોય, તો એનાં કાંઈ પણ ચિહ્ન ન જણાય એ શું સંભવિત છે? અને જો સાચે જ કશું ચિહ્ન રહ્યું ન

હોય તો શા માટે કશાની આશા રાખવી ? શા માટે, જે કદી બન્યું લાગતું નથી, તે ભવિષ્યમાં બને ?

વળી, સંભવિત છે કે આવો લાખગણી વધારે બુદ્ધિનો માણુસ સૃષ્ટિના અંતિમ ધ્યેયને શોધી શકે. આપણુને તો મોત એ જ અંત જણુાય છે. પણુ મોત સિવાયનું કાંઈ બીજું સૃષ્ટિનું ધ્યેય એ શોધી શકે ખરો ? એવું ધ્યેય હજુ સુધી શોધાયું નથી, તો એ હોવાનો શો સંભવ છે ?[૪]

ખેર ! આવો માણુસ પરમેશ્વરની અત્યંત નિકટ પહોંચેલો કહી શકાય. પણુ, ઈશ્વર પોતે જો પોતાનાં પ્રાણીઓ પર સુખ વર્ષાવી શકતો નથી તો સુખમય સંસાર અશક્ય છે એમ માનવાને હરકત નથી; સિવાય કે નિર્વાણુને જ સુખ માનીએ. પણુ એવા નિર્વાણુનો અર્થ શૂન્ય થવું, કોઈ પણુ જાતના ભાન વિનાના થવું, અજ્ઞાનમાં ડૂબવું એટલો જ થાય.

---

૪. મેટરલિંકની આ બધી વિચારસરણી ભૂલભરેલી જણુાય એવો સંભવ છે. ગઈ કાલ સુધી વિમાનની શોધ નહોતી, માટે કદી વિમાન થઈ શકે જ નહિ એમ જેઓ કહેતા હતા, તેમના જેવી આ દલીલો લાગે એમ સંભવ છે. પણુ મેટરલિંકનું કહેવું આવું નથી. વિમાન ગઈ કાલ સુધી નહોતાં, પણુ એની કલ્પના કરાવનાર, એનો નમૂનો દેખાડનાર પક્ષીઓ દુનિયામાં છે; એનું કાંઈક ચિહ્ન છે. તેમ અપાર બુદ્ધિવાળાં પ્રાણીઓ જો કદી થયાં હોય કે આજે હોય, સૃષ્ટિના ધ્યેયને જાણુવાવાળાં કોઈ પ્રાણી હોય, તો તેના નમૂના હોવા જોઈએ. એમ જો નથી તો તે કદી થયાં હોય કે થશે એમ સંભવ નથી. આમ એમનું કહેવાનું છે. એ સાવ ખોટું નથી, પણુ એ વિષે મારા વિચારો હું છેલ્લા પ્રકરણુમાં જણુાવીશ. —અનુવાદક

પરમાત્મામાં લીન થઈ જવું — નિર્વાણ પામવું — એ જ, જરૂર, અંતિમ રહસ્ય છે. સર્વ ધર્મોનું એ જ રહસ્ય છે: પણ, માણસ નિરાશ બની જાય એ ધાસ્તીથી કોઈ ધર્મે સ્પષ્ટપણે એ કબૂલ કર્યું નથી; કારણ અનંત — અનંત કાળ પર્યંત પોતાપણાનું ભાન રહેવું, એ સર્વ શિક્ષાઓમાં ભયંકરમાં ભયંકર શિક્ષા છે — એ સત્ય માણસને સમજાતું નથી, એટલે એ મોહમાં રહેલો છે.

૬

વળી ઊધઈને ન ભૂલીએ. એમ ન કહો કે એની જે વિવિધ શક્તિઓનો આપણે વિચાર કર્યો, તે શક્તિઓ એના પોતાનામાં મૂળે નહોતી, પણ એને કુદરતે આપી, અથવા કુદરતે પ્રેરણા કરી ત્યારે એને મળી. એક તો, એ બાબતમાં સાચું શું તે આપણે કશું જાણતા નથી. વળી એમાં ફેર શો છે? અને, અંતે, આપણામાંયે શું જુદું છે? કુદરતની કળાએ ઊધઈમાં જ શા માટે આવી શોધોની પ્રેરણા કરી હશે? શું એમ હશે કે એ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે ઊધઈએ પોતાનાં હૃદયનાં દ્વારો ખુલ્લાં રાખ્યાં હશે, અને આપણે એ વાસેલાં રાખ્યાં હોય? અત્યાર સુધીની આપણી બધી શોધો પ્રકૃતિએ જ સૂચવી છે. એમાં માણસનો હિસ્સો કેટલો છે, અને વિશ્વની ચૈતન્યશક્તિનો હિસ્સો કેટલો છે એ ઠરાવવું મુશ્કેલ છે.[૫]

૫. 'યંત્રકળાનું તત્ત્વજ્ઞાન' એ પુસ્તકમાં અર્નેસ્ટ કેપ નામના લેખકે સાબિત કરી આપ્યું છે કે આપણી બધી યાંત્રિક શોધો પ્રાણીઓના અવયવોના નમૂના પર જ થયેલી છે; એટલે કે, પ્રકૃતિનાં યંત્રોનું અજાણ્યે અનુકરણ જ થયું છે. દા. ત., આપણા પંપ, એ

હૃદયના પંપનું; નળોના સાંધા, એ શરીરના સાંધાઓનું; કૅમેરા, એ આંખનું; તારવ્યવસ્થા, એ જ્ઞાનતંતુ-વ્યવસ્થાનું; એકસ–રે, જે વડે પદાર્થની આરપાર જોઈ શકાય છે, તે યોગનિદ્રામાં પ્રગટ થતી જ્ઞાનશક્તિ — જે વડે ધાતુના એકની અંદર એક એવા ત્રણ ડબ્બામાં બીડીને મૂકેલો કાગળ પણ વાંચી શકાય છે — એનું; વાયરલેસમાં દૂરપ્રેરણાની સિદ્ધિ સાથે સમાનતા છે; — એટલે કે, જેમ વાયરલેસમાં વીજળીનાં અમુક પ્રકારનાં મોજાં ફેલાવવામાં આવે છે તેમ આધ્યાત્મિક મોજાં દ્વારા વિચારની પ્રેરણા થાય છે; વળી, શરીરને હલકું બનાવવાની શક્તિ (લઘિમા) તથા વસ્તુને અડચા વિના ખસેડવાની સિદ્ધિમાં બીજી સૂચના છે, પણ તેનો હજુ આપણે યાંત્રિક રીતે લાભ લઈ શક્યા નથી. એ શક્તિ સિદ્ધ થશે ત્યારે આપણને પૃથ્વી પર જકડી રાખનાર ગુરુત્વાકર્ષણના બળને હઠાવી શકીશું. અત્યાર સુધી એમ મનાતું હતું કે ગુરુત્વાકર્ષણનું બળ અગમ્ય છે; પણ હવે વિદ્વાનોનો એવો મત થતો જાય છે કે પૃથ્વીની લોહચુંબક શક્તિનો અને ગુરુત્વાકર્ષણનો કાંઈક સંબંધ હોવો જોઈએ: એટલે કે, ગુરુત્વાકર્ષણમાં ફેરફાર કરી શકાય અને એનો યંત્રકળામાં લાભ લઈ શકાય એવી આશા રહે છે. આ વિચારો મેં (મેટરલિંકે) 'મહાન રહસ્ય' (The Great Secret) એ પુસ્તકમાં વિસ્તારથી દર્શાવ્યા છે.

૧૨

# સહજબુદ્ધિ અને વિચારશક્તિ

## ૧

આ બધા વિચારો પરથી એક કૂટ પ્રશ્ન ઊભો થાય છે: તે એ કે પ્રાણીઓમાં જે ચતુરાઈ જણાય છે તે કેવળ એક જાતની સહજબુદ્ધિ (=નૈસર્ગિક પ્રેરણા અથવા કુદરતની કળા) જ છે, કે વિચારશક્તિ (=વિવેકબુદ્ધિ) છે? ફેબરે પોતાનું આખું જીવન આ પ્રશ્નના અભ્યાસમાં ગાળ્યું છે. તેનો એવો અભિપ્રાય છે કે જંતુઓમાં વિચારશક્તિ નથી. એના પ્રયોગો, આમ તો, ખાતરીકારક જણાય છે. તે ઉપરથી એણે બતાવ્યું છે કે અતિ ચાલાક, અતિ મહેનતુ, અતિ દીર્ઘદર્શી લાગતાં જંતુઓ પણ, એમની ટેવાયેલી ક્રિયાઓમાં ખલેલ પાડો, તો તે કેવળ યંત્રવત્ વર્તવાનું અને મૂઢપણે ખાલી મહેનત કરવાનું જારી રાખે છે. એનો નિર્ણય આ મુજબ છે: "પડેલે ચીલે ચાલવામાં જંતુની સહજબુદ્ધિ સર્વજ્ઞ જેવી છે; એ ચીલો છોડાવો તો એ કેવળ મૂઢ થઈ જાય છે. એક બાજુએ વિજ્ઞાનની કોઈ દિશામાં મોટામાં મોટી કળા, અને બીજી બાજુએ અજ્ઞાનની પરાકાષ્ઠા — એમ બન્ને એનામાં એકીસાથે વસે છે. પોતાના નિત્ય જીવનમાં એ પોતાની સર્વજ્ઞતાની બાજુ દર્શાવે છે; પણ પરિસ્થિતિ એકાએક બદલાઈ જાય તો એ મૂઢતાની બાજુ રજૂ કરે છે."

દાખલા તરીકે, લૅંગ્વેડૉકની એક ભમરી (૬૮) અદ્ભુત શસ્ત્રવૈદ છે અને શરીરશાસ્ત્રનું અચૂક જ્ઞાન ધરાવે છે. એ ભમરી દ્રાક્ષના વેલામાં થતા એક કીડાને (૫૮) પકડી એના હૃદય આગળના જ્ઞાનતંતુઓના કંદમાં (૭૬) પોતાનો દંશ મારે છે અને ગરદન ઉપરના કંદ (૭૫) પર દબાણ મૂકે છે; આ ક્રિયાથી એ કીડો મરતો નથી, પણ મૂર્છિત થઈ જાય છે. પછી એની છાતીમાં એ પોતાનું ઈંડું મૂકી, એને એક દરમાં પૂરી દરનું મોં બંધ કરી નાંખે છે. આથી ઈંડામાંથી નીકળતી ઇયળને જન્મતાં જ પુષ્કળ સજીવ અને તાજો છતાં હાલવા-ચાલવા કે ઈજા કરવા અસમર્થ એવો ખોરાક મળી જાય છે. હવે, જે ક્ષણે એ ભમરી દરનું મોં બંધ કરવાની શરૂઆત કરે, તે ક્ષણે તમે એને બિવડાવીને ઉડાડી મૂકો અને એમાંના કીડાને કાઢી લઈ ખસી જાઓ તો, ભય દૂર થતાં, ભમરી પાછી દર ઉપર આવે છે. પછી ટેવ પ્રમાણે એ દરને તપાસી લે છે અને અંદરથી કીડો અને ઈંડું ગૂમ થયાં છે એ જુએ છે, છતાં, જાણે કશું બગડયું ન હોય તેમ, જ્યાંથી કામ અધૂરું રહ્યું હોય ત્યાંથી ચાલુ કરી ખાલી દરને સંભાળપૂર્વક બંધ કરી દે છે.

એક બીજી ભમરીની ટેવ પણ એ જ પ્રકારનો દાખલો આપવા જેવી છે. એ ભમરી(૫૬) એક ઘર જેવું દર બનાવે છે, અને તેમાં થોડું મધ ભરી તથા ઈંડું મૂકી એને બંધ કરી દે છે. જે વખતે એ ઘર ચણતી હોય તે વખતે એની ગેરહાજરીમાં તમે એમાં કાણું પાડો તો, જ્યારે એ પાછી ફરે ત્યારે એ કાણાને સુધારી લે. પણ દરનું બાંધકામ પૂરું થાય અને મધ મૂકવાની શરૂઆત થાય, તે વખતે તમે એમાં

પાછું કાણું પાડો તો, ત્યાર બાદ, જેટલું મધ ભરતી હોય તેટલું કાણા વાટે નીકળી જતું એ જુએ છતાં, એ બાબત પર જરાયે ધ્યાન ન આપતાં, તે અંદર મધ ભર્યાં જ કરે છે અને એની ટેવ મુજબ જેટલું મધ નાંખવું યોગ્ય હોય તેટલું નંખાઈ ગયું એમ એને લાગે એટલે ઈંડું મૂકે છે. એ ઈંડું પણ મધ સાથે બહાર નીકળી જાય છે. છતાં, જાણે બધું કામ સંતોષકારક રીતે પાર પડ્યું હોય તેમ, એ ગંભીર ભાવે સંભાળથી ખાલી દરને પૂરી દે છે.

ફેબરે આવા ઘણા પ્રયોગો કર્યા છે. એ બધા અહીં વર્ણવવા બેસતાં લંબાણ થાય. એ બધા પરથી એણે એવો સાર કાઢ્યો છે કે, "જે કાર્યમાં અમુક ક્ષણે જંતુ લાગેલું હોય, તે જ કાર્યમાં જો કાંઈ બગાડ થાય તો તેને એ પહોંચી વળે છે." પણ જો એ વિઘ્ન શરૂ કરેલા કામથી બહારનું હોય, તો તેને એ ધ્યાનમાં જ લેતું નથી અને બુદ્ધિહીન બનતું જણાય છે. પછી, જાણે ચાવી આપેલું ઘડિયાળ હોય, અથવા જાણે એની ક્રિયાઓ પહેલેથી પરિપૂર્ણ નક્કી થયેલી — દૈવાધીન — હોય તેમ, કેવળ યંત્રવત્ વર્તે છે અને ક્રિયાઓનો જે ક્રમ પરાપૂર્વથી ઠરેલો હોય તે ક્રમ પૂરો થાય ત્યાં સુધી અંધપણે, મૂઢની માફક, પ્રયોજન ન રહ્યું હોય છતાં, જાણે એમાંથી છટકવું શક્ય જ ન હોય તેમ, એ ક્રિયાઓને કર્યે જાય છે.

આ વાતો પ્રયોગસિદ્ધ હોવાથી એની સત્યતા આપણે સ્વીકારી લેવી ઘટે છે. પણ આપણા પોતાના શરીરમાં, આપણા શરીરની અંદરનાં (હૃદય, ફેફસાં વગેરે) અવયવોની

પોતાની મેળે — સ્વયંપ્રેરિત — ચાલ્યા કરતી ક્રિયાઓ આ જંતુઓના જેવી જ છે તેનો ખ્યાલ કરીએ. આપણી જાતમાંયે એવો જ એકીસાથે બુદ્ધિ અને મૂઢતાનો સંયોગ રહેલો છે. ગ્રંથિઓમાંથી ઝરતા રસો, ખાધેલા અન્નમાંથી કે શરીરનાં જંતુઓમાંથી ઊપજતાં વિષો, એ વિષોને મારનારાં સામાં વિષો, આંચકીઓ વગેરે શરીરની વિક્રિયાઓની લાંબી યાદી વૈદકશાસ્ત્ર પૂરી પાડી શકે; અથવા, પંડિત ન બનેલા આપણા સાદા લોકો એક ‘તાવ’ શબ્દથી એ બધી વિક્રિયાઓનું સ્વરૂપ સમજાવી દે છે. નાનું બાળક પણ હવે સમજે છે કે તાવ એ એક જાતની શરીરમાં ઊપજતી પ્રતિક્રિયા છે; શરીરમાં ઉત્પન્ન થયેલા વેરીને હઠાવવા, શરીરના રક્ષણ માટે, ઉત્પન્ન થયેલું બળ — એનું નામ તાવ. એ બળને ઉત્પન્ન કરવા માટે અંદરના અણુ-જીવોને વિવિધ પ્રકારનાં ચતુરાઈ-ભર્યાં અને અટપટાં પગલાં લેવાં પડે છે. પણ એ પ્રતિબળ — તાવ — જો એને અટકાવવાના ઉપાય લેવામાં ન આવે તો, ઘણી વાર હદ બહાર વધી જાય છે અને શત્રુને હઠાવવા નિર્માણ થયેલું એનું લશ્કર શરીરનો જ અંત આણે છે. વળી કેન્સરનો (૭૩) ભયંકર અને અસાધ્ય રોગ લો. એના કોશો શરીરના કોઈ ભાગમાં અવ્યવસ્થિત રીતે ઝાડની માફક ફેલાય છે; પણ શરીરની રક્ષા માટે નિર્માણ થયેલા કેટલાક સૂક્ષ્મ જીવોના આંધળા અને બુદ્ધિહીન ઉત્સાહનું જ એ પરિણામ છે એમ સંભવિત છે.

પણ વળી આપણે પેલી ભમરીઓનો જ વિચાર કરીએ. પહેલાં તો એ યાદ રાખવું જોઈએ કે એ ભમરીઓ એકલવાયું જીવન ગુજારનાર જંતુઓ છે. એમની જીવનપદ્ધતિ, એકંદરે,

સીધી સીટીના જેવી સરળ છે; સામાન્ય રીતે એમાં કોઈ ઠેકાણે આડા માર્ગો ફંટાતા નથી. સંઘમાં રહેનારા જીવોનું આમ નથી; એમને તો પગલે પગલે હજારો બીજા જીવોનો સંસર્ગ થાય છે; ક્ષણે ક્ષણે અણધાર્યાં બનાવો બને છે; જો બાંધેલા ચીલાને જ એ વળગી રહે તો પાર વિનાના જીવલેણ ઝઘડાઓમાં એને સદૈવ ઊતર્યા કરવું પડે. એને માટે એક જાતની સાવધગીરી, ક્ષણે ક્ષણે બદલાતા સંજોગો પ્રમાણે વર્તનમાં ફેરફાર કરવાની શક્તિ કેળવવાના પ્રસંગ ઊભા થયા જ કરે છે: અને એ સ્થિતિમાં માણસની જેમ જ સહજબુદ્ધિ અને વિચારશક્તિ વચ્ચે ક્યાં ભેદ પાડવો એ ઠરાવવું મુશ્કેલ છે. બન્ને શક્તિઓનું મૂળ એક જ હોવાથી અને બન્નેનું સ્વરૂપ સરખું હોવાથી, એ ભેદ કરવો વળી વધારે કઠણ થાય છે. બે વચ્ચે એટલો જ ભેદ છે કે વિચારશક્તિ કોઈ વાર થોભી શકે છે, પોતાના જ આધારે રહી શકે છે અને પરિસ્થિતિનું જ્ઞાનપૂર્વક માપ કાઢી શકે છે; પણ સહજબુદ્ધિ માત્ર રૂઢ માર્ગને જ — ચીલાને જ — આંધળિયાં કરીને મરણપર્યંત વળગી રહે છે.

૨

આ પ્રશ્નો હજુ બહુ અંધારામાં જ છે, અને એની શોધનાં પરિણામો ઘણી વાર પરસ્પર વિરોધી આવ્યાં છે. દાખલા તરીકે, મધમાખોએ પોતાની સર્જનજૂની રૂઢિઓને બદલાયેલી પરિસ્થિતિમાં છોડી દેવામાં બહુ તત્પરતા બતાવી છે. ઉદાહરણાર્થ, માણસે બનાવેલાં મધપૂડાનાં બનાવટી ચોકઠાં વાપરવામાં રહેલો ફાયદો તેમણે તુરત જ જોઈ લીધો. આ

ચોકઠાંઓમાં સ્થૂળપણે જ ખાનાંઓના વિભાગો દર્શાવેલા હોય છે, પણ એથી મધમાખીને પોતાની આજ સુધીની કામ કરવાની રીત સાવ બદલી નાંખવી પડી છે. પહેલાં જે મધપૂડો રચતાં એને કેટલાંયે અઠવાડિયાં સુધી સખત પરિશ્રમ કરવો પડતો, અને પુષ્કળ મધ વાપરી નાંખવું પડતું, તેને હવે એ થોડા જ દિવસમાં બનાવી દે છે. વળી, એ પણ જણાયું છે કે ઑસ્ટ્રેલિયા અને કેલિફોર્નિયામાં લઈ જવામાં આવેલી માખો એકએ વર્ષમાં જ સમજી જાય છે કે ત્યાં ઉનાળો હંમેશાં રહેતો હોવાથી, ફૂલ વિનાની ઋતુ જ હોતી નથી; આથી, તે રોજના ખપ જેટલાં જ મધ અને પરાગ ભેગાં કરી જીવન ગુજારવામાં સંતોષ માને છે અને શિયાળા માટે કશો સંગ્રહ કરતી નથી. એ જ પ્રમાણે બારબાડોશમાં ખાંડનાં કારખાનાં હોવાથી એ ફૂલોમાં ભટકવાનું જ છોડી દે છે.

બીજી બાજુએ, જેણે કીડીની હાલચાલ તપાસી હશે, તેને એમનો ગાંડા જેવો અસ્થિર સહકાર ખ્યાલમાં આવ્યા વિના રહ્યો નહિ હોય. એકાદ નાનકડી ચીજ, જેને બે કીડીઓ વિચારપૂર્વક સાથે મળીને લઈ જાય તો સહેલાઈથી ઉપાડી જઈ શકે, તેની પાછળ ડઝનેક કીડીઓ, કોઈ એક બાજુ ખેંચતી, કોઈ બીજી બાજુ તાણતી, જોવામાં આવશે. જંતુશાસ્ત્રીઓ કૉરેનેઝ અને ડૂસેલિયર જણાવે છે કે એક જાતની કીડીની (૪૬) અસંબદ્ધ અને મૂઢ ચેષ્ટાઓ બુદ્ધિહીનતાનાં સચોટ અને અહીં ટાંકવા જેવાં દૃષ્ટાંતો છે. ભાત કે ઘઉંના કણુસલાને વળગી દાણા પરનાં ફોતરાંને છૂટાં પાડવા કેટલીક કીડીઓ મહેનત કરતી હોય છે, તે વખતે એકાદ મોટી કીડી કણુસલાના મૂળ આગળ દાંડીને જ કાપવાનો પ્રયત્ન કરતી

જણાય છે. એનો અથાગ અને કંટાળાભર્યો શ્રમ કેટલો નિરર્થક છે એનો એને ખ્યાલ જ આવતો નથી.[1]

વળી, આ કીડીઓ પોતાના કોઠારમાં જરૂર કરતાં વધારે દાણો ભરી રાખે છે. ચોમાસામાં એ દાણા ફૂટી નીકળે છે અને તે પરથી ખેડૂતોને ત્યાં કીડીનું દર હોવાની ભાળ લાગે છે, અને પરિણામે તેનો નાશ થાય છે. સેંકડો વર્ષ થયાં આ બનાવ બન્યા કર્યો છે, પણ એ કીડી જરાયે વધારે ડાહી થઈ નથી અને અનુભવને આધારે પોતાના વર્તનમાં કશો ફેરફાર કર્યો નથી.

ઉત્તર આફ્રિકાની એક બીજી જાતના (૪૭) પગ ઘણા લાંબા હોય છે, અને તેથી સૂર્યના ૧૦૪° જેટલા ધગધગતા તાપમાં એ ફરી શકે છે. નાના પગવાળાં જંતુઓ એટલા તાપમાં બળી જ જાય. એ ગાંડાની જેમ મિનિટના બાર વારની ઝડપે દોડે છે. એના શરીરના પ્રમાણમાં આ ગતિ ચક્કર લાવે એવી ઉતાવળી કહી શકાય. એની આંખ બે-અઢી ઇંચથી વધારે દૂર જોઈ શકતી નથી. આથી એવી ઝડપનું પરિણામ એ આવે છે કે એના માર્ગ વચ્ચે પડેલી વસ્તુઓને પણ એ જોઈ શકતી નથી. સાકરની ઉપરનો એનો ભાવ સર્વને જાણીતો છે. પણ એનો ગાંગડો રસ્તામાં પડચો હોય તોપણ પોતાની ધાંધલમાં એને એ માલૂમ પડતો નથી. 'હીરો ઘોઘે જઈ આવે' તેમ લાંબે સુધી પ્રવાસ કરી આવી, ખાલી મોઢે એ પાછી દરમાં જાય છે. લાખો વર્ષથી આ જાતની લાખો કીડીઓ દરેક ઉનાળામાં વીરતા-

---

૧. મૅરેસ કહે છે કે ઊધઈ પણ ઘણીવાર મૂઢ શ્રમ કરતી જોવામાં આવી છે. —અનુવાદક

ભર્યાં, પણ હસવા જેવાં, પર્યટનો કરે છે; પણ એ કેટલો વ્યર્થ શ્રમ કરે છે તે હજુ એને સૂઝયું નથી.

મધમાખી કરતાં શું કીડીમાં ઓછી બુદ્ધિ હશે? આપણે એને લગતી જે હકીકતો જાણીએ છીએ, તે પરથી એમ કહેવું વાજબી લાગતું નથી. મધમાખીએ કરેલા જીવનના ફેરફારો વિચારશક્તિને પરિણામે છે એમ કહેવામાં કદાચ આપણી ભૂલ થતી હોય; જેમ આંખ પોતાની મેળે જ યંત્રવત્ મીંચાઈ જાય છે, તેમ એ પણ કેવળ બાહ્ય નિમિત્તોથી નિર્માણ થતી યંત્રવત્ ક્રિયાઓ જ હોય. કદાચ કીડી વિષેનું આપણું જ્ઞાન અપૂર્ણ હોય; કદાચ એ વિષેનો આપણો ખુલાસો આપણી જ દૃષ્ટિએ જોવાનું પરિણામ હોય—આપણા જ મગજનો ભ્રમ હોય. શું ખરેખર વિશ્વાત્માને હાથે ઘણી ભૂલો થતી હશે, પણ આપણી એમ માનવાની હિંમત થતી નથી? એને લીધે શું જંતુઓની ભૂલો થતી હશે? અથવા, આપણી? ઉપર ઉપરથી જોતાં, ભૂલ થતી હોય તેવી અસંબદ્ધ – અસંગત – ક્રિયાઓ દુનિયામાં વારંવાર માલૂમ પડે છે; એમ કેમ થાય છે એ પ્રકૃતિનો એક ગહન કોયડો છે, અને તે ઉકેલી શકાતો નથી. કુદરતમાં ચતુરાઈ તો છે, પણ સાધારણ સમજ નથી અને વિચારશક્તિયે હંમેશાં હોતી નથી— એમ માન્યા વિના ચાલતું નથી. પણ એ પ્રકૃતિમાંથી ટપકેલા એક બારીક ટીપા જેવા, ઝીણી રાઈના દાણા જેટલા મગજને શિખરે ચડી, આપણને એમ કહેવાનો શો અધિકાર છે કે પ્રકૃતિનાં કાર્યો અસંબદ્ધ કે બુદ્ધિહીન છે? કદાચ કોઈક દિવસ આપણે એમાં રહેલી સુસંગતિને જોઈ શકીશું. તે દિવસે આપણી અલ્પ બુદ્ધિ આશ્ચર્યમાં ગરક થશે. આપણા પોતાના જ તર્કના ઘોડા પર

ચડી દરેક વસ્તુનું માપ કાઢવાની આપણને ટેવ છે; જાણે કે કોઈ બીજો, આપણા તર્કથી ઊલટી જાતનો, તર્ક હોઈ શકે જ નહિ. પણ અનંતના વિસ્તીર્ણ ક્ષેત્રમાં આપણો તર્ક એ કેવળ ભૂલભરેલા દૃષ્ટિબિંદુનું જ પરિણામ હોય. કુદરત ઘણી વાર ભૂલ કરે છે એ વાત સાચીયે હોય. પણ આપણે એમ દાંડી પીટીને જાહેર કરીએ તે પહેલાં એ પણ યાદ રાખીએ કે આપણે પોતે હજુ અજ્ઞાન અને અંધકારમાં જ પડ્યા છીએ, અને તે વળી એવી રીતે કે એ અજ્ઞાન અને અંધકાર કેટલાં ગાઢાં છે તેનો પૂરો ખ્યાલ પણ આપણને કોઈ બીજી દુનિયામાં જ આવશે.

૩

વળી પાછા ઊધઈ પાસે જઈએ. યાદ રાખો કે મધપૂડા કરતાં કીડિયારાનું અવલોકન વધારે કઠણ છે, અને તેથીયે વધારે કઠણ અંધારા રાફડાનું. છતાં, આ વિષય દેખાય છે તે કરતાં વધારે મહત્ત્વનો છે. કારણ કે જો આપણે આ જંતુઓની સહજબુદ્ધિ વિષે, તેની મર્યાદાઓ વિષે, તેના અને વિચારશક્તિ વચ્ચેનાં, તેમ જ તેના અને વિશ્વાત્મા વચ્ચેના સંબંધ વિષે વધારે જાણતા થઈએ તો આપણા શરીરની રાફડા સાથે સમાનતા હોવાથી, શરીરના અવયવોની ક્રિયામાં રહેલી નૈસર્ગિક બુદ્ધિ વિષે આપણે વધારે જાણતા થઈ શકીએ. જીવન અને મૃત્યુ સાથે સંબંધ ધરાવનાર સર્વે રહસ્યો મોટે ભાગે એ અવયવોમાં રહેલાં હોવાથી એ બધું જાણવું આપણે માટે અગત્યનું છે.

સહજબુદ્ધિની બાબતમાં જે જુદી જુદી કલ્પનાઓ દોડાવવામાં આવે છે તેનો વિચાર કરવા આપણે નહિ બેસીએ.

જુદા જુદા વિદ્વાનો એને માટે જુદા જુદા શબ્દો વાપરે છે. પણ ઊંડું તપાસતાં એમાંથી કશો જ અર્થ નીકળતો નથી. થોડાક નમૂના જ અહીં આપું છું: કેટલાક કહે છે કે સહજબુદ્ધિ એટલે "અજાણપણે અંતઃકરણમાં ઊપજતી પ્રેરણા, અથવા કુદરતી રીતે ચાલતાં યંત્રો." બીજી વ્યાખ્યા આવી છે: "લાંબા કાળની ટેવમાંથી ઉદ્‌ભવેલા, મગજના કોશો સાથે જોડાયેલા, અને સ્મરણશક્તિની જેમ જ્ઞાનતંતુઓ ઉપર કોરાઈ રહેલા જે જન્મસિદ્ધ માનસિક સ્વભાવો હોય છે તેને આપણે સહજબુદ્ધિને નામે ઓળખીએ છીએ: એ સ્વભાવો જીવનને ઉપયોગી બીજી ક્રિયાશક્તિઓની જેમ, ઘણું કરીને, પેઢી દર પેઢી વારસામાં ઊતરી આવે છે." ત્રીજા, જરા વધારે સ્પષ્ટ અને બુદ્ધિશાળી વિચારકો સહજબુદ્ધિ એટલે "આનુવંશિક ટેવ, જેમાં વિચાર કરવાની ક્રિયા યંત્રવત્ બની ગઈ હોય"—એવી વ્યાખ્યા કરે છે. પણ. જર્મન તત્ત્વજ્ઞાની રિચર્ડ સેમન જેવાની એક કઠણ વ્યાખ્યા પણ ટાંકી શકાય. એ બુદ્ધિની દરેક ક્રિયાનો એક જ ખુલાસો આપે છે: "બાહ્ય શાખાઓના સમાવેશપૂર્વક વ્યક્તિગત સ્મૃતિ પર થતો સંસ્કાર."[૨]

બીજો છૂટકો જ ન હોવાથી લગભગ બધા જ વિદ્વાનો કબૂલ રાખે છે કે ઘણીખરી સહજબુદ્ધિની ક્રિયાઓનું મૂળ વિચારપૂર્વક અને જાણીજોઈને કરેલી ક્રિયાઓ છે. જો આમ છે, તો ત્યારબાદની બધી એવી ક્રિયાઓ યંત્રવત્ થાય છે એમ કહેવાનો તેઓ શું કામ આગ્રહ રાખતા હશે? જો પહેલી વારની ક્રિયામાં વિચારશક્તિ રહી હોય, તો પાછલી

---

૨. "Engrammata upon the individual mneme, comprising also their ekphories."

ક્રિયાઓમાં કેમ નહિ? કાં તો બધીમાં જ વિચારશક્તિ છે, અથવા કશે જ નથી.

બર્ગસનના મતને હું બહુ વિચારવા નથી ઇચ્છતો. એ કહે છે કે જીવ જે રીતે પ્રકૃતિમાં વ્યવસ્થા આણે છે તે જ રીતને ચાલુ રાખનારી શક્તિ — એનું નામ સહજબુદ્ધિ. પણ આ કાંઈ ખુલાસો ન કહેવાય; એ તો માત્ર વર્ણન અથવા શબ્દાન્તર છેઃ (જેમ ગાય એટલે ધેનુ એમ કહીએ તેમ); કારણ કે, જીવ અને પ્રકૃતિ બંને તત્ત્વતઃ એક જ અજાણી વસ્તુનાં જુદાં નામો છે. છતાં એ સ્પષ્ટ સત્યનું જે રીતે એ લેખકે પોતાનાં બે પુસ્તકો 'જડ અને ચેતન' અને 'સર્જક વિકાસ'માં વિવેચન કર્યું છે તે ઘણું સુંદર છે.

૪

પણ, જ્યાં સુધી વધારે સ્પષ્ટ ખુલાસો આપણને મળી શકતો નથી ત્યાં સુધી જંતુઓની — ખાસ કરીને કીડી, માખી અને ઊધઈની — સહજબુદ્ધિનો સંબંધ એમના સંઘના સામુદાયિક આત્મા અથવા વિરાટ પુરુષ સાથે છે એમ માનીએ તો કેમ? તેમ જ, પરિણામે, એ જંતુઓ જે એક પ્રકારની અમરતા અથવા જાતિ તરીકે ચિરંજીવતા ભોગવે છે તેની સાથે પણ એ સહજબુદ્ધિનો સંબંધ છે એમ પણ શું કામ ન માનીએ? એક વાર હું આગળ કહી ગયો છું કે મધપૂડાની, કીડિયારાની તેમ જ રાફડાની વસ્તી એકત્ર મળીને એક જ વ્યક્તિ — એક જીવતું પ્રાણી — હોય એમ લાગે છે. એ વ્યક્તિ કે પ્રાણીના અવયવો અસંખ્ય કોશોના બનેલા છે. એ કોશો દેખાવમાં એકબીજાથી જુદા છે, પણ એક જ સત્તાને — એક જ ચૈતન્ય પુરુષ, એક જ મધ્યસ્થ નિયંતાશક્તિને — હંમેશાં અધીન રહે

છે. જેમ આપણા શરીરમાં હજારો કોશો નાશ પામે છે, પણ તેમની જગ્યાએ બીજા કોશો બનતા રહે છે અને, તેથી, આપણા જીવ પર — આપણી એકપણાની અહંભાવના પર — એની અસર થતી નથી, તેમ રાફડાની આવી સામુદાયિક અમરતાને લીધે સેંકડો કે હજારો ઊધઈઓનાં મરણથી એ મધ્યસ્થ પ્રાણીને — એના વિરાટ પુરુષને — કાંઈ અસર પહોંચતી નથી, કેમકે એમની જગ્યા બીજી ઊધઈઓ લે છે. એક અમર પુરુષની કલ્પના કરીએ : કથાઓમાં હનુમાન વગેરેને વર્ણવ્યા છે તેવા; ઊધઈ એવી જાતનું એક પ્રાણી છે. લાખો વર્ષથી એ જંતુ જીવન ગુજારે છે, પણ તેનો એક પણ અનુભવ ભુલાઈ ગયો નથી; કારણ કે, (જાતિ તરીકે) એના જીવનમાં કદી ભંગાણ પડયું જ નથી કે સ્મૃતિઓ ભૂંસાવાનું થયું નથી. એના સામુદાયિક વ્યક્તિત્વની — વિરાટ પુરુષની — સ્મૃતિ સદાયે રહી છે, અને એ સ્મૃતિ કાર્ય કરતી, અથવા પોતાના દરેક અનુભવને સંઘરતી, કદી અટકી નથી. આ માન્યતાથી આપણને એક ગૂઢ પ્રશ્નનો ખુલાસો પણ મળે છે: દાખલા તરીકે, એથી આપણે સમજી શકીએ છીએ કે જોકે મધમાખીની રાણીએ હજારો વર્ષથી કેવળ ઈંડાં જ મૂકયાં કર્યાં છે, બીજું કશું કામ કદી કર્યું જ નથી, કોઈ ફૂલ પર કદી બેઠી નથી, પરાગ ભેગો કર્યો નથી, મધ ચૂસ્યું નથી, અને, તેથી, લાખો વર્ષથી એ કામોનો એને પરિચય રહ્યો નથી,— છતાં, એનાં બચ્ચાં મધપૂડામાંથી બહાર પડતાં જ એ બધું જ્ઞાન કેમ ધરાવે છે: એ બચ્ચાં ઊડવા માંડતાં જ મધપૂડો રચવાની, મધ મેળવવાની, ઈંડાં–ઇયળો વગેરેને પોષવાની અને મધપૂડાની ગૂઢ રસાયનકળાનું સંપૂર્ણ જ્ઞાન ક્યાંથી શીખે

છે. એ બધું તેઓ જાણે છે, કારણ કે તેઓ એક અદૃશ્ય શરીરના માત્ર અવયવો જ છે — કેવળ કોશો જ છે; અને એ અદૃશ્ય શરીરને પોતાના નિર્વાહ માટે જે જે કળાઓ આવશ્યક છે, તે સર્વેનું જ્ઞાન છે. એ માખો બહાર દૂર દૂર ભટકતી જણાય છે; પણ ગમે તેટલી દૂર જાય, છતાં તે પોતાના મધ્યવર્તી પ્રાણ સાથે — તેના વિરાટ શરીર સાથે — હંમેશાં જોડાયેલી રહે છે, અને એનો અવયવ બનતી કદી અટકતી નથી. આપણા શરીરમાંના કોશોની માફક એ એક જ પ્રાણવાન કલેવરમાં — એક જ રસમાં — ફરે છે; માત્ર, એ કલેવર આપણા કલેવર કરતાં વધારે વ્યાપેલું, વધારે સંકોચ તથા વિસ્તાર પામી શકનારું, વધારે સૂક્ષ્મ, વધારે મનોમય અથવા આકાશરૂપ છે. એકએક મધપૂડારૂપી શરીર મધમાખોની સર્વે જાતોના વિરાટ-જીવ સાથે પણ જોડાયેલું હોવું જોઈએ, અને કદાચ પરમાત્મા — વિશ્વવ્યાપક ચૈતન્ય — સાથે પણ.

એટલું તો થોડુંઘણું નક્કી જ લાગે છે કે આપણે અસલમાં વિશ્વાત્મા સાથે આજ કરતાં વધારે સમીપમાં હતા, અને આપણી સૂક્ષ્મ અંતર્વૃત્તિથી એની સાથે હજુયે સંબંધમાં રહીએ છીએ. આપણી બુદ્ધિએ આપણને એનાથી વિખૂટા પાડ્યા છે, અને દિવસે દિવસે વધારે દૂર કરતી જાય છે. પ્રગતિ — સુધારો — વિજ્ઞાન-કળાનો વિસ્તાર એટલે પરમાત્માથી દૂર થવું — એમ તો નહિ હોય ને? ત્યાં જ આપણી ભૂલ તો નહિ થતી હોય ને? આપણું મગજ ઘણું મોટું કરી શકાય તો ઘણો લાભ થાય એમ જે આગળ કલ્પના કરી, તેનાથી આ વિચારનો વિરોધ છે: પણ આ વિષય જ એવો છે કે એમાં કશું ચોક્કસ બોલી શકાતું નથી. આથી

કલ્પનાઓનો પરસ્પર વિરોધ થયા વિના રહેતો નથી; ઉપરાંત, એવું પણ કદીક બને છે કે એક મોટી ભૂલમાં ખૂબ દૂર સુધી તણાઈએ તો એ ભૂલ જ સત્ય તરફ પહોંચાડે છે. એથી ઊલટું, જે વસ્તુને લાંબો વખત સુધી સત્ય માની હોય તે પાછળથી અર્ધસત્ય ઠરે છે, અથવા એનો વેશ ઊતરી જાય છે અને એ સાવ ભૂલ કે અસત્ય હતી એમ માલૂમ પડે છે.

૫

શું ઊધઈ આપણી આગળ જીવનપદ્ધતિનો આદર્શ, આપણા ભાવિનું ચિત્ર, આપણે માટે ભવિષ્યવાણી રજૂ કરે છે? શું આ સ્થિતિએ આપણે જઈ રહ્યા છીએ? એ અશક્ય છે અથવા આપણું ભાવિ જુદા જ પ્રકારનું હશે એમ નક્કીપણે ન કહેશો. કલ્પના કરવાની આપણી હિંમત ન થાય એવી સ્થિતિએ આપણે ધાર્યા કરતાં વધારે પ્રત્યક્ષપણે, વધારે ઝપાટાબંધ પહોંચી રહ્યા છીએ. ઘણી વાર એકાદ અતિશય નજીવી બાબત નીતિનાં સર્વ ધોરણોને અને ભવિષ્યની કેટલીયે પેઢીનાં નસીબ ફેરવી નાંખવા પૂરતી થાય છે. ખ્રિસ્તી અનુગમે પ્રજાઓનાં જીવનમાં જે મોટો ફેરફાર કરી નાંખ્યો એ કેવળ એક નજીવી બાબત પરથી જ બન્યું હતું ને? વધારે ઊંચા, વધારે વિચારમય, વધારે સુંદર, વધારે સગવડ — આરામ-શાંતિ — અને સુખમય જીવનની આપણને કલ્પના અને ઇચ્છા રહેલી છે. સેંકડો વર્ષો દરમ્યાન બે કે ત્રણ વાર — હિંદુસ્તાનમાં, કદાચ એથન્સમાં, કદાચ થોડીએક ક્ષણ ખ્રિસ્તી અનુગમમાં — છેક સંપૂર્ણતા સુધી નહિ તોયે એની બહુ નજીક પહોંચ્યા હતા. પણ આ જ દિશામાં માનવસમાજ ખરેખર ચોક્કસપણે જઈ રહ્યો છે એવી

ખાતરી નથી. એથી ઊલટે જ રસ્તે એ જશે એવું ભવિષ્ય દર્શાવનારી દલીલો પણ રજૂ કરી શકાય. જો આપણા ભાવિ વિષે દેવોમાં હોડ બકવામાં આવે તો સૌથી વધારે દીર્ઘદૃષ્ટિવાળો દેવ કઈ બાજુએ શરત કરે? પાસ્કલે કહ્યું છે તેમ આ બાબતમાં "તર્ક એક પક્ષ કે બીજા પક્ષનું વધારે સમર્થન કરી શકતો નથી." (એટલે કે બન્ને પક્ષ સંભવિત લાગે છે.)

એટલું તો ચોક્કસ છે કે પરિપૂર્ણ આધ્યાત્મિક જીવનમાં જ મૃત્યુને આ કિનારે કે સામે કિનારે પૂર્ણ અને અખંડ શાંતિ મળી શકે; કારણ કે, જે કાંઈ ભૌતિક — દૃશ્ય — છે તે સ્વભાવથી જ ભયભરેલું, ફેરફાર પામનારું અને વિનાશી છે. એવું આધ્યાત્મિક જીવન શક્ય છે? સિદ્ધાંતદૃષ્ટિએ, હા; પણ, વ્યવહારદૃષ્ટિએ, જે કાંઈ આપણે ચારે બાજુ જોઈએ છીએ, જે કાંઈ અનુભવીએ છીએ — એ બધું દૃશ્ય — ભૌતિક — પ્રકૃતિ જ છે. આપણી બુદ્ધિ પણ પ્રકૃતિનું જ એક તત્ત્વ છે; તો તે પ્રકૃતિ સિવાય બીજું કશું સમજી શકે એમ કેવી રીતે આશા રખાય? એ સમજવા પ્રયત્ન કરે છે, બનતી મહેનત લે છે; પણ, ખરી રીતે, જેવી એ પ્રકૃતિને છોડે છે તેવી જ શૂન્યમાં જ ભટકીને ગોથાં ખાવા માંડે છે.

મનુષ્યની સ્થિતિ કેવી દયામણી છે? બધા ધર્મપંથો એક મતે કહે છે કે માણસનો મુખ્ય શત્રુ એ પ્રકૃતિ જ છે; કદાચ, એટલો એક જ શત્રુ છે; કોઈક અનુગમમાં એ પ્રકૃતિ માટે દુઃખ શબ્દ અને કોઈકમાં પાપ શબ્દ વાપર્યો છે, પણ એ જ સર્વે અનિષ્ટોનું કારણ છે. બીજી બાજુએ, માણસમાં પોતામાંયે પ્રકૃતિ જ રહેલી છે; જે ગુણ એ પ્રકૃતિનો તિરસ્કાર કરે છે,

એનો તિરસ્કાર કરે છે, એનો ગમે તે ભોગે નાશ કરવા ઇચ્છે છે, તે ગુણ પણ પ્રકૃતિનો જ છે. એના પોતાનામાં જ નહિ, પણ વસ્તુમાત્રમાં એ જ છે; કારણ, શક્તિમાત્ર, ચેતના પણ, નિઃસંશય કેવળ પ્રકૃતિનું જ સ્વરૂપ અને હાલચાલ છે. અને પ્રકૃતિ જાતે, એનું ખૂબ સૂક્ષ્મ સ્વરૂપ તપાસતાં, જ્યાં એ કેવળ જડ, નિષ્ક્રિય અને નિશ્ચળ દેખાય છે ત્યાંયે, કાંઈક ગહન વિરોધાભાસથી બુદ્ધિ કરતાંયે વધારે આધ્યાત્મિક ભાવે કોઈક નિરુપમ ચૈતન્યથી ભરેલી જણાય છે. વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે સૂર્યમંડળની આજુબાજુ જેમ ગ્રહો ફરે છે તેમ સૃષ્ટિના આદિકાળથી વિદ્યુતના એક મધ્ય કણની આજુબાજુ બીજા વિદ્યુતકણો ગાંડાની માફક નાચ કર્યા કરે છે; એ નાચનું સ્વરૂપ ભય ઉપજાવે એવું, બહુરૂપી, કદી ન થાકનારું અને અવિનાશી છે, અને તે ઈથરને (આકાશ તત્ત્વને) આધારે ચાલે છે. એ ઈથર તત્ત્વ પણ પ્રકૃતિનું જ કાર્ય છે. એ પ્રકૃતિમાં ક્યાંથી આવ્યું? અત્યંત ગૂઢ, અત્યંત સૂક્ષ્મ અને અત્યંત અચિંત્ય ચૈતન્યમાંથી જ નહિ કે?

પણ આપણે ગમે તે દિશા લઈએ, ક્યાંક તો પહોંચીશું જ; કાંઈક તો મેળવીશું જ: અને એ 'કાંઈક' સાવ શૂન્યતા —સાવ વિનાશ— એથી તો કાંઈક જુદું જ હશે; કારણ કે, જે સઘળી ગહન કલ્પનાઓ આ આપણા ટચૂકડા જેટલા મગજને ગૂંચવે છે, તે બધીમાં સૌથી વધારે ન સમજી શકાય એવી કલ્પના તે સર્વસ્વનાશ–શૂન્યતા–ની છે. એ ખરું કે આપણી દૃષ્ટિએ વિનાશ–શૂન્યતા–નો અર્થ એટલો જ થાય છે કે આપણું વ્યક્તિપણું ચાલી જવું, આપણા આ ટૂંકા જીવનની અહંભાવના નાશ પામવી, બીજા શબ્દમાં, સ્પષ્ટ

ભાનનો અભાવ થવો; પણ, એ તો સાવ ટૂંકી દૃષ્ટિનો અર્થ છે.

એમાંથી એક પરિણામ આવવું જોઈએ : કાં તો આપણો અહંકાર એટલો વિશાળ, એટલો વ્યાપક બને કે પૃથ્વી પરના આપણા વેંત જેટલા શરીરની સ્મૃતિને ભૂલી જાય કે સાવ ભૂંસી નાંખે; અથવા, એ અહંકાર નાનો ને નાનો બનતો જાય અને અનંતકાળ સુધી આ ક્ષુદ્ર દેહાકૃતિનું સ્મરણ ખેંચ્યા જ કરે. શાસ્ત્રોએ વર્ણવેલાં નરકનાં ભયંકર દુઃખો કરતાંયે આથી વધારે કઠોર શાપ કયો હોય ?

આપણી જાતિનો નાશ થાય ત્યાં સુધીમાં ગમે તે સ્થિતિમાં પહોંચીએ, એ સ્થિતિ અહંતાના ભાનવાળી હોય કે તે વિનાની હોય, જે પરિસ્થિતિ હશે તેને આપણે અનુકૂળ થઈ જવાના. અને, આપણી જાતિ નાશ પામ્યા બાદ બીજી જાત આવીને નવો ફેરો શરૂ કરશે; અને આમ અનંત કાળ સુધી ચાલ્યા જ કરવાનું. કારણ કે, આપણને જે કથા લાગુ પડે છે તે કાકભૂશુંડીની નહિ, પણ બાબરા ભૂતની.[3] કોઈ પણ

---

૩. મૂળમાં કાકભૂશુંડીને સ્થાને Prometheus અને બાબરા ભૂતને બદલે Sisyphus અથવા Danaids નાં દૃષ્ટાંત છે. ભાવાર્થ આ છે: બાબરા ભૂતને જેમ વાંસ પર ચડવું અને ઊતરવું એ જ કામ કર્યા કરવું પડતું, તેમ જીવન ફરી ફરી એકની એક ઘટમાળમાં ચાલ્યા કરે છે. યોગવાસિષ્ઠમાં કાકભૂશુંડીની કથા એવી છે કે તે અમર છે, અને અનંત કલ્પો વીતી ગયાં. અનેક વાર અનેક સૃષ્ટિઓની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર થઈ ગયાં, છતાં એમાં એનો નાશ થતો નથી. એનું કારણ કથામાં એવું કલ્પ્યું છે કે પ્રલયકાળે જે વખતે સૃષ્ટિ જળમય થાય ત્યારે એ જળચર થઈ જાય છે, વાયુમય બને

હિસાબે, જ્યાં સુધી પાકો નિશ્ચય થઈ ન શકે ત્યાં સુધી આપણે એટલું તો માની શકીએ કે ગાઢ મૌન, અવ્યવસ્થા અને જંગલીપણામાંથી જે સ્થિતિ આપણે ધીમે ધીમે અને મહા પરિશ્રમે પ્રાપ્ત કરી છે, જે સ્થિતિ આપણે ચારે બાજુએ જોઈ રહ્યા છીએ, તે સ્થિતિ સાવ આદર્શ — વિશ્વાત્માની કલ્પનાને ઘટે તેવી — તો નથી જ.

આથી, આપણે કોઈ રીતે સ્થિતિ સુધરવાની રાહ ન જોઈએ. પણ જેમ મરણની આપણને ખાતરી છે તેમ આપણા અસ્પષ્ટ સહજ સ્વભાવો તથા આપણામાં રહેલો એક જાતનો આનુવંશિક આશાવાદ — એ જે સુખોની કલ્પના કરાવે છે તે ખાતરીપૂર્વક મળવાનાં છે એમ ધારી લઈ આપણી પ્રવૃત્તિઓ ચલાવ્યા કરીએ. આશાની કલ્પના જેટલી સંભવનીય છે, તેટલી જ નિરાશાનીયે છે; બેય પ્રમાણાતીત — સાબિત ન કરી શકાય એવી — છે: કારણ કે, જ્યાં સુધી આપણે દેહમાં છીએ ત્યાં સુધી જે બ્રહ્મ-લોકની આપણે કલ્પના કરીએ છીએ, તેથી લગભગ સાવ દૂર પડ્યા છીએ અને તેની સાથે કશો વ્યવહાર બાંધી શકતા નથી. આવી સંશયાત્મક સ્થિતિ હોય ત્યાં જે કલ્પના ઓછી હિંમત હરાવનારી હોય તે જ શું કામ પસંદ ન કરવી? હા; કોઈ એમ કહી શકે ખરો કે જે કલ્પના કશાની આશા

---

ત્યારે વાયુવાસી બની જાય છે, એમ સૃષ્ટિનું જેવું રૂપાન્તર થાય, તેને અનુકૂળ પોતાનું રૂપાન્તર કરી નાંખે છે. માનવજીવન એવી રીતે દરેક સ્થિતિમાં ટકી શકે એવા ફેરફાર કરી શકતું નથી, પણ સંપૂર્ણ-પણે નાશ પામી, પાછું એકડેએકથી શરૂ થાય છે — એમ મેટરલિંક કહેવા માગે છે. — અનુવાદક

રાખતી નથી તે હિંમત હરાવનારી જ હોય એવું કાંઈ નથી; કારણ કે, બહુ શ્રદ્ધાપૂર્વક બાંધેલી આશા જલદી જ અધૂરી અને અરુચિકર લાગવાનો સંભવ છે. પણ એમ હોય તો તો બધાને નામે નાહી જ નાંખવું જોઈએ. સત્ય જે હોય તે ખરું; માત્ર એપિકટેટસ કહે છે તેમ, "જે સત્ય હોય તેને ફેરવવાનો આપણે પ્રયત્ન ન કરીએ; એમ કરવું શક્ય પણ નથી, લાભદાયી પણ નથી. પરંતુ જે હકીકત જેવી હોય તેને તેમ જ સમજી લઈ, આપણા મનને તેને અનુરૂપ કેળવવા પ્રયત્ન કરીએ." આ તત્ત્વજ્ઞાનીને થઈ ગયે લગભગ બે હજાર વર્ષ થયાં; પણ એટલા લાંબા કાળના અનુભવમાંથીયે આલંબન લઈ શકાય એવી કોઈ વધારે શુદ્ધ વસ્તુ આપણે શોધી શક્યા નથી.

# સાર-શોધન

## ૧

આટલેથી મેટરલિંકનું પુસ્તક પૂરું થાય છે. નવરા માણસોને જેવી અનેક નકામી જિજ્ઞાસાઓ થાય છે તેવી કોઈ નકામી જિજ્ઞાસાથી પ્રેરાઈને મેટરલિંકે ઊધઈ, કીડી, કે માખી જેવાં જંતુઓનો અભ્યાસ નથી કર્યો, એ વાચકે જોયું હશે જ. એમણે આ ઝીણાં જંતુઓનું જે ધ્યાન ધર્યું છે, તે એમાંથી જીવ, જગત અને જીવન વિષે સત્ય જ્ઞાન મેળવવાની ઇચ્છાથી. આથી, એમણે ઊધઈ વિષે હકીકતો આપતાં આપતાં, સાથે અનેક તાત્ત્વિક પ્રશ્નો ઉપાડ્યા છે અને ચર્ચ્યા છે. કશા છેવટના નિર્ણય ઉપર પોતે આવ્યા નથી, એમ એમણે નિખાલસપણે કબૂલ કર્યું છે.

પણ, જ્યારે વિદ્વાનોની મતિ મૂંઝાય ત્યારે સામાન્ય માણસે શું કરવું? એમણે પણ શું વિદ્વાનોની જેમ પોતાનાં ચિત્ત ચગડોળે ચડાવવાં? એ સ્પષ્ટ સૂચનાઓ અને નિર્ણયો જ માગે છે: "આમ છે," "આમ નથી;" "આમ કરો," "આમ ન કરો" એ નિકાલ કે સૂચના જાણીજોઈને ખોટાં તો ન જ હોવાં જોઈએ; જાણીજોઈને ખોટા વહેમો કે ખોટી માન્યતાઓ નિર્માણ કરનારાં ન થવાં જોઈએ.

આમ છે, તો આપણે આ પુસ્તક વાંચીને એમાં ચર્ચેલી બાબતો વિષે શો સાર કાઢવો?—આનો થોડોક વિચાર હું મારી બુદ્ધિથી આ પ્રકરણમાં કરવા ધારું છું.

૨

"એક વસ્તુ તો નક્કી જ છે કે પ્રકૃતિની યોજનામાં સુખનો સમાવેશ નથી"—આવું મેટરલિંકનું જગતના સ્વરૂપ વિષે એક પ્રતિપાદન છે. આપણા ધર્મગ્રંથોમાંયે આને મળતાં ઘણાં વચનો છે. ગીતામાં કહ્યું છે કે, "જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ વગેરેમાં રહેલાં દુઃખ અને દોષોનો હંમેશાં ખ્યાલ હોવો" એ જ્ઞાની પુરુષનું એક લક્ષણ છે. જગતમાં સુખનો અનુભવ થતો જ નથી એમ આર્ય જ્ઞાનીઓ કહેતા નથી, પણ સુખ પણ બંધનકારક હોવાથી છેવટે દુઃખરૂપ જ થાય છે. ગીતા તો એટલે સુધી કહે છે કે કેવળ જ્ઞાનાત્મક સાત્ત્વિક સુખ પણ બંધનકારક થઈ દુઃખરૂપ થાય છે. પતંજલિ મુનિ પણ કહે છે કે જ્ઞાની તો બધું જ દુઃખમય સમજે છે; અને સાંખ્યકારિકાના મુનિ કહે છે કે, "આત્મજ્ઞાન સિવાય પરિપૂર્ણ રીતે અને કાયમ માટે દુઃખનો નાશ થાય એવા બીજા કોઈ ઉપાયો છે જ નહિ."

બુદ્ધ ભગવાને પણ જગતમાં દુઃખ જ જોયું. એમાંથી જાતે છૂટવા અને જગતને છોડાવવા એમણે ભેખ લીધો. પુષ્કળ શોધ કર્યા બાદ એમણે શો નિર્ણય કર્યો? એમણે જોયું કે પ્રાણીમાત્ર પર પાંચ દુઃખો તો લટકેલાં છે જ: જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, પ્રિયનો વિયોગ અને અપ્રિયનો યોગ: ધીરજ કેળવી તેને સહન કરવાની શક્તિ મેળવવી એ સિવાય એ માટે બીજો કોઈ માર્ગ છે જ નહિ. ધર્મની સર્વ કેળવણી, સર્વ ઉચ્ચ ગુણોનો વિકાસ, જ્ઞાન, ભક્તિ વગેરે સર્વેનું ફળ કોઈ પણ રીતે વગર બબડચે એ દુઃખો સહન કરી લેતાં શીખવવું એ પ્રધાનપણે છે.

આ દુઃખો કેવળ માણસને જ નથી; સર્વ જીવોને છે. પણ બીજા જીવો અને માણસ વચ્ચે એક મોટો ભેદ પણ રહેલો છે: તે એ કે, બીજા જીવો પર આ પાંચ જ પ્રકારનાં દુઃખ છે; એમણે આ સિવાય બીજાં દુઃખો ઊભાં કરવા મનુષ્યના જેવો ભગીરથ પ્રયત્ન કર્યો નથી. ધીરજથી કે પરાણે તે દુઃખોને એ પ્રાણીઓ સહન કરી લે છે અને દેહ છૂટે ત્યાં સુધી જીવન ગુજાર્યે જાય છે. માણસે આ પાંચ દુઃખો ઉપરાંત અનેક દુઃખો પોતાની જાતે નિર્માણ કર્યાં છે. એની તૃષ્ણાનો અંત નથી; અને જેટલી શાખાઓમાં એની તૃષ્ણાઓ ફેલાઈ છે, તેટલી જાતનાં દુઃખ એણે ઊભાં કર્યાં છે.

### ૩

પ્રાણીઓમાં માણસના જેવી બુદ્ધિ હોય છે કે કેમ એની ઝીણી ચર્ચા મેટરલિંકે છેલ્લા પ્રકરણમાં કરી છે. આ પ્રશ્નનો કાંઈક ઉત્તર આપણને આ રીતે સૂઝે છે. તે એ કે, મનુષ્ય સિવાયનાં પ્રાણીઓમાં દુઃખ ઉપજાવનારી ઉપલી પાંચ બાબતો સિવાય કોઈ બીજા સુખની તૃષ્ણા કરવાની શક્તિ સારા પ્રમાણમાં જણાતી નથી; હોય તો તે નજીવી. માણસમાં તૃષ્ણાજન્ય સુખોની કલ્પના કરવાની શક્તિ છે, અને તેથી, એથી ઊપજતાં દુઃખો વહોરી લેવાની પણ શક્તિ છે. સહજબુદ્ધિ અથવા નૈસર્ગિક ચતુરાઈ અને વિચારશક્તિ — એ બે વચ્ચે અંશોના ભેદ સિવાય બીજો કોઈ ભેદ કરવો જ હોય તો એટલો કહી શકાય ખરો કે તૃષ્ણાજન્ય સુખદુઃખો ઉત્પન્ન કરવાની શક્તિ તે વિચારશક્તિ અથવા બુદ્ધિ, અને

પાંચ કુદરતી દુઃખો દૂર કરવા માટે વપરાતી મગજની શક્તિ તે નૈસર્ગિક ચતુરાઈ અથવા સહજબુદ્ધિ.

બાકી, જંતુ વિષે ફેબરે જે નિર્ણય કર્યો છે કે "પોતાના નિત્યજીવનમાં એ સર્વજ્ઞતાની બાજુ દર્શાવે છે, પણ પરિસ્થિતિ એકાએક બદલાઈ જાય તો એ મૂઢતાની બાજુ રજૂ કરે છે"—એ મનુષ્યને પણ ઠીક ઠીક લાગુ પડે છે એમ દેખાડી શકાય એમ મને લાગે છે. કુશળમાં કુશળ દાક્તર કચેરીના કામમાં સંડોવાય તો મૂઢની માફક ગભરાઈ જાય છે; જંગલમાં ધૂર્ત ગણાતો માણસ શહેરમાં ગમાર જેવી ભૂલો કરે છે, અને શહેરનો ધૂર્ત જંગલમાં બુદ્ધિ ચલાવી શકતો નથી; સો શત્રુઓ સામટા ચડી આવે તોપણ જેની હિંમત ખૂટે નહિ એવા સિપાઈને વેપારી પેઢીનો વ્યવસ્થાપક બનવાનો પ્રસંગ આવે તો એ મૂઢ જેવો થઈ જશે, અને 'દોરીલોટા'માંથી 'ગાદીતકિયે' બેસવાની હિંમતવાળો વાણિયો રાતે એકલો જંગલમાં થઈને જતાં ડરશે. એકાદ પાઠક બ્રાહ્મણને પાંચને બદલે દશ પુસ્તક ગોખવાની ફરજ આવી પડે, અથવા ભાષાના એકાદ વિદ્યાર્થીને તદ્દન નવી જ ભાષા શીખવાની જરૂર પડે તો તેથી તેને ગભરાટ નહિ થાય; પણ જો એમને આંકડાશાસ્ત્રીના હાથ નીચે રહેવું પડે, અથવા મોચીને ત્યાં ઉમેદવારી કરવી પડે તો ત્યાં એ નિષ્ફળ જાય; એની બુદ્ધિ કામ કરી શકતી નથી એમ લાગે, વારંવાર ભૂલો થયા જ કરે, પ્રવીણતા આવે જ નહિ—એમ બને. મનુષ્યજાતિમાં આવા પ્રસંગોમાં બીજાની સલાહ લઈ—બીજાની બુદ્ધિનો ઉપયોગ કરી—વર્તન કરવાની અનુકૂળતા હોય છે, તથા મનુષ્યમાં બુદ્ધિતત્ત્વ

જ પ્રધાન ઇંદ્રિય છે, એ બે કારણથી નવી પરિસ્થિતિમાં મુકાવાથી જે મૂઢતાનું દર્શન જંતુઓમાં થાય છે તેવું મનુષ્યમાં એકાએક દેખાઈ આવતું નથી. પણ, દીર્ઘ નિરીક્ષણ કરીએ તો, હું માનું છું કે, ફેર તાત્ત્વિક નથી, પણ કેવળ ઓછાવત્તા અંશોનો જ છે એમ જણાઈ આવે.

ભમરી અને મંકોડાની મૂઢ ક્રિયાઓના જેવા દાખલા મનુષ્યસમાજમાંથીયે મળી શકે. જે રૂઢિઓ, ક્રિયાકાંડ, વિધિઓ જમાનો બદલાઈ જવાથી સાવ અર્થ વિનાનાં, ભારરૂપ અને નુકસાનકારક પણ બને છે, તેને જે દુરાગ્રહથી સુધરેલી પ્રજાઓ પણ વળગી રહે છે, તેમાં બુદ્ધિનું ક્યાં પ્રમાણ મળે છે? હિંદુસ્તાન જેવા ગરમ દેશમાં યુરોપિયનો ઠંડા દેશની દૃષ્ટિથી યોજાયેલા પોષાકને જે આગ્રહથી વળગી રહે છે અને ગરમીથી બફાય છે, તેમાં બુદ્ધિ છે એમ કહી શકાશે? એક વખતના મુશ્કેલ કાળમાં આત્મરક્ષા માટે જે ગામવાર ન્યાતો પડી ગઈ, તેને એ ગામ અને તેનાં નામ-નિશાન અને પ્રયોજન પણ ભૂંસાઈ ગયાં છતાં આપણે વળગી રહીએ છીએ, તેમાં પેલા મંકોડા કરતાં શું વધારે ડહાપણ રહ્યું છે? જેમ પેલી ભમરી અને કીડી પોતાની ક્રિયાની નિરર્થકતા જોઈ શકતી નથી, તેમ આપણેયે જોઈ શકતા નથી. ફેર માત્ર ઓછાવત્તા પ્રમાણનો અને વિષયનો છે.

૪

પણ, આપણે વાત તો સંસારનાં સુખદુઃખોની કરતા હતા. કુદરતી દુઃખોની બાબતમાં તો બુદ્ધ ભગવાનની માફક ગીતાએ પણ કહી દીધું —"ઇંદ્રિયોના સ્પર્શો ઠંડીગરમી, સુખ-દુઃખ દેનારા હોય છે: તે અનિત્ય છે, આવે છે અને જાય છે,

તેને તું સહન કરી લે." આ વચનમાં એક વિશેષ બાબત પણ કહેલી છે, તે ધ્યાનમાં લેવાની જરૂર છે. તે એ કે — જોકે "પરિપૂર્ણ અને કાયમના દુઃખનાશના ઉપાયો છે જ નહિ" એ સાંખ્યવચન સાચું છે, તે સાથે એ પણ સાચું છે કે એ દુઃખો પણ કાયમ ટકતાં નથી, આવે છે અને જાય છે. તે સાથે એ પણ નથી કે જગતમાં માત્ર શુદ્ધ નિર્ભેળ દુઃખોની જ પરંપરા છે. દુઃખ જેવા જ અનિત્ય સુખનાયે સ્પર્શો રહેલા જ છે. જેમ સુખ અનિત્ય છે, તેમ દુઃખ પણ અનિત્ય જ છે. બન્નેને 'સહન' કરવાં (— સુખનેયે 'સહન' કરવું, ભોગવવું નહિ), બન્નેથી પર થવું, બન્ને વિષે બેપરવા થવું — એ સિવાય બીજો કોઈ માર્ગ છે જ નહિ. એ જ વધારેમાં વધારે સમાધાનનો માર્ગ છે. નિરંતર ફર્યાં જ કરવું એવા સ્વભાવવાળા જગતમાં સુખ કે દુઃખ કશું કાયમ ન હોય એમાં શી નવાઈ? વળી એવા જગતમાં અત્યંત પૂર્ણ સ્થિતિ હોઈ જ કેમ શકે? કારણ કે, એમાં બીજી જ ક્ષણે જે કાંઈ ફેર થાય તે કાં તો પૂર્ણતામાંથી ઓછી પૂર્ણતા પ્રત્યેનો હોય, અથવા પહેલી સ્થિતિ અત્યંત પૂર્ણ હતી એ હકીકત જ ખોટી હોય.

પણ માણસજાત માટે કુદરતી દુઃખો કરતાં તૃષ્ણાથી ઊપજતાં દુઃખોનો વિષય વધારે મહત્ત્વનો બને છે. એ દુઃખોનો નાશ તૃષ્ણાનો જ નાશ કરવાથી થઈ શકે, એ પણ સર્વે જ્ઞાનીઓ અને સત્પુરુષોએ કહી દીધું. કોઈએ જ્ઞાન પર, કોઈએ ભક્તિ પર, કોઈએ કર્મ પર, કોઈએ યોગ પર, કોઈએ બન્નેની જોડી પર, કે કોઈએ બધા પર ભાર મૂક્યો છે; અનેક જાતની આચારની, વિચારની અને પ્રાયશ્ચિત્તની પ્રણાલિકાઓ બાંધી

છે; કોઈ ઓછી શુદ્ધ હશે, કોઈ વધારે; કોઈ હળવી હશે, કોઈ તીવ્ર; કોઈ સમાજના એક વર્ગને અનુકૂળ હશે, કોઈ બીજાને: પણ, જ્યાં સુધી એમાં પાખંડે પ્રવેશ કર્યો ન હોય, ત્યાં સુધી બધાનું ધ્યેય એક જ રહે છે:—માણસને તૃષ્ણાનો નાશ કરતાં શીખવવું.

૫

પણ આવું સુખહીન જગત શા માટે નિર્માણ થયું? જો સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને દયાળુ પરમાત્માએ એ ઉપજાવ્યું હોય તો એણે એને માત્ર સુખથી ભરેલું કેમ ન ઉપજાવ્યું? જો કુદરતી રીતે થયું હોય તો એમાંથી છૂટવાની શી આશા? એ કુદરતને કેવી મૂઢ, કેવી નિર્દય ગણવી જોઈએ? શું સૃષ્ટિનું આવું ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું ચક્ર ચાલ્યા કરવામાં કાંઈ ગૂઢ રહસ્ય, કોઈ મહાન પ્રયોજન હશે? હોય તો તે શું?

દરેક દેશના તત્ત્વચિંતકોને તથા મોટા ધર્મોના સ્થાપકોને આ પ્રશ્નોએ મૂંઝવ્યા છે. કોઈએ પરમેશ્વરની લીલા, કોઈએ પ્રકૃતિમાં રહેલું અનાદિ કાળનું અજ્ઞાન, કોઈએ માયા, કોઈએ કર્મ, કોઈએ ચૈતન્યપુરુષ અને જડ પ્રકૃતિ બેઉ ભિન્ન હોવા છતાં એક જેવાં ભાસે તેવો સંયોગ, કોઈએ પરમેશ્વરની શુદ્ધ શક્તિ અને સેતાનની અશુદ્ધ શક્તિ વચ્ચેનો ઝઘડો, વગેરે અનેક ખુલાસા આપવા પ્રયત્ન કર્યો છે. કોઈ ખુલાસા પૂરા બંધબેસતા, પૂરા સંતોષકારક માલૂમ પડતા નથી. સૃષ્ટિના રહસ્ય કે પ્રયોજનનું ખાતરીદાયક જ્ઞાન આપણને હજુ સુધી તો થયું નથી, અને જુદા જુદા મતોએ એને ખોળવા માટે

કરેલા જુદા જુદા પ્રયત્નો બહુ સફળ થયા નથી એમ સરળ-પણે કબૂલ કરવું પડે છે.

સાબિત કરી શકાય એવો ખુલાસો ન મળે તો સંભવિત જણાતો કાંઈક કાલ્પનિક ખુલાસો પણ શોધવો એવી બુદ્ધિમાં એક ચળ રહેલી છે. એને લીધે જુદા જુદા વિદ્વાનો જુદી જુદી રીતે એવા ખુલાસા શોધવા પ્રયત્ન કર્યા જ કરે છે અને કર્યા કરશે. કેટલાક માણસો એવા ખુલાસાને સત્ય તરીકે સમજી લઈ એને આગ્રહથી પકડી રાખે છે, અને એનો સંપ્રદાય કરે છે. આનું પરિણામ એટલું જ આવે છે કે પોતે કરેલી કલ્પનામાં તેઓ પોતે જ ગૂંચવાઈ જાય છે અને બીજાને ગૂંચવે છે :

"ગૌતમ, કણાદ, કપિલ અરુ, શેષ, જૈમિનિ, વ્યાસ;
ષડ ધીવર ષડ જાલ રચી, ડાલ જીવ કો ફાંસ :"

આવો કબીરે ષડ્દર્શનકારો વિષે કટાક્ષ કર્યો છે, પણ તે લગભગ બધા જ વિદ્વાનોને લાગુ પડી શકે.

વસ્તુતઃ જગતનું સ્વરૂપ દુઃખમય શું કામ છે, એમાં અસમાનતા શા માટે છે, ઉત્પત્તિ–સ્થિતિ–સંહારનું ચક્ર ફરી ફરી એકડેએકથી શું કામ ચાલ્યા કરે છે, એ બધું આપણે જાણી શકીએ, અથવા એ વિષે ઠીક કલ્પના કરી શકીએ, એટલો આપણી પાસે જ્ઞાનસંગ્રહ જ નથી તેથી, અથવા આપણી સ્મૃતિ કે બુદ્ધિની પહોંચ બહુ મર્યાદિત છે તેથી, આપણે એ વિષે મૂઢ છીએ એમ સ્વીકારવું એ જ ઠીક કહેવાય.

કહેવાય છે કે બુદ્ધ ભગવાને ઘણી બાબતોમાં આવી જ વૃત્તિ ધારણ કરી હતી. અનેક તાર્કિકો એમની પાસે

વાદવિવાદ કરવા આવતા, તેમની સાથે એ ચર્ચામાં ઊતરવા જ ઇચ્છતા નહિ. 'આ આમ છે કે તેમ છે, અથવા અમુક રીતે શું કામ નથી, એ પ્રશ્નોમાં મને રસ નથી. પણ, આવા આ જગતમાંયે વધારેમાં વધારે સમાધાન મેળવીને જીવન ગાળી શકાય એવો જે ઉપાય મને મારે પોતાને માટે જડ્યો છે, તે હું તમને બતાવવા તૈયાર છું. તમારી ઇચ્છા હોય તો તમે પણ એને અનુસરો'—એવા આશયનું એમનું કહેવું હોય એમ જણાય છે.

સર્વે સંતો અને ભક્તોનોયે છેવટનો અભિપ્રાય એવો જ જણાય છે. જગતને સાવ દુઃખ વિનાનું કરી શકાય એ સંભવિત લાગતું નથી; પણ દુઃખોને ઓછાં કરવાની, અને જેટલાં દુઃખો ભોગવ્યે જ છૂટકો છે, તેટલાંને સમાધાનપૂર્વક સહન કરી લેવાની શક્તિ અને ધીરજ મેળવી શકાય ખરી. વ્યક્તિ એ માર્ગે જાય તો વ્યક્તિને, અને ઘણા જાય તો ઘણાને એ લાભ થાય.

જેને પોતાને રોગની વેદના નથી તેને, જો વૈદકનો શોખ હોય તો, તે રોગનું ઓસડ શોધવા કરતાં રોગનાં કારણો, રોગનાં ચિહ્નો, એની જુદી જુદી દશાઓ વગેરે તપાસતા બેસવામાં વધારે રસ લાગે છે. એને વિષે એ પ્રયોગો પણ કરે છે અને કલ્પનાઓ પણ બાંધે છે. ઓસડ શોધવાની એને સાવ ઇચ્છા નથી હોતી એમ નહિ, પણ ઓસડ ન મળે તોયે એનો શાસ્ત્રીય શોખ એને વિચારમાં રોકી રાખવા પૂરતો થાય છે. પણ જેને રોગની તીવ્ર વેદના થાય છે એને તો, ભલે ઊંટવૈદનું હોય છતાં, ખાતરીદાયક ઓસડની જ આતુરતા રહે છે. એને ઓસડ અને તેનો ઉપયોગ જાણવાની જેટલી

ઇંતેજારી હોય છે, તેટલી કારણો અને ચિહ્નો શોધવાની સ્વતંત્રપણે ઇંતેજારી હોતી નથી.

રોગનાં કારણો અને ચિહ્નો શોધવાનો પ્રયત્ન ભૂલભરેલો જ છે એમ કહેવાનો આશય નથી. પણ એ જ્યારે મર્યાદા વટાવી દે તથા શોધનું મુખ્ય પ્રયોજન ભૂલી જાય, અને કેવળ બૌદ્ધિક રસ લેવામાં જ પડે ત્યારે ઉપર પ્રમાણે થાય છે. વળી, ઘણીવાર રોગનાં કારણો ગૂઢ હોય છે, છતાં ઉપાયો મળી આવે છે એમ ક્યાં નથી બનતું?

આ જ પ્રમાણે જેને સંસારના દુઃખમય સ્વરૂપને લીધે મનમાં વેદના થતી હોય, તે એ દુઃખ ક્યાંથી આવ્યું તેનો કામ પૂરતો વિચાર કરશે ખરો. પણ તેથીયે વિશેષ એને દૂર કરવાના ઉપાયોનો વિચાર કરશે, અને તે ઉપાયોનો અમલ કરી જોવા પ્રયત્ન કરશે.

પ્રશ્ન એ છે કે વધારે દુઃખ શાનું લાગે છે? દુઃખનું કારણ નથી સમજાતું એ બુદ્ધિની ઊણપનું, કે દુઃખનું પોતાનું? જો દુઃખનું જ દુઃખ હોય તો સાધુ પુરુષોનું ઓસડ અજમાવવાનો સાચો પ્રયત્ન કરીએ; અને એ પ્રયોગ નિષ્ફળ જાય તો જ કાંઈક જુદા માર્ગને શોધીએ.

૬

"પરમાત્માએ આવું દુઃખભર્યું જગત શું કામ ઉપજાવ્યું? જો એણે જાણીજોઈને સુખદુઃખ નિર્માણ કર્યાં હોય તો એ નિર્દય અને પક્ષપાતી ઠરે છે; જો કેવળ સુખમય જગત એ નિર્માણ કરી શકતો ન હોય તો એ સર્વશક્તિમાન નથી એમ ઠરે છે: અથવા, ત્રીજો જ તર્ક કરવો હોય તો કોઈ ડાહ્યા, દયાળુ, સર્વશક્તિમાન પરમાત્મા વડે જગત ઊપજ્યું નથી,

પણ એ એની મેળે જ કોઈક જડ, નિર્ગુણ, આંધળી કુદરતની શક્તિમાંથી થયું છે, અને પરમાત્મા એ માત્ર કલ્પના જ છે એમ ઠરે છે:" આવી આવી શંકાઓ આજે ઠેકઠેકાણે કરવામાં આવે છે. આને લગતી ચર્ચા તાત્ત્વિક ચર્ચા સમજવામાં આવે છે.

વાસ્તવિક રીતે, આ તાત્ત્વિક જેવી ચર્ચાઓ છે; પણ તાત્ત્વિક નથી. જે ચર્ચાને પરિણામે તત્ત્વ — સાર — મળી શકે તે તાત્ત્વિક ચર્ચા. આ ચર્ચાનો નિર્ણય એક રીતે કરો કે બીજી રીતે કરો, બુદ્ધિને થોડો વખત કામ મળે એ સિવાય, એમાંથી બીજું કશું તત્ત્વ પ્રાપ્ત થઈ શકે એમ નથી.

પરમેશ્વરને નિર્દય કે પક્ષપાતી ઠરાવવાથી એ જગતમાંથી છૂટી શકાવાનું નથી, કે એ પરમેશ્વરને સજા કરી શકાવાની નથી. એને અશક્તિમાન ઠરાવીને કોઈ સર્વશક્તિમાન પરમેશ્વરને એને ઠેકાણે બેસાડી શકાવાનો નથી. પરમેશ્વરે જગતને નિર્માણ કર્યું જ નથી, એ એની મેળે જડ પ્રકૃતિમાંથી જ થઈ આવ્યું છે, એ નિર્ણય કરીનેયે આપણે એ પ્રકૃતિના તંત્રમાંથી છૂટી શકતા નથી. પરિણામે, બધી ચર્ચાઓની કિંમત અસંતોષી જીવનના બબડાટ અને ફરિયાદો સિવાય વધારે થતી નથી.

વેદાન્તે એવો નિર્ણય કર્યો છે કે જેવી રીતે કુંભાર માટીમાંથી ઘડો કરે, તેવી રીતે કંઈ કોઈ પરમેશ્વરે બ્રહ્માંડના ગોળા ઘડ્યા નથી. પરમેશ્વર એ વિશ્વથી જુદી કોઈ મહાબળવાન વ્યક્તિ નથી. પણ જે મૂળ મસાલામાંથી આ વિશ્વ નિર્માણ થયું છે, (અથવા, શાંકર મતે, 'ભાસે છે') તે મૂળ મસાલો તે જ પરમાત્મા. જગત પરમાત્મારૂપ જ છે. જેમ પાણીમાં

અનેક તરંગો, પરપોટા, આકારો ઊપજે છે અને શમે છે, જેમ એ તરંગો વગેરે ઊપજે કે ન ઊપજે, છતાં એ પાણી જ રહે છે, અને એક અગર બીજી જાતનો તરંગ ઊપજવાથી, ન ઊપજવાથી કે ઊપજીને શમવાથી પાણીના પોતાના સ્વરૂપમાં કશો ફેર પડતો નથી, તેમ જગતના આ વિવિધ આકારો ઊપજે, ન ઊપજે કે ઊપજીને પાછા શમી જાય, તેથી એ પરમાત્મામાં કશો ફેર પડતો નથી. આથી, પરમાત્માને પક્ષપાતી કે નિર્દય કહી શકાતો નથી; એ દુઃખ ઉપજાવીને પોતાના સ્વરૂપથી જુદી હોય એવી કોઈ વ્યક્તિને દુઃખી કરતો નથી.

પરમાત્મા સર્વશક્તિમાન નથી એવી તો કલ્પના જ કરવી શક્ય જોતો નથી; કારણ કે, એને છોડીને એનાથી સ્વતંત્રપણે કોઈ શક્તિ જાણી શકાતી નથી, ઉપજાવી શકાતી નથી, કલ્પી શકાતી નથી, રાખી શકાતી નથી. એમ કહો કે એ સર્વશક્તિમાન છે, પણ એ શક્તિ આપણા—એમાંથી જ ઊપજેલા—અંગત અહંકારને રુચે, અથવા આપણા નાનકડા મગજને જેમ સારુંનરસું લાગે તેમ કાર્ય કરતી નથી, પણ પોતે જ ઠરાવેલા કોઈ માર્ગે વર્તે છે. એટલે કે એ પરમ શક્તિ આપણી ઇચ્છાઓને વશ રહેતી નથી, પણ ક્યાંય પણ આપણને જ પોતાને વશ રાખે છે. એ આપણું અધીન નથી એટલું જ નહિ, પણ આપણને પોતાથી સંપૂર્ણ સ્વતંત્ર પણ રહેવા દેતી નથી.

પણ એ પરમાત્મશક્તિ જડ છે કે ચેતન છે? જાણે બુદ્ધિમાન હોય તેમ જગતમાં વર્તી રહી છે કે બુદ્ધિહીન, અંધની માફક અંધારામાં અથડાતી અથડાતી ચાલતી હોય

તેમ, અથવા યંત્રની જેમ કેટલાક ચીલાઓમાં જ કાર્ય કરે છે? બીજી રીતે કહીએ તો જે મૂળ મસાલાનું જગત બનેલું છે તે ચૈતન્યરૂપ પરમાત્મશક્તિ છે કે કુદરત અથવા પ્રકૃતિને નામે સમજાતી એક જડ શક્તિ જ છે?

ગમે તે રીતે વિચાર કરો, કેવળ જડ પ્રકૃતિમાંથી જગત નિર્માણ થયું છે એમ કહી શકાતું જ નથી. જ્ઞાન–બુદ્ધિ–આનંદ–સુખ–પ્રેમ ઇત્યાદિ — ટૂંકામાં ચેતના — આપણે અનુભવીએ છીએ અને સમજી શકીએ છીએ. આનો અર્થ જ એ થયો કે જે મૂળતત્ત્વમાંથી વિશ્વ નીપજ્યું છે તેમાં એ ચેતનાને નિર્માણ કરવાની શક્તિ રહેલી છે જ. જો મૂળતત્ત્વમાં એ નિર્માણ કરવાની શક્તિ જ ન હોય તો એ ક્યાંથી અસ્તિત્વમાં આવે? એટલે, મૂળતત્ત્વમાં બુદ્ધિ–જ્ઞાન–આનંદ–પ્રેમ ઇત્યાદિ બીજરૂપે રહેલું છે એમ સ્વીકાર્યા વિના છૂટકો જ નથી. આથી, મૂળતત્ત્વને કેવળ જડ કહી શકાતું નથી.

પછી, ગમે તો ભલે એમ માનો કે જગત ચૈતન્ય અને જડ એવાં બે તત્ત્વોનું બનેલું છે; જોઈએ તો એમ કહો કે એ બેમાંથી કોઈ ઠેકાણે એકલું ચૈતન્યતત્ત્વ હોય છે, કોઈ ઠેકાણે એકલું જડ હોય છે, અને કોઈ ઠેકાણે બન્ને હોય છે; અથવા જોઈએ તો એમ કહો કે બધે જ બન્ને હોય છે. પણ જગતમાં એક જ તત્ત્વ છે એવો જો તમારો નિર્ણય થતો હોય તો તે ચૈતન્યતત્ત્વ જ છે એમ કહ્યા વિના છૂટકો નથી. એ ચૈતન્યતત્ત્વને જ વેદાન્ત આત્મા કહે છે, પરમાત્મા કહે છે, બ્રહ્મ કહે છે, અને બીજાં અનેક નામો આપે છે.

બે તત્ત્વો છે એમ માનીને જોઈએ તો એમ કહો કે જેમ મણકાઓમાં થઈને દોરી જાય છે, તેમ એ ચૈતન્ય વિશ્વના અનંત પદાર્થોમાં પરોવાઈને અથવા વ્યાપીને રહ્યું છે; અને, જેમ વીજળી દીવા, પંખા, યંત્રો ઇત્યાદિમાં પસાર થઈ તે દરેકને તેની યોગ્યતા મુજબ ચલાવે છે અને તે પાત્ર દ્વારા તેની યોગ્યતા મુજબ પોતે પ્રગટ થાય છે, તેમ એ ચૈતન્ય જુદા જુદા પદાર્થોની લાયકાત મુજબ તેને ચલાવે છે અને તેમાં એક રૂપે કે બીજે રૂપે, ઓછું કે વત્તું વ્યક્ત થાય છે; અને, જડ નહિ, પરંતુ ચેતનરૂપ હોવાથી જ સુખ – દુઃખ, પ્રેમ – દ્વેષ, જ્ઞાન – જડતા વગેરેનું ભાન કરાવે છે.

અથવા, એક જ તત્ત્વ સ્વીકારીને, જોઈએ તો એમ સમજાવો કે જેમ સાકરની બિલાડી અને સાકરનો ઉંદર, એ બંને જ્યાં સુધી પાણીમાં ઓગળી એકરસ નથી થયાં, ત્યાં સુધી જ બિલાડી અને ઉંદર એવે જુદે નામે બોલાય છે, અને આકારે ભિન્ન છે એમ પરખાય છે; જેમ પાણીમાં ઊઠેલાં મોજાં એક, બે, ત્રણ એમ જુદાં જુદાં ગણી શકાય છે અને વર્તી શકાય છે, છતાં એમની જુદાઈ અને વ્યક્તિત્વ એ કાયમ ટકનારી વસ્તુ નથી; તેમ જગતના સર્વ જડ-ચેતન પદાર્થોનું વ્યક્તિત્વ એ કાયમ ટકનારી વસ્તુ નથી. ક્ષણે ક્ષણે એક પદાર્થ પોતાની ભિન્નતા છોડી બીજામાં ભળી જાય છે, અથવા એક જણાતા પદાર્થના બે ભિન્ન પદાર્થો બની જાય છે એમ આપણે જોઈએ છીએ. સજીવ સૃષ્ટિમાં એ વ્યક્તિત્વનો અંત, કેટલાક માને છે તેમ, દેહના નાશ પછી તુરત આવતો હોય, અથવા આપણે હિંદુઓ માનીએ છીએ તેમ જન્મમરણના ચક્રમાં રૂપાન્તર પામતો પામતો જેને

નિર્વાણ અથવા મોક્ષ કહે છે તેવી સ્થિતિએ પહોંચ્યા બાદ આવતો હોય, અથવા કોઈ ત્રીજી જ રીતનો એનો ક્રમ હોય, એટલું તો નક્કી જ જણાય છે કે એ વ્યક્તિત્વ કાયમ ટકનારી વસ્તુ નથી. જે જગતમાં જે કાંઈ વ્યક્ત થયેલું હોય તેવું કશું જ કાયમ ટકતું નથી, તેમાં વ્યક્ત થયેલો વ્યક્તિભાવ પણ કાયમનો શી રીતે હોય?

એટલું જ નહિ: જીવન આખાનો સૂક્ષ્મ વિચાર કરીને અને એનો અનુભવ લીધા બાદ જ્ઞાની–સંતપુરુષો કહે છે કે એ વ્યક્તિત્વ જાળવી રાખવાના આગ્રહને લીધે, અથવા એનું યોગ્ય કરતાં વધારે મહત્ત્વ માનવાને લીધે જ જગતમાં આસક્તિ, મોહ અને દુઃખનો વધારો થાય છે.

ચૈતન્યના અગાધ–અપાર સમુદ્રમાં ઊધઈ અને એથીયે ઝીણા તથા ઊતરતી પંક્તિના જીવોથી માંડીને મનુષ્ય સુધીના અનેક પરપોટા ઊપજે છે, અને પાછા એમાં જ શમે છે. એ પરપોટારૂપે દેખાય છે ત્યારે પણ એ સાગરથી ભિન્ન નથી, અને શમે છે ત્યારે તો નથી જ. ચૈતન્યમાંથી ઊપજેલા હોવાથી એમાં વ્યક્તિપણાનું ભાન છે, અનુભવો છે, સ્મૃતિ છે, તુલનાશક્તિ છે, જ્ઞાન છે. આ બધાંને લીધે કોઈ અનુભવો એને અનુકૂળ લાગે છે, કોઈ પ્રતિકૂળ લાગે છે, અને તેથી વિવિધ લાગણીઓ અનુભવે છે. એ અનુભવો, સ્મૃતિઓ તથા લાગણીઓને આધારે એ પોતાના જીવન દરમ્યાન — એટલે પોતાના ન શમેલા વ્યક્તિત્વ દરમ્યાન — અમુક અમુક રીતે વર્તે છે, અને સુખદુઃખ અનુભવે છે. પણ એમાંનું કશું જ ટકતું નથી. એ ચૈતન્યમાં રહેલી અપરંપાર શક્તિ એક ક્ષણ પણ ક્રિયા વિનાની રહેતી

જણાતી નથી. સદૈવ ક્રિયા કર્યા જ કરતી હોવાથી, એમાં નિરંતર ફેરફાર થયા જ કરે છે. એમાં સુખનો અનુભવ થતો હોય તો તે પણ સરવાળે ક્ષણિક જ રહે છે, અને દુઃખનો થતો હોય તો તે પણ ક્ષણિક જ રહે છે.

૭

એવી એ ચૈતન્યશક્તિ ક્યાંથી આવી, ક્યાં સુધી રહેશે, શું કામ છે, કયા પ્રયોજનથી ક્રિયા કરે છે — એ આપણે જાણતા નથી. એ ન હોત તો શું બગડી જાત — એ પ્રશ્ન નકામો છે, કારણ કે એને 'છે' તે 'નથી' કરી શકાવાની નથી. સુખરૂપ કહો, દુઃખરૂપ કહો, સંસાર છે તે નથી થઈ શકવાનો નથી. ગીતામાં કહ્યું છે તેમ — "આવતી કાલ સુધી પણ ન ટકનારું, છતાં સારી પેઠે જબરા થયેલા મૂળવાળું આ જગત એવું છે કે એનું યથાર્થ સ્વરૂપ જોઈ શકાતું નથી; એને અંત નથી, આદિ નથી, મજબૂત પાયો પણ નથી." (ગીતા અ૦ ૧૫, શ્લો. ૩.)

પણ, સરવાળે, સંસારનું હોવું જીવને અરુચિકર લાગતું નથી એમ માનવાને કારણ છે. વિશ્વની કે આત્માની હયાતી બોજારૂપ છે એમ જે માને છે, તે કેવળ એમાં જણાતાં દુઃખથી કંટાળીને જ. જો એમાં વિશેષ સુખ હોય તો જીવમાત્રને એનું હોવું રુચિકર જ લાગે છે. વળી, દુઃખની ગમે તેટલી ફરિયાદ કરવામાં આવે, સંસારની અસારતા સમજવામાં આવે, છતાં કરોડો જીવોમાંથી એકાદ જીવ જ એથી છૂટવા ઇચ્છા કરે છે. સુખની આશાને લીધે, કે અવ્યક્ત દશામાં જવા કરતાં વ્યકત દશામાં રહેવામાં વધારે સલામતી કે સુખ લાગતાં

હોય તેને લીધે, ગમે તેવા નરકમાં સબડતા હોય છતાં જીવો જીવનને — સંસારને — ચાહે છે એમ આપણે જોઈએ છીએ.

ઊધઈનું જીવન, આપણી દૃષ્ટિએ, કેવું અણગમતું છે એ આપણે બારીકાઈથી જોયું. છતાં, ઊધઈને એ જીવનનો અંત આણવો ગમતો નથી એ આપણે જોઈએ છીએ. જીવમાત્રમાં આપણે એ જ જોઈએ છીએ. સુખદુઃખને વધારે તીવ્રપણે અનુભવી અને યાદ રાખી શકનારા અને વિચાર કરી શકનારા માણસમાંયે એ જ જોવામાં આવે છે. રક્તપિત્તિયા, ક્ષયી, દમિયલ, લકવાથી પરવશ થયેલા, એક વાર પણ પેટ ભરીને ખાવાનું ન મેળવી શકનારા માણસમાંયે દેહને ટકાવી રાખવાનો, પોતાના વ્યક્તિપણાનો ન છૂટકે જ નાશ થવા દેવાનો આગ્રહ જોઈએ છીએ. એટલી જીવને પોતાની વ્યક્ત દશા માટે આસક્તિ છે. એટલું જ નહિ; પોતાનું જીવન સાવ દુઃખમાં જ ગયું હોય છતાં પોતાનો વંશ ચાલુ રાખવાની આકાંક્ષાયે જોઈએ છીએ. મર્યા બાદ પણ પોતાનું વ્યક્તિત્વ સાવ નહિ ટળી જાય,— ભૂત થઈને, પુનર્જન્મ પામીને, કયામતને દિવસે સ્વર્ગમાં કે નરકમાં, ક્યારેક પણ, કોઈક રીતે, એનું વ્યક્તિત્વ સચવાશે અને આજના જેવું જ અથવા વધારે સારી રીતે અનુભવાશે એવી કલ્પના એણે કરી રાખી છે, અને એ આશા એને પ્રિય લાગે છે. આ બધું બતાવે છે કે નિર્વાણની — પોતાના વ્યક્તિગત અહંકારનો વિલય કરી નાંખી અવ્યક્તમાં, અથવા પેલા નામરૂપ વિનાના 'નેતિ નેતિ' પરમાત્મામાં ભળી જવાની — ઇચ્છા કરોડોમાંથી એકાદને જ થાય છે. કરોડોને તો જીવનનાં દુઃખ અળખામણાં લાગતાં હોય છતાં એવાં અસહ્ય લાગતાં નથી કે જેથી જીવનનું નિર્વાણ થવાની ઇચ્છા થાય.

આથી, જીવનથી વૈરાગ્ય પામેલી એકાદ બે વ્યક્તિઓએ પોતાની ભાવનાના અથવા જ્ઞાનદૃષ્ટિના ગજથી સંસારનું માપ કાઢવું ઉચિત નથી. જીવોને વધારે સુખની અભિલાષા હોય છે, દુઃખ ન હોય એમ ચાહે છે, છતાં નિર્વાણની અભિલાષા નથી તે પરથી એમને જીવનમાં કાંઈક રસ કે પ્રયોજન મળી રહે છે એમ માનવાને હરકત નથી.

અને, જ્ઞાનીઓએ પણ સંસારમાં રહેલાં દુઃખ પર જ શું કામ ભાર મૂકવો જોઈએ? દરેકને કાંઈક સુખનોયે અનુભવ થાય છે જ એ શું કામ ભૂલવું જોઈએ? દુઃખ પણ ટકતું નથી એ વાત જ્ઞાની કેમ ભૂલી જાય?

વેદાંતે જે નિશ્ચય કર્યો છે તે આ રીતે પણ બરાબર જ જણાય છે: આત્માને—ચૈતન્યને—પોતાનું અસ્તિત્વ દુઃખરૂપ લાગતું નથી; પોતે તો સુખરૂપ અથવા દુઃખથી રહિત છે એમ લાગે છે. વિશેષ પ્રકારની સુખ કે દુઃખની જે વેદનાઓ થાય છે, તે આજુબાજુની પરિસ્થિતિમાં અને ઉપરના વેશોમાં રહેલી સગવડઅગવડને લીધે છે. જેને સુખ કે દુઃખ માનીએ છીએ, તે વસ્તુતઃ સ્વતંત્રપણે સુખ કે દુઃખ નથી, પણ તે તે સંજોગોની સગવડો કે અગવડો છે. અને તે સગવડ-અગવડો, એકંદર સરવાળે, એક ગુણ ધરાવનારી નથી, પણ બન્ને ગુણો ધરાવનારી છે. એટલે કે, દરેક સગવડમાં કાંઈક અગવડ રહેલી છે જ, અને દરેક અગવડમાં કાંઈક સગવડ પણ રહેલી છે જ. કોઈક વાર અગવડ નજીવી લાગે છે, કોઈ વાર સગવડ નજીવી લાગે છે—એટલું જ.

આ દૃષ્ટિએ, એ સગવડઅગવડો ક્ષણિક છે એમ સમજી તેને સહન કરી લેવી, અને પોતામાં આજે અનુભવાતું

વ્યક્તિપણું કાયમ ટકવું જોઈએ જ એ વાસના છોડી દેવી, અને એ રીતે સંસારમાં રહેવું પડે ત્યાં સુધી રહી, આજની ઘડી સુધારી લેવી એથી વિશેષ કાંઈ—સાચી રીતે—કરવું શક્ય નથી, અને વધારે લાંબી યોજનાઓ કે કલ્પનાઓ ઘડવામાં સાર નથી.

૮

ગીતાની ભાષામાં આ સાંખ્યની, એટલે જ્ઞાનની, દૃષ્ટિ થઈ.

ભક્તની દૃષ્ટિ પણ છે તો એ જ, પરંતુ એની ભાષા કાંઈક જુદા સ્વરૂપની રહે છે. સામાન્ય માણસોને, જાણે એ વધારે સહેલી અને સમજી શકાય એવી હોય તેમ, એ પ્રિય લાગે છે.

વ્યક્તિત્વ વિનાના ચૈતન્યસાગરમાં વ્યક્તિપણાના ભાન-વાળા જીવો ઊપજે છે, રહે છે અને નાશ પામે છે, અને તે કાળે, જાણે એ વ્યક્તિપણું સદૈવ રહેશે એમ સમજે છે: પરંતુ એ વ્યક્તિપણાના ભાનને ક્ષણિક માની એનો આગ્રહ —અહંકાર—છોડી દેવો, અને અપારના એક અવયવરૂપે રહેવું:—આ જ્ઞાનીની ભાષા છે.

ભગવાનને શરણે રહેવું, અને પોતાની સર્વ ઇચ્છાઓ—વાસનાઓ—છોડી દેવી, એટલે કે, એની સિદ્ધિ માટેનો આગ્રહ છોડી દેવો અને ભગવાન જેમ અને જ્યાં સુધી રાખે તેમ રહેવું—એવી ભક્તોની ભાષા છે.

સર્વવ્યાપી ચૈતન્યને અધીન કહો, ભગવાનને અધીન કહો, કુદરતને અધીન કહો,—સમજુ માણસને, સરવાળે, બધાનો અર્થ એક જ થાય છે; અણસમજુને બધે જ

ગોટાળો થાય છે. બધાનો અર્થ જડ દેહાભિમાનને અને પોતાની અંગત વાસનાઓને ઓછાં કરવાં, એ બધાંને માટે વધારે નિરાગ્રહ રહેવું—ગીતાની ભાષામાં, વધારે ને વધારે નિષ્કામ કર્મ કરવાવાળા થવું—એ જ છે.

૯

કુદરતે કોઈ પ્રાણીને વધારે અનુકૂળતાઓ આપી છે, કોઈને ઓછી આપી છે; માણસ એ પ્રકૃતિનું સાવકું બાળક છે, એવું કહેવાની પશ્ચિમની હાલની પ્રજાઓને ટેવ પડી છે. પૂર્વની કહેવાતી પ્રજાઓ (પણ સાચું પૂછતાં ગરમ દેશોમાં રહેતા આપણે), આપણા મુલકોમાં કુદરતે ઉદાર હાથે નિર્વાહનાં સાધનો બક્ષેલાં છે તેને લીધે હોય અથવા અન્ય કોઈ કારણને લીધે હોય, આ મનોવૃત્તિ બરાબર સમજી જ શકતા નથી. પ્રોફેસર બેલી કહે છે તેમ—"પૂર્વમાં માણસ પોતાની અને કુદરત વચ્ચે વિરોધ જોતા નથી. જેમ એક છોડ એની આજુબાજુના પ્રદેશ સાથે એકરૂપ હોય છે, તેમ માણસ પોતાને વિશ્વનો એક ભાગ જ સમજે છે. આ ભાવના એટલી બધી પોષાયેલી છે કે માનવજીવન એ વિશ્વની સમગ્ર જીવનસરિતાનો જ એક પ્રવાહ છે એમ તેને લાગે છે."[૧]

પશ્ચિમના વિદ્વાનોની આવી વૃત્તિમાં દેખીતો વિરોધ લાગે છે; એટલું જ નહિ, પણ હકીકતે પણ એ વૃત્તિ ભૂલ-ભરેલી લાગે છે.

---

૧. શ્રી. રાધાકૃષ્ણનના The Philosophy of Rabindranath Tagoreમાંથી ઉતારો: પા. ૧૪ નોંધ.

એક બાજુથી વૈજ્ઞાનિકો એમ કહે છે કે આજે જુદી જુદી જાતની જીવયોનિઓના જે ભેદો જણાય છે, તે મૂળે સૂક્ષ્મ એકકોશવાળા જીવોમાંથી આજુબાજુના સંજોગો અને પરિસ્થિતિને અનુકૂળ કરવાના અને થવાના પ્રયત્નમાંથી અનેક યુગોને પરિણામે ઊપજ્યા છે. પોતાના જીવનનો નિર્વાહ કરવા માટે જે જે જીવોને જે જે રીતો અનુકૂળ થાય એમ હતું, પોતાના શરીરમાં જે જે ફેરફારો આવશ્યક હતા, તે માટે બીજા સૂક્ષ્મ જીવો સાથે જે રીતે યૂથો રચવા, સહકાર કરવો, કાર્યની વહેંચણી કરવી, અથવા તેમને હરાવવા, મારવા કે ખાવાની જરૂર હતી, તે તે બધું કરીને એ જીવોએ પોતાની આજની યોનિદશા પ્રાપ્ત કરી છે. એ વિકાસ કોઈ વાર ઇરાદાપૂર્વક અને કોઈ વાર અજાણ્યે સધાયો છે, કોઈ જીવે પોતાના શારીરિક કદને, તો કોઈકે એકાદ અવયવને જ, કોઈએ કર્મેન્દ્રિયોની શક્તિઓને, તો કોઈકે જ્ઞાનેંદ્રિયોની શક્તિઓને, કોઈકે મન કે બુદ્ધિતત્ત્વની અપાર શક્તિઓમાંથી એક વા વધારેને — એમ જે જે દિશામાં વિકાસ સાધવાથી જે જે જીવને પોતાનો નિર્વાહ સગવડભર્યો થયો તે દિશામાં તે જીવે એને જાણીને કે સહજપણે સાધ્યો.

મનુષ્યને, જાણ્યે વા અજાણ્યે, પોતાના બુદ્ધિતત્ત્વને ફાલવા દેવામાં જ જીવનધારણ માટે વધારે અનુકૂળતા જણાઈ, એટલે એનું એ તત્ત્વ વધારે જોરમાં ફાલ્યું, અને શરીરના બીજા ભાગોની શક્તિઓ પ્રમાણમાં મર્યાદિત રહી, અથવા કુંઠિત પણ થઈ. જે સંસારમાં પરિપૂર્ણ સગવડ કે અનુકૂળતાઓ છે જ નહિ, તે સંસારમાં વધારેમાં વધારે સગવડ કે અનુકૂળતાઓ કોણ માગવે છે એ દૃષ્ટિએ જ

આપણે વિચાર કરવો જોઈએ. એ દૃષ્ટિએ, શરીરના બીજા અવયવો કરતાં બુદ્ધિતત્ત્વ જ વધારે ખીલે એવી પરિસ્થિતિમાં મનુષ્યને મૂકવા માટે કુદરતને દોષ દઈએ, અને એણે મનુષ્યને પોતાનું અણમાનીતું બાળક ગણ્યું એમ કહીએ, તો એ નિરંતર અતૃપ્ત રહેનારી તૃષ્ણાનું લક્ષણ નથી કે ?

સદા અતૃપ્ત સ્વભાવ, કદી સંતુષ્ટ ન થવું, નિરંતર બબડયા કરવું અને લાલસા વધાર્યા જ જવી — એ મનુષ્યયોનિની જ વિશેષતા છે એમ કહી શકાય ખરું: અને ભગવાને કે કુદરતે એ સ્વભાવ માણસજાતમાં મૂકી માણસ પર ભારેમાં ભારે શાપ ઉતાર્યો છે એમ જો કહેવું હોય તો, — બબડવાથી જે કાંઈ સમાધાન મળે છે તે મેળવવા માટે — ભલે કહીએ. વાસ્તવિક રીતે તો, એ પણ કોઈ પણ શક્તિનો અમર્યાદ વિકાસ થવાથી જે અગવડો અથવા દુ:ખો ઊભાં થાય છે, તેનું જ પરિણામ છે. આગિયાએ સ્વયંપ્રકાશ થવામાં સાધેલો વિકાસ એના મોતનું કારણ થાય છે; ઘોડાની દોડવાની ભારે શકિત એની ગુલામીનું કારણ છે; પક્ષીઓનાં સુંદર પીછાં તેનો શિકાર કરાવે છે; ઊંટની ગળાની કોથળી તેનો નાશ કરાવે છે; આમ દરેક પ્રાણીએ જે કાંઈ હદ બહાર વિશેષતા સાધી છે તે વિશેષતા જ એને કંઈ ને કંઈ અગવડનું કારણ થાય છે. મનુષ્યે બુદ્ધિને ખૂબ વધારી તેથી એની તૃષ્ણા પણ અમર્યાદ થઈ છે અને, તેથી, એનાં દુ:ખો પણ અમર્યાદ બન્યાં છે, અને બીજાં કોઈ પણ પ્રાણી કરતાં વધારે પ્રમાણમાં એનામાં સ્વજાતિશત્રુતા — પોતાની જ યોનિ સાથે દુશ્મનાવટ — આવી છે.

નહિ તો, હકીકતે તો, માણુસ કુદરતનું અણુમાનીતું બાળક છે એમ કેમ કહી શકાય? જીવમાત્રને મોખરે એ આજે રહેલો છે; જેના પર માણુસની વક્રદૃષ્ટિ થાય તેને ભારેમાં ભારે હાનિ પહોંચાડી ન શકાય એવું એકે પ્રાણી કે વનસ્પતિ જગતમાં નથી. જળમાં, સ્થળમાં કે આકાશમાં ક્યાંયે એવો એકે જીવ નથી કે જેને મનુષ્ય અધીન ન કરી શકે, અથવા એનો નાશ ન કરી શકે. અરે, જે કુદરતમાંથી એ ઊપજ્યો છે, તે કુદરત પણુ એની ગુલામી કરી રહી છે અને દિવસે દિવસે પોતામાં રહેલી અનંત શક્તિઓને તેની સેવામાં તેને ખડી કરવી પડે છે.

૧૦

દરેક જીવે કોઈક પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત કરી છે. એ સિદ્ધિઓ બે જાતની છે: અંગભૂત—એટલે, પોતાના શરીરના અંગરૂપે જ વધેલી; અને બાહ્ય—એટલે, બુદ્ધિથી બહાર નિર્માણુ કરેલી. ઊધઈએ—અથવા, મનુષ્ય સિવાય ઇતર સર્વ જીવોએ—જે કાંઈ વિશેષ સિદ્ધિઓ મેળવી છે, તેને પોતાના શરીરમાં જ પ્રગટાવી છે: કરોળિયો પોતાનું ઘર બનાવવા પોતાના શરીરમાં જ તાંતણો ઊપજાવે છે; મધમાખી મીણુ; કાંગારુ પોતાનાં બચ્ચાં સાચવવા પોતાના શરીરમાં જ કોથળી રાખે છે, અને ઊંટ, પાણી સંઘરવા; અનેક જાતનાં તીડો પોતાની રક્ષા માટે જે ઝાડ પર રહેતાં હોય તેનાં પાંદડાં જેવો જ પોતાના શરીરનો દેખાવ સાધે છે; શાહમૃગે સાઠ માઈલની ઝડપ પોતાના જ પગમાં નિર્માણુ કરી છે; આગિયાએ પોતાનો દીવો પોતાની પૂંછડીએ જ લટકાવ્યો છે; લક્કડખોદ ભમરીઓનું કાણું પાડવાનું ઓજાર, અને પેલી

લંકાની ઊધઈઓની પિચકારીઓ એમનાં શરીર સાથે જ વસે છે.

ભારતવર્ષના યોગજિજ્ઞાસુઓ પણ આવી અંગભૂત સિદ્ધિઓ પ્રાપ્ત કરવા મથતા. તેઓ દૂરદર્શન, દૂરશ્રવણ, અણિમા, લઘિમા ઇત્યાદિ સિદ્ધિઓ પોતાના શરીરમાં પ્રાપ્ત કરવા મથતા. એમાં એમને કેટલો યશ મળ્યો હતો એ વિષે ભલે શંકા હોય, પણ એમની અભિલાષા અને એમનો યત્ન સ્વાધીન સિદ્ધિ માટે હતો એમાં શક નથી.

સામાન્ય માણસો, વૈજ્ઞાનિકોની જેમ બાહ્ય સિદ્ધિ માટે પ્રયત્નશીલ હોય છે. ભલે કોઈ માણસ દોડવામાં ઘોડા જેટલી ચપળતા મેળવવા પુરુષાર્થ કરી તે પ્રાપ્ત કરે, સામાન્ય માણસો વાહન દ્વારા જ એ કાર્ય સિદ્ધ કરવા મથે છે; ભલે કોઈ કુશળ વહોરો આંખ બંધ કરી ગોળ પતરું કાપી કાઢવા શક્તિમાન હોય, સામાન્ય માણસો કરણી (કંપાસ) વડે આંકીને જ એને કાપે છે; ભલે કોઈ માણસના દાંત દોરડું કાપી શકે એવા મજબૂત હોય, ઘણાખરા માણસો કાતર કે ચાકુનું સાધન જ નિર્માણ કરે છે. એ પ્રમાણે ભલે કોઈ યોગી દૂરદર્શન, દૂરશ્રવણ, શીઘ્રગમન, ઊડવું, હલકા થવું, ભારે થવું ઇત્યાદિ સિદ્ધિ ધરાવનારો છે એમ પુરવાર થાય, સામાન્ય માણસો એ કાર્યો સિદ્ધ કરવા માટે ટેલિસ્કોપ, ટેલિફોન, આગગાડી, વિમાન વગેરે બાહ્ય સાધનો દ્વારા જ એ શક્તિઓ સિદ્ધ કરવા મથે છે.

પણ બીજા જીવોએ પ્રાપ્ત કરેલી સિદ્ધિઓ એમને જન્મસિદ્ધ બની છે. એ મૂળથી જ જન્મસિદ્ધ હશે એમ માનવાને કશું કારણ નથી; એ જન્મસિદ્ધ થઈ છે એ કાંઈ

નિષ્કારણ નથી. વાત એ છે કે એ જીવોની સિદ્ધિઓ એમના નિર્વાહ માટે અનિવાર્ય છે. ઊધઈના સૈનિકોનાં જડબાં કે પિચકારી ભાંગી જાય તો એ જાતિ જીવી જ ન શકે; રણમાં રહેતું એકાદ ઊંટ ટૂંકગરદનિયું કે કોથળી વિનાનું જન્મે તો એ મરી જ જાય; પેલી ભમરીને જો શસ્ત્રવૈદ્યનું જ્ઞાન ન હોય તો એનો વંશ ચાલે જ નહિ.

જીવનનિર્વાહ માટે જેટલી બુદ્ધિની આવશ્યકતા છે, તેટલી દરેક જીવને મળે છે જ. આથી, જ્યારે કોઈક જીવને એમ જણાયું હશે કે અમુક અમુક પ્રકારની શક્તિ પોતાની ઇંદ્રિયોમાં પ્રગટ થયા વિના એને જીવવું અશક્ય છે, ત્યારે એના અંતરમાં ભારે મન્થન ચાલ્યું હશે અને એ મન્થનને પરિણામે એ શક્તિ એનામાં પ્રગટ થઈ હશે. એ મન્થન શરૂઆતમાં કદાચિત્ ઘણી પેઢીઓ સુધી ચાલ્યું હોય એમ સંભવિત છે. વળી, પરિસ્થિતિ બદલાતાં એ શક્તિ વગર વપરાયેલી રહેવાથી કુંઠિત થઈ ગઈ હોય એમ પણ સંભવિત છે.

માણસજાતમાંયે જીવનનિર્વાહ માટે જેટલી બુદ્ધિની અત્યંત જરૂર છે તેટલી બુદ્ધિ સામાન્યપણે દરેકમાં હોય છે જ; અથવા એમ કહો કે સાધારણ બુદ્ધિવાળો માણસ જેટલાં સાધનો નિર્માણ કરી શકે, તેટલાં પર જીવનનિર્વાહ સારી રીતે થઈ શકે. આજના વૈજ્ઞાનિક યુગ પહેલાં હજારો વર્ષ સુધી માનવજાતનો એટલા પર જ સારી રીતે ગુજારો થતો હતો; અને, આજના સુધરેલા ગણાતા જગતમાંયે માણસજાતનો અર્ધથી વધારે મોટો ભાગ હજુ સામાન્ય બુદ્ધિ દ્વારા નિર્માણ થયેલાં સાધનોથી જ પોતાનો નિર્વાહ કરે છે.

પણ મનુષ્યસમાજમાં દરેક જમાનામાં થોડાક મૂઠીભર માણસો કાંઈક વિશેષ બુદ્ધિવાળા જન્મે છે. જોકે બુદ્ધિની તીવ્રતા સાથે તૃષ્ણા પણ વધારે બળવાન હોય જ એવો કાંઈ નિયમ નથી, છતાં મોટે ભાગે તો બુદ્ધિની વિશેષતા સાથે તૃષ્ણાનીયે એમનામાં વિશેષતા જણાય છે. આથી તેઓ બીજાના કરતાં વધારે સાધનો નિર્માણ કરે છે, અને તે દ્વારા કાં તો બીજાને લૂંટે છે અને પજવે છે અથવા તેનો મોહ બીજાને પણ લગાડે છે. આ રીતે, માનવસૃષ્ટિના દુઃખનો મોટો ભાગ તો થોડાઓની વિશેષ બુદ્ધિ અને વિશેષ તૃષ્ણા જ થાય છે. બધાની જ બુદ્ધિ જીવનનિર્વાહ માટે એની જેટલી જરૂર છે તેટલી જ હદમાં મર્યાદિત રહેતી હોત તો મનુષ્ય-સમાજનો મોટો ભાગ દુઃખમાં સબડતો હોત એમ માનવાને આધાર જણાતો નથી.

૧૧

માણસનાં મગજ દશગણાં કે સોગણાં વધારે મોટાં થાય તો તેથી માણસજાત વધારે સુખી જ થશે, અથવા જગતનાં તત્ત્વને અને પ્રયોજનને વધારે સારી રીતે સમજી શકશે એમ માનવાને મને કાંઈ કારણ લાગતું નથી. માણસે બુદ્ધિથી જે કાંઈ જાણ્યું કે ખોળ્યું છે એ ઘણુંખરું છૂટી છૂટી શક્તિઓ કે હકીકતોનું જ્ઞાન છે; વેદાન્તની ભાષામાં કહીએ તો પ્રકૃતિ કે માયાનું જ્ઞાન છે. પણ અનેક પ્રકારની વિદ્યાઓને શોધી શોધીને અંતે મૂળ તત્ત્વ અથવા પ્રયોજનની બાબતમાં એનો વિચાર કઈ દિશામાં ઢળે છે? એક બાજુથી એને એમ લાગે છે કે પ્રકૃતિ એટલી અનંત અને વિશાળ છે કે એનું જ્ઞાન હમેશાં નજીવું જ રહેવાનું; અને બીજી બાજુથી એ એવો પણ નિર્ણય

કરતો જણાય છે કે મૂળને જાણવા માટે વધારે ને વધારે વિદ્યાઓ અને શાસ્ત્રોનાં જ્ઞાનની જરૂર નથી પણ, ઊલટું, જ્ઞાન-માત્રને—ભાનનેયે—છોડવાની જરૂર છે. પોતાને એ જ્યાં સુધી સૃષ્ટિથી જુદો, સૃષ્ટિનો જાણવાવાળો—જ્ઞાતા—સમજ્યા કરે છે, સૃષ્ટિના તત્ત્વને જ્યાં સુધી પોતાનું જ્ઞેય સમજી તેને બાહ્યપણે શોધવા મથ્યા કરે છે, ત્યાં સુધી જ એ પ્રકૃતિમાં ગૂંચવાયા કરે છે અને નિજતત્ત્વથી અલગ રહે છે.

આપણે જાણીએ છીએ ત્યાં સુધી, મનુષ્ય સિવાયના જીવો એવી ખટપટમાં પડતા નથી, તેથી એક રીતે એ નિજ-તત્ત્વની વધારે નજીક છે, એ મેટરલિંકની કલ્પના અંશતઃ સાચી છે: પણ, એમાં એક ફેર છે. એ આત્મતત્ત્વની વધારે નજીક છે, અથવા એમને પોતાના વ્યક્તિપણાનું ઓછું ભાન કે અભિમાન છે, એ કાંઈ વિચારપૂર્વક કે જ્ઞાનપૂર્વક નથી; પરંતુ, જન્મસિદ્ધ—સહજપણે—અને તેથી મૂઢપણે છે. જેમ બાલ્યાવસ્થાની નિર્દોષતા અને સરળતા મીઠી છે, છતાં એ મૂઢપણે હોવાથી એના ગર્ભમાં પાપનાં બીજ વસે છે અને એ ટકતી નથી; અથવા જેમ ગાઢ નિદ્રા એ સહજપણે નિર્વિકલ્પ અવસ્થા જેવી છે છતાં એને નિર્વિકલ્પતા ન કહી શકાય, કારણ એમાં અજ્ઞાનનો સંહાર નથી; તેમ જીવમાં રહેલું વ્યક્તિપણાનું ઓછું અભિમાન એ મૂળની નજીકની લાગે છતાં તેવી સ્થિતિ ન હોવાનો સંભવ છે. એ તો જેમ આબુ પર્વત એક માઈલથી પણ ઓછો ઊંચો હોવા છતાં એની તળેટીથી શિખર સુધી પહોંચવા માટે લગભગ વીસ માઈલનો પંથ કાપવો પડે છે, અથવા જેમ કૂંડાળામાં શરૂનું સ્થાન છેવટના સ્થાનની જોડાજોડ જ છતાં આખા કૂંડાળાનો ઘેરાવો ફરવાનો રહે છે,

તેના જેવી એ નિકટતા કહી શકાય. વિચારથી અને પ્રયત્નથી અને તેટલા નિરહંકાર બનવું એ બહુ કઠણ હોવા છતાં એ શિખર નજીકની અથવા છેડા આગળની સ્થિતિ કહી શકાય, અને તે વધારે પસંદ કરવા જેવી ગણાય.

આથી, ફેરા ખાઈનેયે છેવટે તો ઊધઈ કે બાળકના જેવા બનવાનું તો છે જ. પણ એ દરેકને સ્વબુદ્ધિથી અને સ્વપ્રયત્નથી સૂઝે ત્યારે. એ સૂઝવા માટે બુદ્ધિનું બળ અપાર થવાની જરૂર છે એમ નહિ કહી શકાય; પણ બુદ્ધિ યોગ્ય પ્રકારની થવાની જરૂર છે એ સાચું. અને તે હેતુ દશગણું કે સોગણું મગજ મોટું થવાથી સરે એમ મને લાગતું નથી. બુદ્ધિ અને મગજનો સંબંધ આપણે બરાબર સમજ્યા નથી એમ મને લાગે છે. વીજળીની જેમ બુદ્ધિ એક શક્તિ છે. વીજળી દીવા, પંખા, તાર વગેરે મારફત ભલે પ્રગટ થયેલી જણાય; ભલે તેના પ્રવાહનું જોર કેટલો મોટો દીવો, પંખો કે કારખાનું તે ચલાવી શકે છે તે પરથી માપવામાં આવે. પણ નાનકડા દીવામાં અને મોટા યંત્રમાં પ્રવેશતી વીજળી જુદી નથી, નાની-મોટી પણ નથી. તેમ ન્યૂટન અને પાસ્કલના, સાધારણ માણસના, પશુ-પંખીના કે જીવ-જંતુના જીવનને ચલાવનારી બુદ્ધિ પદાર્થરૂપે જુદી નથી, નાની-મોટી પણ નથી. પ્રાણીઓનાં મગજ — જ્ઞાનતંતુઓની વ્યવસ્થા — એ તો કેવળ તાર, ડિનેમો અને બેટરીઓ જેવાં એને પ્રગટ થવાનાં અને સંગ્રહ કરવાનાં સાધનો છે. મગજનો ઉપયોગ જ્ઞાનેંદ્રિયો દ્વારા મળતી વિવિધ માહિતીઓનો પોતાના સંસ્કારો પ્રમાણે સંગ્રહ કરવાનો અને પ્રગટ કરવાનો છે. એવો જે કાંઈ સંગ્રહ હોય તેને બુદ્ધિ તર્કબદ્ધ અને વ્યવસ્થિત કરી આપે છે. જે

માણસનાં મગજમાંથી નીકળતી વ્યવસ્થા આપણા મગજની વ્યવસ્થાને મળતી કે પોષણ આપતી માલૂમ પડે છે, તેને આપણે બુદ્ધિમાન હોવાનું પ્રમાણપત્ર આપીએ છીએ. પણ આપણા સંસ્કારો જુદા પ્રકારના હોય તો તે વ્યવસ્થા (વિચારપ્રણાલી) આપણને સુસંગત લાગતી નથી, અને તેને આપણે બુદ્ધિહીનતા માનીએ છીએ. સાચું પૂછતાં, આ બન્ને પ્રદર્શન સંસ્કારો અને માહિતીની વ્યવસ્થાનાં છે, બુદ્ધિનાં નથી. બુદ્ધિ એથી વધુ સૂક્ષ્મ છે, અને તે મગજમાં માહિતીઓનો ખજાનો ભરાય અને ઇંદ્રિયો દ્વારા તેનું વ્યવસ્થિત પ્રદર્શન કરવાની શક્તિ આવે તે પહેલાંયે બરાબર કામ કરતી હોય છે. બુદ્ધિનું કામ બરાબર ચાલતું હોય છે માટે જ પ્રાણીઓ અને બચ્ચાં માણસોને અને પદાર્થોને ઓળખતાં, અવાજને પારખતાં, અને ભાષા ગ્રહણ કરતાં શીખે છે. દશગણું કે સોગણું મગજ અનેકગણી વધારે માહિતીઓ સંઘરી શકશે, અને જો તેની સાથે ઇંદ્રિયોની શક્તિઓ પણ ખીલી હશે, તો અનેક રીતે તેનું વ્યવસ્થિત પ્રદર્શન કરી શકશે. પણ તેની ગ્રાહ્યાગ્રાહ્યતા તે માણસના અને આપણા સંસ્કારો વચ્ચે કેટલું મળતાપણું છે તે પર આધાર રાખશે. અને તેની સત્યાસત્યતા એ સંસ્કારોની શુદ્ધતા પર આધાર રાખશે. મગજ જેમ બુદ્ધિને નિર્માણ કરતું નથી, તેમ સંસ્કારોને પણ નિર્માણ કરતું નથી. પાછળથી ભલે તેમાં સુધારો-વધારો થવામાં તેની મદદ થાય. સંસ્કારોને પણ બુદ્ધિ નિર્માણ કરતી નથી. તે વારસો, પૂર્વજન્મ કે વાતાવરણમાંથી ઘડાય છે. જેમ વીજળી દીવો સળગાવે છે, પણ નિર્માણ કરતી નથી તેમ બુદ્ધિ તેને પ્રગટ કરે છે, પણ નિર્માણ કરતી નથી.

સંસ્કારોની શુદ્ધતા લાવવાની શક્તિ વિજ્ઞાનમાં કે તર્કમાં છે જ એમ ન કહેવાય. ભારેમાં ભારે વિજ્ઞાનશાસ્ત્રીમાં, તર્કશાસ્ત્રીમાં કે માનસશાસ્ત્રીમાંયે એ ન હોય, અને જડ જેવા લાગતા એકાદ ભીલમાં એ હોય પણ ખરી. એ શુદ્ધતા ચારિત્રની શુદ્ધિમાંથી, હૃદયની વિશાળતામાંથી, જગતને ભોગવવાની વૃત્તિમાંથી નહિ, પણ રાજીખુશીથી એને માટે ઘસાવાની વૃત્તિમાંથી થાય છે. જગત પ્રત્યે ભોગદૃષ્ટિ, જગત માણસજાતના ઉપભોગ માટે બન્યું છે અને એમાં જેટલું સુખ ભોગવાય તેટલું ભોગવી લો એ ભાવના, અને જગત પ્રત્યે ભગવદ્દૃષ્ટિ, જગતની જેટલી બને તેટલી સેવા કરી લો અને એમાંથી પોતાના ઉપભોગ માટે જેટલું અનિવાર્ય હોય તેટલું જ લો એ ભાવના,—આ બે ભાવના વચ્ચેનો ભેદ તે જ પશ્ચિમની ગણાતી—પણ જેને સાચું પૂછતાં ભદ્ર સંસ્કૃતિ કહેવી જોઈએ—અને પૂર્વની ગણાતી—પણ જેને સાચું પૂછતાં સંત સંસ્કૃતિ કહેવી જોઈએ—તે બેની વચ્ચેનો ભેદ છે.

ઉપર કહેલી બીજી ભાવના સાથે—જેને આપણે બુદ્ધિ માની લઈએ છીએ પણ જે, વસ્તુતઃ, વ્યવસ્થિત માહિતીનો ભંડાર જ છે—તેનીયે વિશેષતા હોય તો તે આશીર્વાદરૂપ થઈ શકે એમાં શક નથી. બુદ્ધ અને ઈશુ જેવાને આપણે કેવળ પૌરાણિક કથાઓમાંથી જ જાણીએ છીએ એટલે અશ્રદ્ધાળુ વિદ્વાનોને એ વાતો ગપ્પાં જેવી લાગતી હોય છે; એ અશ્રદ્ધા ટાળવા માટે અને, જાણે, બુદ્ધિને વળી પાછી એક વાર સાચી દિશા બતાવવા માટે હોય તેમ આજે આપણી પાસે ગાંધીજીનું દૃષ્ટાંત ખડું થયું છે. વિજ્ઞાનશાસ્ત્રીઓ, ભલે, એમની બુદ્ધિને

ન્યૂટન, પાસ્કલ કે બીજા વિદ્વાનોની સાથે સરખામણીમાં ન મૂકી શકાય એમ માને; છતાં, જગતના સુખ માટે બુદ્ધિનું પોત કઈ જાતનું હોવું જોઈએ, તે બતાવનારી એ બુદ્ધિ છે.

૧૨

છૂટી છૂટી ઉધઈઓ, કીડીઓ, મધમાખો વગેરેને પોતપોતાના જ જીવ છે, કે તેઓ જે જાળાં કે માળા કરીને રહે છે, તે માળામાં ઓતપ્રોત થઈને રહેલી, અદૃશ્ય શરીરની, જાણે, એકેક 'કુલદેવતા' પણ છે — એ વિષેની મેટરલિંક તથા મેરૈસની કલ્પના આકર્ષક છે ખરી.

હિંદુ સમાજમાં આવી કલ્પનાઓ સહેલાઈથી માન્ય થઈ પડે એમ છે. કુટુંબની 'ગોત્રજ', ન્યાતની કુલદેવતા, ગામની ગ્રામદેવતા વગેરે વિષેની માન્યતાઓ આપણામાં સૈકાઓથી ચાલી આવે છે. રાફડા કે મધપૂડા વિષે જેવું અવલોકન મેટરલિંકે કર્યું છે તેવા જ મનુષ્યસમૂહ વિષેના અવલોકનમાંથી આ દેવતાઓની કલ્પના તથા તેમની પૂજા અને સાન્ત્વન વગેરે માટેના વિધિઓ ઉદ્ભવ્યાં છે. કુટુંબ, ન્યાત, ગામ વગેરેમાં દરેક માણસની જુદી જુદી વાસનાઓ, બુદ્ધિ, પુરુષાર્થ ઇત્યાદિ ઉપરાંત, જાણે, કોઈ એક બીજી અદૃશ્ય શક્તિ હોય, અને તે એ વ્યક્તિઓને કેટલેક અંશે પોતાને અધીન રાખી, પોતાનો કોઈ ઉદ્દેશ સાધવા માટે એમનો મહોરાં કે યંત્રની માફક ઉપયોગ કરતી હોય એવું કદીક લાગી આવે છે. એને પરિણામે કદીક એ આખી સંસ્થાને લાભ થાય છે, કદીક ભારે નુકસાન પણ થાય છે. નુકસાનકારક થાય છે એમ જોતાં છતાં, વ્યક્તિઓ એને અટકાવવા અસમર્થ હોય એવી નિઃસહાય બનતી જણાય છે. એ દેવતાનો, જાણે, એ કુટુંબ, ન્યાત કે

ગામ ઉપર રોષ ઊતર્યો હોય એમ તે વખતે તેઓ માને છે અને તેના સાન્ત્વનાર્થે પૂજામાનતા થાય છે. એ દેવતા એ સંસ્થાને લાભ થાય એવી જ બુદ્ધિ પ્રેરતી રહે એવી પ્રાર્થના પણ કરવામાં આવે છે.

આખા બ્રહ્માંડનો એક જ અખંડ, સર્વવ્યાપી, સર્વત્ર સમપણે રહેલો આત્મા છે, અને જુદા જુદા જીવોમાં જણાતું ચૈતન્ય એ બ્રહ્મનું કેવળ અંશાત્મક દર્શન છે, એમ વેદાન્તે નિર્ણય કર્યો છે ખરો. પણ, જેમ અનેક નાનાં નાનાં ઝરણાં નદીમાં ભેગાં થાય છે; અનેક નાની નદીઓ કોઈ મોટી નદીને જઈને મળે છે; અને એવી મોટી નદીઓ છેવટે સમુદ્રમાં એકરૂપ થાય છે; તેમ, અનેક સૂક્ષ્મ કોશરૂપ જીવોની ચેતના એક મોટા શરીરધારીમાં એકત્ર થાય; એવી અનેક વ્યક્તિઓ ઇંદ્રિયોથી ન જાણી શકાય એવા કોઈ મહાચૈતન્યમાં ભળે; અને, એમ થતાં થતાં. મહાનદીઓની જેમ સર્વે પરમાત્મા સાથે જોડાય — આમ હશે, કે બધા જ જીવો સમગ્ર બ્રહ્મશક્તિ સાથે સીધા જ જોડાયેલા હશે — એ વિષે વિવિધ મતો હોવા શક્ય છે. એ વિષે તર્ક કરવા બેસીએ તો બન્ને બાજુએ એટલી દલીલો નીકળે કે કશો નિર્ણય કર્યા વિના જ ઊઠવું પડે.

માણસોનું વર્તન મોટે ભાગે તો એવી દેવતાઓની, જાણેઅજાણે, હયાતી સ્વીકારાતી હોય એવું, પહેલી દૃષ્ટિએ દેખાય છે. પોતાના નાનકડા દેહનું અભિમાન દાબી દઈ વિશાળ ક્ષેત્રમાં અભિમાન ધરાવનાર પુરુષો પણ, સાધારણ રીતે, આખા વિશ્વને વ્યાપી શકે એટલું તેને ફેલાવી શકતા નથી. કુટુંબ, ન્યાત, પ્રાંત, દેશ, માનવબંધુત્વ વગેરે કાંઈક

પણ સંકુચિત ક્ષેત્રમાં જ એ રહે છે અને, હકીકતે તો, શરીર અને એ ક્ષેત્ર વચ્ચે આવજા કરતું જ રહે છે.

પણ, આથી, એવી દેવતાઓ છે જ એમ કહી શકાય નહિ. એ માન્યતાઓ એક જાતનો તર્ક જ રહે છે, અને મને લાગે છે કે તર્ક જ રહેશે. એવી માન્યતા ધરાવવાથી એ જીવ પોતાનું અંગત અભિમાન સાવ ટાળી શકે એમ બની શકતું નથી.

૧૩

રાફડામાં જોવામાં આવે છે કે કેટલુંક કામ ગણતરી-પૂર્વક થાય છે, કેટલીક યોજનાઓ યુક્તિપૂર્વક રચાય છે, અને કેટલાક નિર્ણયો વિચારપૂર્વક થતા દેખાય છે. આવી ગણતરી, યોજના, નિર્ણય વગેરેનો કર્તા કોણ છે એ પ્રશ્નમાંથી મેટરલિંક મધપૂડા, રાફડા વગેરેની 'કુલદેવતા'ની કલ્પના કરી. મને લાગે છે કે મનુષ્યોના સામાજિક જીવનમાંથીયે એવા દાખલા મળી શકે કે જેમાં કેટલાંક કામો સાવ નવા પ્રકારનાં હોવા છતાં, કોઈ એકે સૂચવેલાં ન હોય, તેમ બધાએ ભેગા મળીનેયે વિચાર્યાં ન હોય છતાં, જાણે, આગળથી બધી રીત ઠરી હોય અને એકરાગે થાય તેમ બરાબર કરવામાં આવે છે. એ વખતે ઉપલક દૃષ્ટિએ જોનારને એમ લાગી આવે કે, જાણે, કોઈ અદૃશ્ય દેવ કે ભૂત પોતાની કોઈ યોજના પાર પાડવા માટે માણસોને પોતાનાં નિમિત્ત બનાવી રહ્યો છે. પણ આ ચર્ચાને હું અહીં લંબાવવા ઇચ્છતો નથી; કારણ કે, મને લાગે છે કે એ પ્રશ્નનો આજે સંતોષકારક નિકાલ આવવો શક્ય નથી, અને એનો નિકાલ ન આવવાથી ઝાઝું બગડી પણ જતું નથી.

મારી દૃષ્ટિએ, વધારે અગત્યનો પ્રશ્ન તો મનુષ્ય અને મનુષ્ય સિવાયના જીવોમાં બુદ્ધિતત્ત્વનો ભેદ કયા પ્રકારનો છે એને લગતો છે.

આગળ કહ્યું તેમ મનુષ્યેતર જીવોમાં બુદ્ધિતત્ત્વનો ઉપયોગ એક જ કાર્ય માટે છે; પોતાના નિર્વાહની અને, વધારામાં ઉમેરો તો, વંશવૃદ્ધિની સિદ્ધિ. માત્ર મનોરંજન, કે કળા, કે કુતૂહલ, કે કાંઈ પણ બીજા હેતુ માટે બુદ્ધિ દોડાવવાની ઇચ્છા ઇતર જીવોમાં ભાગ્યે જ દેખાય છે. પોતાના નિર્વાહ તથા વંશ-વિસ્તારનો એક વાર એ જીવોએ જે માર્ગ નક્કી કરી નાંખ્યો છે, તે માર્ગે જ્યાં સુધી નિર્વિઘ્ને જીવન ચાલ્યા કરે છે ત્યાં સુધી તેમને નવી દિશામાં બુદ્ધિ વાળવાની જરૂર જ દેખાતી નથી. એમાં જ્યારે વિઘ્ન આવે, અથવા નવી જાતની અનુકૂળતા ઉત્પન્ન થાય, ત્યારે એમને વળી પાછું વિચારમય તપ કરવું પડે છે, એટલે કે બુદ્ધિને નવી દિશામાં વાળવી પડે છે. એવી પરિસ્થિતિમાં જ એ ધ્યાનસ્થ થઈ નવો માર્ગ કે નવી શક્તિ પ્રાપ્ત કરતી જણાય છે. આવી રીતે દરેક યોનિના જીવો માટે તેમની બુદ્ધિનું બીબું નક્કી થયેલું દેખાય છે. બિલાડીની, કૂતરાની, સિંહની, વરુની, સાપની, જુદાં જુદાં પશુ–પંખી–જીવ–જંતુઓની, પ્રત્યેક વનસ્પતિની અને તેમની જુદી જુદી પેટાજાતિઓની બુદ્ધિ નિશ્ચિત બીબાંઓમાં ઢાળેલી જેવી જણાય છે. એ યોનિનું ગમે તે પ્રાણી કે વનસ્પતિ હો, તેની બુદ્ધિ પોતાના બીબાથી જુદી જાતની નહિ જણાય. જ્યાં સુધી રૂઢ માર્ગે જીવન સારી પેઠે ચાલ્યું જાય છે, ત્યાં સુધી એ યોનિને બુદ્ધિની વિશેષ સાધના કરવાની જરૂર જ રહેતી નથી. જીવનનાં સર્વ કાર્યો બરાબર ચાલતાં હોય તો

શા માટે બુદ્ધિને વ્યભિચારી કરવી ? કારણ કે એટલું તો જરૂર કહી શકાય કે જેટલે અંશે બુદ્ધિ અનેક માર્ગોમાં દોડે છે, અનેક રૂપો ધારણ કરવા મથે છે, તેટલે અંશે એ પોતે જે તત્ત્વમાંથી ઉદ્ભવી છે તે તત્ત્વને ખોળતી જ નથી, અથવા બહાર ખોળે છે, અને તેથી એ તત્ત્વને સમજવા અશક્ત થાય છે.

મનુષ્યજાતિએ બુદ્ધિને માત્ર નિર્વાહના કે વંશવિસ્તારના હેતુ માટે નથી સાધી. એણે બુદ્ધિને પોતાની મુખ્ય ઈંદ્રિય જ નહિ, પણ પોતાના વ્યક્તિપણાનો સાર ગણી, એનો શક્ય તેટલો વિકાસ સાધવા પ્રયત્ન કર્યા કીધો છે. પરિણામે, મનુષ્યયોનિની બુદ્ધિ કોઈ એક બીબામાંથી ઢાળેલી હોય તેવી નથી એમ કહેવામાં અતિશયોક્તિ ભાગ્યે જ થાય. મનુષ્યબુદ્ધિનીયે કોઈક સામાન્ય આકૃતિ હશે, પરંતુ એ ન હોવા જેવી જ. ભારે અતિશયોક્તિ વિના કહી શકાય કે જેટલી ઇતર જીવોની યોનિઓ છે, તેટલી જાતનાં બીબાં માત્ર મનુષ્યયોનિમાંયે શોધી શકાય. આથી ભલે મનુષ્યજાતિ એક જ યોનિ તરીકે ઓળખાતી હોય પણ, વાસ્તવિક રીતે, બુદ્ધિ-તત્ત્વની દૃષ્ટિએ એમાં અગણિત યોનિઓ, અને અગણિત યોનિઓનાં મિશ્રણો છે એમ કહી શકાય.

આમ મનુષ્યની બુદ્ધિ અનેક પાસાવાળી બનેલી હોવાથી એના ફાયદા પણ ઘણા થયા છે અને એથી નુકસાન પણ થયું છે. જો મનુષ્યબુદ્ધિ એક જ પ્રકારની હોત, એમાં સારીનરસી, એક પ્રકારની કે બીજા પ્રકારની એવા ભેદો ન હોત, તો ચિત્તશુદ્ધિના, નીતિના, ધર્મના, ભક્તિના, આત્મ-જ્ઞાનના વગેરે પ્રશ્નો ઉદ્ભવ્યા જ ન હોત. જેમ બીજા જીવોનાં

કર્મોને આપણે નીતિઅનીતિના કે ધર્માધર્મના દૃષ્ટિબિંદુથી નથી તપાસતા, તેમ માણસનાં કર્મોનેયે એમ તપાસવાપણું રહેત નહિ. મનુષ્ય પ્રધાનપણે બુદ્ધિશાળી પ્રાણી છે એ હકીકતથી જે કાંઈ થોડોયે સંતોષ ઊપજે છે, તેનું કારણ એ જ છે કે એને લીધે એ આવા પ્રશ્નો વિચારવા અને, વળી, બીજા જીવો પર સરસાઈ ભોગવવા શક્તિમાન થાય છે.

૧૪

પણ વિશ્વની સર્વ શક્તિઓનું એક સ્વરૂપ એવું જણાય છે કે એ શક્તિ અમુક હદ સુધી જ હિતકારી થાય છે. એ શક્તિનો અંતિમ છેડો શાપરૂપ બને છે, અને પોતાના જ નાશનું કારણ બને છે. હિતવર્ધક મર્યાદા હંમેશાં એક જ નથી હોતી એ સાચું; પણ દરેક પ્રસંગમાં કોઈ પણ શક્તિની સેવના લાભદાયી થાય તે માટે કાંઈક મર્યાદા તો છે જ.

આ હકીકત આધ્યાત્મિક તેમ જ ભૌતિક ગણાતી સર્વ શક્તિઓને લાગુ પડે છે. એક જ ગુણ, બળ, પદાર્થ વગેરેનું અમર્યાદ સેવન એનો જ નાશ કરાવે છે અને વિરોધી શક્તિને નિર્માણ કરે છે. બીજી રીતે આ બાબત એમ પણ સમજાવી શકાય કે કોઈ એક શક્તિના હદ બહાર સેવનથી હિત વધતું નથી, પરંતુ અનેક શક્તિઓના પરસ્પર મેળભર્યા પોષણમાં હિત રહેલું છે.

પણ એ મર્યાદા શોધવી અને શોધ્યા બાદ એટલી હદે અટકી જવું એ સહેલું નથી, અને હમેશાં સાધીયે શકાતું નથી. મેટરલિંકે તાવની બાબતમાં કહ્યું તે વાચકને યાદ હશે. શરીરમાં ઉત્પન્ન થયેલાં ઝેરોનો નાશ કરવા માટે જ્વરરૂપે શક્તિ ઉત્પન્ન થાય છે; પણ, ઘણી વાર, એ જ્વરનું બળ

પોતાની મર્યાદા ભૂલી જઈ એટલું વધી જાય છે કે એને ઉતારવા માટે જો ઉપાય કરવામાં ન આવે તો એ જાતે જ શરીરના નાશનું કારણ થાય છે. એ જ રીતે બીજી શક્તિ પણ વધતાં વધતાં એટલી વધી જાય છે કે એની હિતકારી મર્યાદા ચૂકી જવાય છે, અને એ મર્યાદા વટાવી દેવાય છે એ બિના એટલી મોડી ધ્યાનમાં આવે છે કે પછી તેના પર અંકુશ મૂકવો ઘણી વાર અશક્ય થઈ પડે છે. પરિણામે, જે કાર્ય માટે એ શક્તિ નિર્માણ થઈ હોય, તેની સિદ્ધિ તો બાજુએ રહી, ઊલટું એ શક્તિથી જ એ કાર્ય વણસે છે.

માણસની બુદ્ધિનું પણ એમ જ બન્યું છે. અનેક સ્વરૂપવાળી થતાં થતાં એ એટલી વ્યભિચારી, ચંચળ અને, ગીતાની ભાષામાં, ' બહુશાખાળી ' બની છે કે માણસજાતને બુદ્ધિનું કેટલું અને શું પ્રયોજન છે એ જ ધ્યાન બહાર થઈ ગયું છે; એ બુદ્ધિ પોતાના બીજને—અથવા નિજસ્વરૂપને કે મૂળતત્ત્વને—નથી શોધી શકતી એટલું જ નહિ, પણ મનુષ્યજાતિના વિનાશનું જ વારંવાર કારણ બને છે.

## ૧૫

આમ હિતકારી મર્યાદાને ઓળંગી જવાનો જે પ્રકૃતિનો સ્વભાવ જણાય છે, તેમાં જ એ શક્તિ જડ પણ છે એવો ભાસ થાય છે. ન્યૂટને તો એને પ્રકૃતિનો નિયમ જ કહ્યો છે. જડ પ્રકૃતિ પોતાની મેળે હાલતી નથી, અને એક વાર ગતિ આપો તો પોતાની મેળે થોભતી નથી. પણ, પ્રકૃતિની આવી જડતા હોવામાંયે કાંઈ પ્રયોજન રહ્યું છે કે એ ચૈતન્યના અભાવ સૂચવનારી મૂઢતા છે?

જીવમાત્રમાં જેટલાં નરમાદાનાં જોડાં ઊપજે છે તે બધાં ફળરૂપ થાય, અથવા એક જ જોડું જેટલા જીવોને જન્મ આપે છે તે બધા જ ઊગરવા પામે, તો પૃથ્વી એકેક યોનિના જીવથી જ એટલી ખદબદી જાય કે કોઈ પણ જીવ મુશ્કેલીથીયે વસી શકે નહિ. પણ કરોડો જોડાં અને જીવો તો જાણે નિષ્કારણ જ ઊપજતાં જણાય છે. જન્મીને મૃત્યુમુખે પડવું એ સિવાય કાંઈ બીજું કાર્ય એમની દ્વારા પાર પડતું જણાતું નથી. જન્મનારા હજારો જીવોમાંથી બેચાર જ ઊગરવા પામે છે, અને હજારો જોડાંમાંથી એકાદ બે જ વંશવૃદ્ધિના કામ માટે ઉપયોગી થતાં જણાય છે. આ આપણે ઊધઈના જીવનમાં સારી પેઠે જોયું. કીડી, મધમાખ અને ચોમાસામાં ઊપજતાં અસંખ્યાત જંતુઓની આવી જ કર્મકથા છે એમ કોણ નથી જાણતું ?

ઉપર કહ્યું તેમ આ શું પ્રકૃતિની જડતા હશે ? શું એમ હશે કે વંશવૃદ્ધિ માટે જે એક જાતની શક્તિની જરૂર છે, તે શક્તિ ઊપજતાં ઊપજતાં મૂળ હેતુ સિદ્ધ થવાને જરૂર હોય તેથી અનેકગણી વધારે પ્રમાણમાં ઊપજી જાય છે, અને પછી નકામી જ વેડફાઈ જાય છે અથવા નાશ પામે છે ? કે એની પાછળ કાંઈક બીજું પ્રયોજન રહ્યું હશે ? શું એમ ન હોય કે એ શક્તિનું મુખ્ય કાર્ય કાંઈ બીજું જ હોય, અને વંશ-વૃદ્ધિ એનું એક વધારાનું, ગૌણ અને અનાયાસે ઊપજતું પરિણામ જ હોય ?

આમ હોય એમ મને સંભવિત લાગે છે. જીવમાત્રમાં રહેલી વંશ વધારવાની શક્તિ — જેને પરિણામે નરમાદાના ભેદો તથા કામાદિક વિકારો નિર્માણ થાય છે — એ તે શક્તિનું

મુખ્ય કાર્ય નહિ, પણ ગૌણ કે વધારાનું પરિણામ જ હશે એમ મને લાગે છે.

જેમ અત્યંત વિસ્તારમાં વ્યાપેલી વરાળ યોગ્ય નિમિત્તો મારફતે ઘટ્ટ બની જાય છે, અને એક ચાંગળામાં રહી શકે એટલા પાણીમાં ફેરવાઈ જાય છે; જેમ ચોમેર ફેલાઈ જવાના સ્વભાવવાળી વીજળીની શક્તિ યંત્રો અને તારો મારફતે એકત્ર થઈને એક નાનકડા દીવાને પ્રગટાવે એવી બને છે; તેમ, મને લાગે છે કે વ્યક્ત અથવા દૃશ્ય સંસાર — એ એથી કરોડોગણા વધારે વિસ્તારમાં વ્યાપીને રહેલી, અનંત પ્રકારની, અવ્યક્ત અથવા અદૃશ્ય શક્તિઓનું માત્ર ઘાટું સ્વરૂપ જ છે. અદૃશ્ય અથવા અવ્યક્ત શક્તિઓને વ્યક્ત થવા માટે અનેક જાતનાં સાધનો અને નિમિત્તોની જરૂર પડે છે. જેમ ઘર પર ચડાવેલો તાર વાદળાંમાં રહેલી વીજળીને ખેંચી લેવાનું સાધન બને છે, જેમ રેડિયોનું યંત્ર વાતાવરણમાં પ્રસરેલાં અમુક પ્રકારનાં વીજળીનાં મોજાંઓને પ્રગટ કરવાનું સાધન બને છે, તેમ જુદી જુદી જાતના જીવો એવી બીજી અવ્યક્ત શક્તિઓને ખેંચી, તેને એકત્ર કરવાનાં, તેમાં કાંઈક ફેરફાર પણ કરવાનાં, અને તેને પ્રગટ કરવાનાં યંત્રો, સાધનો કે નિમિત્તો છે; તેમ જ તે યંત્રો જાતે પણ, તેમનું સ્વરૂપ ગમે તેવું અટપટું હોય છતાં, દૃશ્ય પાણી અથવા બરફ જેમ અદૃશ્ય વરાળનું કેવળ સગવડ-ભર્યું સ્વરૂપ જ છે, તેમ અનેક જાતની અવ્યક્ત શક્તિઓનું સગવડભર્યું, ઘાટું, વ્યક્ત સ્વરૂપ જ છે.

વળી, બીજાં દૃષ્ટાંત લઈએ : પાણી, ભલે, ઑક્સિજન અને હાઈડ્રોજન નામના વાયુ જ હોય; જુદી જુદી જાતની

સાકરો, ભલે, કાર્બન, હાઈડ્રોજન અને ઑક્સિજન તત્ત્વોની જ જુદી જુદી રચનાઓ હોય; પ્રોટીનમાં, ભલે, પેલાં તત્ત્વો ઉપરાંત નાઈટ્રોજન સિવાય બીજું કશું વધારામાં ન હોય; છતાં, એ બધાં તત્ત્વોને જુદાં જુદાં લઈ શરીરને બાંધવા માટે વાપરી શકાતાં નથી; પણ, એનાં અમુક જ રીતે થયેલાં રસાયનો શરીરનિર્વાહમાં ઉપયોગી થઈ શકે છે; એટલું જ નહિ પણ એ કાર્બન વગેરે તત્ત્વોની, તેમ જ તેમાંથી ઊપજતાં વિવિધ જાતનાં સાકર, પ્રોટીન વગેરે પદાર્થોની એક જાતની રચના ઉપયોગી થાય અને બીજી જાતની નુકસાનકારક થાય એમ પણ બને છે. આ તત્ત્વોની આ રીતે વિવિધ પ્રમાણમાં અને વિવિધ પ્રકારની રચના થવા માટે વનસ્પતિ અને પ્રાણીઓનાં શરીરોમાં અદ્‌ભુત સામગ્રી રહેલી છે. સીધી રીતે આકાશમાંથી એ તત્ત્વોને ખેંચી લઈ, અથવા એની કોઈક દૃશ્ય રચનાને સ્વીકારી લઈ તેમાંથી નવી રચના નિર્માણ કરવા માટે જીવો એ જુદાં જુદાં રાસાયનિક કારખાનાંઓ છે એમ કહીએ તો પણ ચાલે.

આમ, જીવો અદૃશ્ય શક્તિઓનું દૃશ્ય સ્વરૂપ છે, જુદી જુદી શક્તિઓનો વિવિધ રીતે સમન્વય કરી નવી જાતની શક્તિઓ—'માલ'—તૈયાર કરવાનું કારખાનું પણ છે, અને એ નવા માલના કોઠાર પણ છે. આમ જીવનું ત્રણ પ્રકારનું સ્વરૂપ હોવાથી એક જીવરૂપી કોઠારમાં ભરેલો અને ભેગો થયેલો માલ જ્યારે બીજી જાતનો માલ ઉપજાવવા ઉપયોગમાં આવે, ત્યારે તે કારખાનું અને કોઠાર—અથવા આખું શરીર—નાશ પામે એમ બને છે. વળી, એ કારખાનાં અને કોઠાર ઘસારાથી અને અનેક પ્રકારના

અકસ્માતોથીયે નાશ પામે છે. આમ થતું હોવાને લીધે એવાં કારખાનાંઓની પરંપરા ચાલુ રાખવાની પ્રકૃતિએ એ જીવોમાં જ યોજના કરી રાખી છે. માલ નિર્માણ કરવા માટે તથા કારખાનું અને કોઠાર સારી સ્થિતિમાં ચાલુ રહેવા માટે જે મુખ્ય શક્તિ જીવોનાં શરીરમાં કામ કરે છે તેને આપણે એ જીવની પ્રાણશક્તિ, વીર્યશક્તિ કે જીવનશક્તિ કહીશું. એ જીવનશક્તિમાં જ પોતાનાં જેવાં બીજાં કારખાનાં પણ ઉપજાવવાની શક્તિ ગોઠવાયેલી જણાય છે.

આ તો આપણે જીવોનો કેવળ જાણે સ્થૂળ દૃષ્ટિએ વિચાર કર્યો; પરંતુ અવ્યક્ત બ્રહ્માંડમાં અનેક વાસનાઓ, ગુણો, વિચારો, કલ્પનાઓ વગેરે પણ—પેલા રેડિયો દ્વારા પકડાતાં મોજાંઓની જેમ—રહેતાં લાગે છે. આપણા હૃદયમાં જે વિચારો, તરંગો, ઇચ્છાઓ ઇત્યાદિ ઊઠે છે, તે આપણાં જ હૃદયમાં નિર્માણ ન થતાં હોય, પણ વાતાવરણમાં અદૃશ્ય રીતે રહેલાં હોય, અને આપણા મગજરૂપી યંત્ર દ્વારા એમાં પકડાઈને આવતાં હોય, પકડાયા પછી કદાચ કાંઈક રૂપાન્તર પણ પામતાં હોય તથા ક્રિયાવાન થતાં હોય, અને આપણને માત્ર તેનું દર્શન અથવા ભાન જ થતું હોય એમ પણ સંભવિત છે. આવી રીતે જીવો આવી જાતની અવ્યક્ત શક્તિઓને પણ પ્રગટ કરવાનાં સાધન બનતા જણાય છે. જીવની વીર્યશક્તિ અથવા જીવનશક્તિનો ઉદ્દેશ એ શરીરને આ કાર્ય માટે તેજસ્વી રાખવું એ મુખ્યપણે હોય, અને પોતાના જેવા બીજા જીવો નિર્માણ કરવા એ ગૌણપણે હોય એમ કેમ ન બને?

આ વિચાર જો બરાબર હોય, તો જીવની વીર્યશક્તિનો મુખ્ય ઉદ્દેશ તો કોઈક પ્રકારની ભૌતિક કે આધ્યાત્મિક અવ્યક્ત શક્તિને પ્રગટ કરવાનો, કોઈક જાતનો નવો ભૌતિક કે આધ્યાત્મિક માલ તૈયાર કરવાનો, તેના ભંડાર બનવાનો, અને છેવટે ભંડારરૂપે કોઈ બીજી જાતનો માલ નિર્માણ કરવામાં કાચા માલની કે અર્ધતૈયાર માલની માફક ખપી જવાનો છે. આટલું થવામાં જ એ જીવને નિર્માણ કરવામાં અથવા થવા દેવામાં પ્રકૃતિનો ઉદ્દેશ પાર પડી જાય છે. પણ એ સાથે જ એ કાર્ય સદૈવ ચાલુ રહ્યાં કરે તે માટે એ શક્તિનો વંશવૃદ્ધિ માટેયે પ્રકૃતિ ઉપયોગ કરી લેતી જણાય છે, અને તેથી જ, ખાસ કરીને ઊતરતી પંક્તિના જીવોમાં, દરેક જીવનો વંશવૃદ્ધિ માટે ઉપયોગ થતો નથી. ઘણીખરી પાંખાળી ઊધઈઓની ઉત્પત્તિ અમુક જાતનાં ખાઈ શકાય એવાં દ્રવ્યો બનવા માટે જ મુખ્યત્વે હોય એમ સંભવિત છે. એ ખોરાકનો જે પ્રાણીઓ માટે ખાસ ઉપયોગ હોય, તેમને એ પ્રાપ્ત થઈ શકે તેટલા માટે જ એમનામાં આત્મદાનની અથવા વિદાયની ખુમારી ચડતી હોય; કારણ, આપણે બીજી બાબતોમાંયે જોઈશું કે જે જે ક્રિયા સંસારનું ચક્ર બરાબર ચાલતું રહેવા માટે ઉપયોગી હોય છે, તે તે ક્રિયાને કરવા માટે એ જીવ, તેથી પોતાનો નાશ થતો હોય તોયે, જાણે પરવશપણે તૈયાર થાય છે, અને પોતાના નાશ કે નુકસાનમાંયે આનંદ કે શાંતિ અનુભવે છે.

## ૧૬

ઉપનિષદમાં એક ઠેકાણે કહ્યું છે કે જીવમાત્ર જે પરમેશ્વરનું ખાતું છે, અને એ ખાતા પર જે પરમેશ્વર

મૃત્યુરૂપી પાણી છાંટે છે — તે પરમાત્મા ક્યાં છે એને કોણ જાણી શકે એમ છે ?[૨]

જગતનું શું પ્રયોજન છે અને શું નથી, એ વિષે ભલે બીજા તર્કવિતર્કો કરવામાં આવે, પણ પ્રાચીન મહર્ષિનું ઉપલું વાક્ય અનુભવના સારરૂપ લાગે છે. ઇચ્છાથી કે અનિચ્છાથી, સુખ માનીને કે દુઃખ માનીને જીવમાત્રને છેવટે પરમાત્માનું અથવા પ્રકૃતિનું — એટલે કે પોતાથી ભિન્નપણે જણાતી શક્તિઓનું — ભાતું (ભક્ષ્ય) બનવું જ પડે છે. આમ ભાતું બનાવતી વખતે ઘણી વાર પ્રકૃતિ એ જીવને જાણે તે અતિશય સુખી થતો હોય એવો ભાસ કરાવે છે, અને એ રીતે પોતાનો નાશ થાય તેથી જાણે એ કૃતાર્થ બનતો હોય એમ એને લાગે છે.

કોઈ કહેશે કે પ્રકૃતિ આ રીતે જીવની ક્રૂર ઠેકડી કરે છે. પણ એમ માનવું એ ભૂલભરેલું લાગે છે. જે કાંઈ જગતમાં નિર્માણ થયું છે તે સ્વાર્થે — પોતાના કોઈ ઉદ્દેશ માટે — નહિ, પણ પરાર્થે — બીજા કોઈના ઉદ્દેશ માટે — જ છે, એ જો વિશ્વનો નિયમ જ હોય, અને તેમાંથી છૂટવું શક્ય જ ન હોય, તો એમ બીજાનું ભાતું બનતી વખતે એ જીવ આનંદ - સુખ - પ્રેમ કે કૃતાર્થતાની લાગણી અનુભવે, પણ દુઃખ કે શોકની લાગણી ન અનુભવે એ વધારે ઇષ્ટ ન કહેવાય શું ?

પણ, આમ ભાતું બનવું આવશ્યક જ છે કે કેમ એનો જરા વિચાર કરીએ :

---

૨. કઠોપનિષદ, ૧-૨-૨૪ : મૂળમાં જીવને બદલે બ્રાહ્મણ અને ક્ષત્રિય એમ શબ્દો છે; પણ એ જીવમાત્રને ઉદ્દેશીને જ છે.

ગિધાઈના જીવનમાં તો મેટરલિંકે સારી પેઠે આપણને દેખાડ્યું છે કે એમાં રાજા, રાણી, સૈનિક, મજૂર ગમે તે હો, એકેએક જીવ, જાણે કેવળ બીજા માટે જ જીવતો હોય તેમ રાતદહાડો પોતાનું કામ બજાવ્યે જાય છે. પેલો પાંખાળી ગિધાઈઓનો વર્ગ થોડોક કાળ ભોગી જેવો બનીને બીજાના પરિશ્રમ પર તાગડધિન્ના કરતો ફરે છે એમ લાગે છે ખરું; પણ એ એમની મસ્તી ચાર દહાડાના ચાંદરણા જેવી થાય છે. થોડા વખતમાં જ સૃષ્ટિના અનેક જીવોનો ખોરાક બનીને, અથવા જીવવા પામે તો વંશવૃદ્ધિ માટે નર-માદાનું જોડું બની જુદી જાતનો આજીવન યજ્ઞ કરીને એનેયે જગતનું ભાતું બનવું જ પડે છે.

સામાન્ય રીતે, આપણે એ પણ જોઈએ છીએ કે જીવનનાં જે કર્મો કરતાં જીવને અતિશય ઘસારો વેઠવો પડે છે અથવા જોખમ ઉઠાવવું પડે છે, તેવાં કર્મોની સાથે એનામાં એવી લાગણીઓનું બળ જાગે છે કે તે લાગણીને લીધે એ ઘસારો કે જોખમ એને દુઃખરૂપ નથી લાગતાં.

કામવિકારનું બળ એ આનું સૌથી મોટું દૃષ્ટાન્ત છે. વંશવૃદ્ધિ એ આગળ જણાવ્યું તેમ જીવનશક્તિનું મુખ્ય કાર્ય નથી જણાતું, અને જીવના પોતાના અસ્તિત્વ અને દીર્ઘાયુષ્યની દૃષ્ટિએ એ એનો તુરત અથવા ધીમો નાશ કરનારું જ થાય છે. પણ પ્રકૃતિને કાંઈક સંખ્યામાં તો જીવોની પરંપરા ચાલુ રાખવી જ છે, અને તે જેમ બને તેમ એટલી કરકસરથી કે એક જીવયંત્ર ભાંગી પડે તે પહેલાં બીજાં અનેક યંત્રો તૈયાર બની રહ્યાં હોય. આવા આત્મવિનાશક કાર્યમાં કોઈ જીવ ઇચ્છાપૂર્વક પડશે નહિ એ ભયથી જાણે, એ કામવિકારને

પ્રકૃતિએ એવું મોહક સ્વરૂપ આપી દીધું છે કે એમાં બળીને ખાખ થતાંયે જીવ આનંદ જ માને છે.

વાત્સલ્યપ્રેમનું બળ એ આ જ પ્રકારનું બીજું દૃષ્ટાંત છે. શેરીનાં કૂતરાંને રોટલીના ટુકડા માટે એકબીજાં સાથે લડતાં સર્વેએ જોયાં હશે; પણ ધ્યાનપૂર્વક જોનારના લક્ષમાં એ પણ આવ્યું હશે કે, જેને થોડા દિવસ પર કનડતો તે કૂતરીને દહાડા રહ્યા હોય, ત્યારે તેને રોટલી લેવા દેવા માટે અને કોઈ બીજું કૂતરું તે છીનવી ન લે તે માટે તેનો પતિ બનેલો કૂતરો એની રક્ષા કરે છે, અને પોતે ભૂખમરો વેઠતો હોય છતાં તેને ખોરાક મેળવી આપવા પ્રયત્ન કરે છે. બચ્ચાં થયા પછી લગભગ બધાં જ પ્રાણીઓમાં નર-માદા કેવાં કાળજી-પૂર્વક, જાતે ભૂખમરો, ઘસારો, ઉજાગરો વેઠીને બચ્ચાંનું પાલનપોષણ કરે છે એ તો ભાગ્યે જ કોઈથી અજાણ્યું હશે.

વીરોના આત્મદાનમાં પણ આ જ વસ્તુ તરી આવે છે: એ આત્મદાન ઊધઈસૈનિકોનું હોય, કે માનવસૈનિકોનું હોય, કે કોઈ બીજા સંઘમાં રહેનારાં પ્રાણીઓમાં હોય — સર્વેમાં તે તે જીવનો ચોખ્ખો વિનાશ જ થાય છે. છતાં, મનુષ્યમાં તો આપણે જાણીએ જ છીએ કે એ નાશમાંયે અંતઃકરણમાં સમાધાન, કાંઈક અભિમાન પણ, રહે છે. બીજાં પ્રાણીઓ પણ સંતોષ જ અનુભવતાં હશે એમ કાં ન માનીએ?

## ૧૭

જો આ બધા વિચારો ઠીક હોય તો મનુષ્યને એમાંથી શું માર્ગદર્શન થઈ શકે છે એ વિચારવું ઘટે છે.

માણસમાં કામવિકારનું દર્શન થાય છે તેનો અર્થ એ નથી કે એણે એ વિકારને તૃપ્ત કરવો જ જોઈએ. એનો

અર્થ એટલો જ થાય કે એનામાં રહેલી મુખ્ય પ્રાણશક્તિ હવે ઠીક જોશમાં કામ કરી રહી છે; એટલે કે, એનું શરીર-રૂપી યંત્ર ભૌતિક તેમ જ આધ્યાત્મિક અવ્યક્ત શક્તિઓને પ્રગટ કરવાનું, તેવી શક્તિઓ નિર્માણ કરવાનું અને તેના ભંડાર બની જગત માટે ખાતું બની રહ્યું છે.

માણસ અને બીજા જીવો વચ્ચે બુદ્ધિતત્ત્વની બાબતમાં જે ભેદ દર્શાવ્યો તેનાં પરિણામ બરાબર સમજી લેવાં ઘટે છે. એને લીધે મનુષ્યજાતિને પોતાની વાસનાઓ અને તૃષ્ણાઓને ખૂબ વધારવાની તેમ જ ઘટાડવાની શક્તિ આવી છે. બીજાં પ્રાણીને કામાદિક વિકારો અમુક ઋતુઓમાં જ થાય છે, અને અમુક બાહ્ય અનુભવો થયા વિના જાગ્રત થતા નથી; તે પછી એને દાબવાની તેમ જ તેમના વિના તેને પોષ્યા કરવાની એને બહુ ઓછી સ્વતંત્રતા છે. પ્રાણીઓને સ્વેચ્છાથી સ્વચ્છંદી કે સંયમી બનવાની, હોય તોયે, બહુ જ ઓછી છૂટ છે. માણસને આવું નથી. શરીરનો અમુક વિકાસ થયા પછી પ્રકૃતિના નિયમથી ભલે એનામાં કામાદિકનું દર્શન થાય; પરંતુ પછી એને પોષ્યા કરવા કે દબાવવાની બાબતમાં, પ્રમાણમાં, એને ઠીક ઠીક છૂટ છે.

એક બીજી વાત પણ. એને મળેલી છૂટનો એ શી રીતે ઉપયોગ કરે છે તેના ઉપર એ છૂટને કેટલી ભોગવી શકે તેનો આધાર રહ્યો છે. મનુષ્યને મળેલી સ્વતંત્રતા સંયમાર્થે વાપરવાની છે એ પણ પ્રકૃતિ સૂચવતી જણાય છે; કારણ કે, જો એ પોતાના વિકારને દાબવાને બદલે એને વધારવાનો નિર્ણય કરે, તો થોડા જ દિવસમાં એની સંયમશક્તિ ઘટી

જાય છે, અને પછી પ્રાણીઓ કરતાં પણ જાણે વિશેષપણે પરવશ હોય તેમ એના વિકારોનો ગુલામ થાય છે.

છતાં, એ કામવિકાર એને માટે અદમ્ય જ હોય, તો તેમાં એ જ ઉદ્દેશ હોઈ શકે કે એ માણસ પોતાની પ્રાણ-શક્તિનો વંશવૃદ્ધિ માટે ઉપયોગ કરે, અને એ રીતે પણ પોતાને પ્રકૃતિનું ભાતું બનાવે. કેવળ ભોગ એ વિકારનું ધ્યેય ન જ હોઈ શકે.

જેમ કામની બાબતમાં, તેમ બીજા વિકારોની બાબતમાંયે માણસ પોતાને ભોગી અને જગતને પોતાનું ભોગ્ય સમજે, અથવા જગતને દેવ અને પોતાને એને અર્પણ કરવાનું ભાતું સમજે—એ બે વૃત્તિઓ વચ્ચે જમીન-આસમાનનો ફરક છે. પહેલી વૃત્તિથી જગતમાં વિશેષ પ્રકારનાં દુઃખો નિર્માણ થતાં રહે છે; બીજી વૃત્તિમાં કાંઈક તો આધ્યાત્મિક સમાધાન મળે છે જ. પોતે આરોગનાર થાય છે, ત્યારે પોતે જે થોડુંઘણું શારીરિક સુખ કે આનંદનો આવેશ ભોગવે છે, તેના બદલામાં અનેકને વાજબી કરતાં વધારે ભોગ આપવો પડે છે. કારણ કે, પ્રકૃતિ તો અંતે પોતાનું બજેટ પૂરું કર્યાં વિના રહેતી જ નથી; અને એ ભોગી બનીને રહેનારી થોડી વ્યક્તિઓને પણ છેવટે તો વ્યાજ સાથે ભાતું બન્યા વિના છૂટકો થતો જ નથી. આમ સુખ કે સગવડની નહિ, પણ દુઃખ અને મુશ્કેલીઓની જ પરંપરા ચાલ્યા કરે છે.

ઊધઈના જીવનમાં આપણે જોયું કે નર, માદા, સૈનિક, મજૂર દરેક વર્ગ ભાતું જ હોય તેમ વર્તે છે. આનો લાભ પણ એ જીવો અનુભવે છે. ભલે એના રાફડામાં દરેકને સતત કામ કર્યાં કરવું પડતું હોય, પણ એમાં કોઈ જ ભોગી ન

હોવાથી, કોઈ ભિખાઈ—રાણી, મજૂર, સૈનિક ગમે તે હોય, સ્વાવલંબી હોય કે પરાવલંબી હોય,—રોગી, દુર્બળ કે ભૂખે પીડાતી જણાતી નથી. ભોગી જેવી જણાતી પાંખાળી ભિખાઈઓ વિષે આગળ કહી ચૂક્યો છું.

આમ ગમે તે દષ્ટિએ તપાસીએ, સુખનો માર્ગ—સાવ સુખનો નહિ તોયે—સમાધાનકારક જીવનનો માર્ગ આ સત્યને સ્વીકારી તે પ્રમાણે વર્તન કરવામાં જ ભાસે છે: તે સત્ય એ જ કે જીવનું જીવન ભોગ વિના સંભવતું નથી એ સાચું; છતાં ભોગી થવા માટે એ નથી, પણ પોતા સિવાયના બાકીના વિશ્વના ઉપયોગાર્થે, ધીમે કે એકે સપાટે એને માટે ખપી જવા માટે છે. અથવા ભોગ એટલે બીજા માટે ખપવાના વ્યવહારનો આનંદ. तेन त्यक्तेन भुञ्जीथाः ।

તત્ત્વદષ્ટિએ વિચાર કરીને મહર્ષિઓએ અને જ્ઞાનીઓએ, અને ભાવનાના બળથી ભક્તોએ, કવિઓએ, વીરોએ અને અનેકાનેક પતિપરાયણ, બાળકપરાયણ, કરુણાપરાયણ અજ્ઞાની ભાસતી પણ અનેક ડાહ્યાઓને જન્મ આપનારી સાધ્વી સ્ત્રીઓએ—એ જ સત્ય શોધ્યું છે કે જાણ્યા વિના આચર્યું છે. એ શોધથી કે એ સ્વભાવથી એમને દુ:ખ નથી લાગ્યું, પણ એક જાતની શાંતિ જ મળી છે.

પોતાની જાતને બીજાના ઉપયોગાર્થે અર્પણ કરવી એ સિવાય જીવનના અસ્તિત્વ માટે શુદ્ધ કહી શકાય એવો કોઈ અંગત ખાનગી હેતુ શોધી શકાતો નથી. અને જો આમ જ હોય તો મનુષ્યજીવન ભવિષ્યમાં ભિખાઈના જેવું થાય કે એથીયે વિકટ થાય એથી ડરવાની જરૂર રહેતી નથી. જે સ્થિતિ થાય તેમાંયે જીવન એકંદર રુચિકર જ લાગે છે, એ

જીવ-સ્વભાવમાં ફરક પડવાનો કે એની ઉપયોગિતા ઘટવાનો સંભવ નથી. મનુષ્યજીવન ભવિષ્યમાં વધારે આરામવાળું થવાની ખાતરી હોય તો તેથીયે બહુ રાચવાનું કારણ નથી; કારણકે ગમે તે સંજોગોમાં તે બીજાનું ભાતું થતું અટકવાનો સંભવ નથી. મને તો લાગે છે કે આશા બાંધવાનો સ્વભાવ કે નિરાશ થવાનો સ્વભાવ બન્ને સત્યથી વિમુખ કરનાર થાય છે; એથી "જે હકીકત જેવી હોય તેને તેમ જ સમજી લઈ, આપણા મનને તેને અનુરૂપ કેળવવા પ્રયત્ન" નથી થતો, પણ સત્યને ફેરવવાની ઇચ્છા રહે છે. આશા અને નિરાશા બન્નેને છોડી આપણે જે સ્થિતિમાં આજે છીએ, તે સ્થિતિમાં સૌથી વધારે બીજાને ઉપયોગી થાય એવું જીવન ગાળીએ, અને ભાવિ વિષે નિશ્ચિંત રહીએ. એથી વધારે ડાહ્યામાં ડાહ્યો પુરુષ કરી શકતો નથી, અને અજ્ઞાનીનાં ફાંફાંનો ઉપયોગ થતો નથી.

## ૧૮

છેલ્લો એક વિચાર અનેક પ્રકારની કલ્પનાઓ દોડાવી જીવનની ગૂઢતાઓને સમજવાના પ્રયત્નો વિષે. આવા સવાલો કોઈ બ્રહ્મનિષ્ઠને પૂછવા જશો, તો તેનો તે એક જ ઉત્તર આપશે. બહાર રહી કલ્પનાથી સમજવાનો પ્રયત્ન કરવાની આ ટેવ જ છોડી દો. અંદર ઊતરી 'હું પોતે કોણ છું' એની શોધ કરો. એની શોધ સાથે જ તમારા મોટા ભાગના પ્રશ્નોનો ઉત્તર મળી રહેશે; અને જેટલાનો નહિ મળે તેનો ઉત્તર ખોળવાની ઇચ્છા પણ ઓછી થઈ જશે.

"દૃશ્યો તણી સૃષ્ટિ, ઊંડે દૃષ્ટિ પર દૃષ્ટિ;
નજર નાંખતાં ઊંડી, ચૈતન્ય કેવળ." (જ્ઞાનેશ્વર)

# પરિશિષ્ટ ૧

## ઊધઈને લગતા સાહિત્ય વગેરેની માહિતી

(મૂળ પુસ્તકના પ્રકરણ ૧-૩ના આધારે)

ઝીણાં જંતુઓનો સૌથી પહેલો પહેલો અભ્યાસ કરનાર કિનીગ નામે એક યુરોપિયન હતો. એણે ઘણાં વર્ષ દક્ષિણ હિંદુસ્તાનમાં ત્રાવણકોરના રાજ્યમાં ગાળ્યાં હતાં, અને ત્યાં ફુરસદને વખતે જંતુઓનો અભ્યાસ કરતો. એ ઈ. સ. ૧૭૮૫માં મરણ પામ્યો. એની પછી હેંત્રી સ્મીથમન અને એનો સાથી હરમાન હેજન મોટા વિદ્વાનો થઈ ગયા. સ્મીથમનને ઊધઈવિદ્યાનો પહેલો શાસ્ત્રી કહી શકાય. આફ્રિકા વગેરે દેશોની ઊધઈઓ વિષેનું એનું પ્રખ્યાત પુસ્તક ઈ. સ. ૧૭૮૧માં બહાર પડયું. તેમાં ઊંડા નિરીક્ષણનો અને સમજૂતીનો અખૂટ ખજાનો ભરેલો છે. પાછળના સર્વે ઊધઈશાસ્ત્રીઓને એનો આધાર લેવો જ પડે છે. એની પાછળના લેખકોએ — ખાસ કરીને હેવિલેન્ડ અને સેવેજ નામના વિદ્વાનોએ — સ્મીથમનનું લગભગ એકેએક અવલોકન બરાબર છે એમ સાબિત કર્યું છે. હેજનનું પુસ્તક ઈ. સ. ૧૮૫૫માં પ્રસિદ્ધ થયું. જર્મન વિદ્વાનોમાં સ્વાભાવિક થયેલા ચોકસાઈ, ઝીણવટ અને સત્યનિષ્ઠાના ગુણો એના પુસ્તકમાં ઝળકી ઊઠે છે. પ્રાચીન ભારતવર્ષ અને મિસર (ઇજિપ્ત)થી માંડીને પોતાના સમય સુધીમાં ઊધઈ વિષે જે કાંઈ લખાયું હોય તેનો અભ્યાસ કરી એણે આ પુસ્તકમાં

એનો સમાવેશ કર્યો છે. એશિયા, આફ્રિકા, અમેરિકા અને ઑસ્ટ્રેલિયા ખંડોના પ્રવાસીઓએ જે જે કાંઈ અવલોકન નોંધ્યું હોય, તેનો સાર અને તે પર પોતાની ટીકા એણે આપ્યાં છે.

નવા લેખકોમાં ગ્રાસી અને સાન્ડિયાસનાં લખાણ સૌથી મહત્ત્વનાં ગણાય. એમણે ઊધઈના શરીરની આંતરિક રચના (Micrology)નો પણ અભ્યાસ કર્યો છે. ઊધઈનાં આંતરડાંમાં જે ઝીણાં એક કોશવાળાં પાચક જંતુઓ (૬૭) પાકે છે તેનો ઊધઈનું જીવન નભાવવામાં શો હાથ છે તે વિષે પહેલી કલ્પના એમણે કરેલી. બીજા લેખકોમાંથી—લેસ્પેઝ—એણે યુરોપની એક ઊધઈ(૨૩)નું વર્ણન કર્યું છે. તે ઉપરાંત નીચેના લેખકોને પણ ગણાવી શકાય; મ્યૂલર; સિલ્વેસ્ટ્રી—એણે દક્ષિણ અમેરિકાની જ ઊધઈનો અભ્યાસ કર્યો છે; સ્ટોરટેટ—એનું ક્ષેત્ર આફ્રિકામાં છે, અને ઊધઈની જાતોને જુદી પાડવાનું એણે ખાસ કામ કર્યું છે; ફ્રોગ્ગાટ અને સૅવિલ-કેન્ટ—એમણે ઑસ્ટ્રેલિયાની ઊધઈઓ વિષે સંપૂર્ણ માહિતી આપી છે; હેઘ—એનો ખાસ વિષય કૉન્ગોની ઊધઈનો છે, પણ એણે હેજનનું કામ આગળ ચલાવ્યું છે, અને ઊધઈ વિષેની ઈ. સ. ૧૯૦૨ સુધીની બધી માહિતી ભેગી કરી છે; વળી, અનેક ચિત્રોથી ભરેલો ઊધઈ વિષે જણાયેલી એકેએક બીનાનો, જાણે, ઊધઈજ્ઞાનકોશ રચ્યો છે; વળી, વાસમાન, ઇમ્સ, અને સ્વીડનનો મોટો ઊધઈશાસ્ત્રી હોમગ્રેન—એમનેયે ગણાવવા ઘટે; તેમ જ જર્મનશાસ્ત્રી ઇશેરિચ, જેણે એરિથ્રિયાની ઊધઈનો અત્યંત રસભર્યો અભ્યાસ કર્યો છે; અને, છેવટે, અધ્યાપક કલીવલેન્ડનો ખાસ ઉલ્લેખ કરવો જોઈએ; એણે

હાર્વર્ડ વિદ્યાપીઠની સુંદર પ્રયોગશાળામાં એક પ્રકારની ઊધઈનાં (૩૮) આંતરડાંમાં રહેલાં પાચક જંતુઓના પ્રયોગો અને નિરીક્ષણ કરી આધુનિક જીવનવિદ્યાના પહેલી પંક્તિના અભ્યાસી તરીકે નામના મેળવી છે. વળી, બગ્નિયનનાં તલ્લીન કરી નાંખનારાં પુસ્તકોને મારે ભૂલવાં ન જોઈએ, કારણ, એનો મારે વારંવાર ઉલ્લેખ કરવો પડયો છે.

( આ સિવાય બીજાં પુસ્તકો પણ છે; તેની યાદી અંગ્રેજી પુસ્તકમાંથી મળી શકશે. )

# પરિશિષ્ટ ૨

## હિંદુસ્તાનની ઊધઈ

( હર્બર્ટ નોઈઝના પુસ્તકને આધારે )

હિંદુસ્તાન બહુ વસાઈ ગયેલો દેશ હોવાથી અતિશય મોટા રાફડા, મિનારા, કિલ્લા વગેરે આપણા દેશમાં જોવામાં આવતા નથી. માત્ર દક્ષિણમાં જ ઊધઈની નાની નાની ટેકરીઓ જોઈ શકાય છે. ઉત્તર હિંદુસ્તાન અને મધ્યપ્રાન્તમાં રાફડાના નાના નાના ઢગલા સાધારણ છે ખરા; પણ ઊધઈની રંજાડ-શક્તિનો અનુભવ તો આખા દેશમાં બધે જ મળી શકે એમ છે.

પડી ગયેલાં ઝાડોનાં ઠૂંઠાંમાં વસનારી એક ખાસ જાતની ઊધઈ કાશ્મીરમાં વસે છે. છ હજાર ફીટ જેટલા ઊંચા પ્રદેશમાં કોઈ બીજી જગ્યાએ ઊધઈ નજરે પડતી નથી. આથી, ઊધઈ-શાસ્ત્રીની દૃષ્ટિએ આ મહત્ત્વની બીના છે. જો ઊધઈ આટલા ઠંડા પ્રદેશમાં વસવાનું શીખી જાય, તો યુરોપ, કૅનેડા જેવા મુલકોને બહુ ભારે થઈ પડે. ઊધઈની અદ્‌ભુત શક્તિઓ જોતાં આ અસંભવિત ચીજ પણ નથી.

એક બીજી જાતની ઊધઈ ( ૨૨ ? ) દક્ષિણ આફ્રિકા તથા સરહદ પ્રાન્તમાં જ થાય છે. એ બે દૂર દેશોની વચ્ચેના ભાગોમાં તે કેમ મળી આવતી નથી, તે એક અણઉકેલાયેલો કોયડો છે. હિંદુસ્તાનમાં વિવિધ પ્રકારની ઊધઈઓ મળી આવે છે, અને એક એક ભાગમાં જ અનેક જાતો વસે છે. એ

બધીનું શાસ્ત્રીય વર્ગીકરણ હજુ થયું નથી. એમ કરવામાં ઘણી મુશ્કેલીઓ છે. હિંદુસ્તાન ઘીચ વસ્તીવાળો દેશ હોવાથી શાસ્ત્રીય શોધનને માટે જમીનને ખોદી કાઢવી શકય નથી. બંગાળને મિનારો બાંધનાર એક ઊધઈ ધરાવવાનું માન મળ્યું છે. જમીનની અંદર રહીને તો લગભગ આખા દેશમાં તે પોતાનો ધંધો ચલાવે છે. સિંધ હૈદરાબાદ જેવા તદ્દન સૂકા પ્રદેશમાં પણ ચાર જાતની ઊધઈઓ આબાદી ભોગવે છે. ત્યાં એ પોતાને માટે પાણી કેવી રીતે મેળવે છે તે આશ્ચર્ય-કારક છે.

આસામમાં ચાર જાતો છે : (૧) નાના મિનારા કરનારી, (૨) ઢગલો કરનારી, (૩) ફૂટ–બોલ જેવા અર્ધા ગૂંબજ કરનારી, અને (૪) જમીનની અંદર રહી લબંચોરસ ઓરડાઓમાં વસનારી. છેલ્લી જાત ચાની શોખીન છે, અને તેના પાકને ખૂબ નુકસાન પહોંચાડે છે. શેરડી, ચણા અને દાળ ઉપર પણ તેની દાનત બગડે છે.

ચાના બગીચાવાળાઓમાં એવી માન્યતા છે કે ચાના જે છોડોની બરાબર છાંટણી કરવામાં આવતી નથી, તેને ઊધઈ બગાડે છે. સિલોનમાં પણ આવો અનુભવ થાય છે. એનો અર્થ એ કે આ આંધળું જંતુ જમીન ઉપર છોડની કેવી સાચવણી થયેલી છે તે જમીનમાં રહીને જાણે છે. એક બીજી જાત ઝાડીઓની છાયામાં જ પોતાનું ઘર કરે છે. પાંદડાં સારાં ન ફૂટે તો ત્યાં ઊધઈ વસેલી હશે એમ અનુમાન કરી શકાય. વળી, ઊધઈ રાણીને ઊંચા જગ્યામાં લઈ જતી જાણવામાં આવે, તો વરસાદ આવી લાગ્યો છે એમ અનુમાન કરી શકાય.

કુળવાન ઊધઈઓમાં જે કળા નથી, તેવી કેટલીક કળા હલકી જાતની ઊધઈઓમાં જોવામાં આવે છે. આસામની એક નામ ન અપાયેલી ઊધઈ એકાદ મોટા ઝાડનો નાશ કરવા માટે એવી જ યુક્તિ કરે છે જેવી માણુસ કરે. દા. ત., થડની ઉપરની છાલ કાઢી નાંખવાથી ઝાડને ખૂબ નુકસાન પહોંચે છે. યુકેલિપ્ટસ જેવા ઝાડના થડ પર છાલ કાઢી નાંખી 'ચૂડી' પાડવામાં આવે તો થોડા વખતમાં આખું ઝાડ સુકાઈ જાય. આસામની ઊધઈ આવી જ યુક્તિ કરે છે. કોઈક ઝાડના થડ કે ડાળીની થોડા ભાગમાંથી છાલ ઊખડી ગઈ છે એમ તેના જાણુવામાં આવે તો ઊધઈ ત્યાં પહોંચી જાય છે, અને તેને માટીથી ઢાંકી દે છે. પછી ત્યાં રહીને પહેલાં તે ડાળ કે થડની ચોમેર માટીની એક ફરતી નાળ તે બાંધે છે અને તેની અંદર સંતાઈ ધીમે ધીમે છાલ ઉખાડી નાંખે છે. ચૂડી બને એટલે ઝાડનો નાશ કરવાનું બાકીનું કામ કુદરત કરી આપે છે. માણુસને ચૂડી કાઢવા કુહાડી વાપરવી પડે. ઊધઈ વગર કુહાડીએ એ જ કામ કરી નાંખે છે.

સિલોન તથા હિંદુસ્તાનની એક ઊધઈ (૧૬-૧૭) ઝાડોને અંદરથી જ ખાઈ જાય છે. અને તે એવી કરામતથી કે અંદરથી આખું ઝાડ ખાઈ નાંખ્યું હોય તોયે બહારથી લીલુંછમ જ દેખાય. જેટલો ભાગ ખાઈ નાંખે છે, તેટલા ભાગમાં માટી ભરી દે છે, તેથી એ તરત જ પડી જતું નથી. પણુ જ્યારે ઊધઈ એને ખાઈને ખાલી કરી જાય છે, ત્યાર પછી જ એ એક દિવસ ઓચિંતું પડી જાય છે. એમ જણાય છે કે હવે ઝાડ ઝાઝો વખત ઊભું રહેવાનું નથી એની ઊધઈને

પહેલેથી જાણ થઈ જાય છે. કારણ કે, એવાં પોલાં થઈ પડી ગયેલાં ઝાડોમાંથી કેવળ માટી નીકળે છે, જીવતી કે મરેલી ઊધઈ નીકળતી નથી. સિલોનની બીજી પણ બે ઊધઈઓ પર ઇશેરિચે અખતરા કરી, તેની આશ્ચર્યકારક ગૂઢ શક્તિનું વર્ણન કર્યું છે. દા. ત., એણે એક વાર બે ઊધઈરાણીઓને કેટલાક સૈનિક અને મજૂરો સાથે એક ડબ્બામાં પૂરી. બે રાણીઓને જોડાજોડ રાખવામાં આવી હતી. સૈનિકો અને મજૂરો કામે લાગ્યાં; તેમાં પહેલું કામ તેમણે બે રાણીઓની વચ્ચે પડદો ભરી લેવાનું, અને પછી આજુબાજુ કિલ્લો ચણી લેવાનું કર્યું. એ કામ એમને એટલું મહત્ત્વનું લાગ્યું કે આજુબાજુ તેમની ઉપર માણસ દેખરેખ રાખે છે, તેની પણ તેમણે પરવા ન કરી; અને રાતદિવસ પરિશ્રમ કરી કણકણ મૂકી દીવાલો ચણી. રાણીના બચાવ માટે, તથા બંનેને જુદી રાખવા માટે આ તનતોડ મહેનત કરવાની તેમને ઇશ્વર વિના કોણ પ્રેરણા કરતું હશે?

કોલંબોના ઝવેરીઓ રાફડાની માટીનો ઝવેરાતને પાલીસ કરવા માટે બહોળો ઉપયોગ કરે છે. એટલી ઝીણી રજ એમને કુદરતમાં બીજે ભાગ્યે જ મળી શકે.

# સૂચિઓ

## ૧. લેખકો અને ગ્રંથોનાં નામની

(આંકડાઓ પાનું બતાવે છે.)

## ૨. ભૌગોલિક નામોની

(અ. – અમેરિકા; આ. – આફ્રિકા; એ. – એશિયા; ઑ. – ઑસ્ટ્રેલિયા; યુ. – યુરોપ; ઉ., દ., વગેરે – ઉત્તર, દક્ષિણ વ૦; મ. – મધ્ય; ફ્રા. – ફ્રાન્સ.)

# ૩. પારિભાષિક શબ્દોની

## ૧. જંતુશાસ્ત્ર (Entomology)

(નામની શરૂઆતના ક્રમાંકથી પુસ્તકમાં એ જંતુઓ વગેરે સૂચવાયાં છે. છેલ્લા આંકડા પાનાંના છે.)

### (ક) ઉધઈઓ

### (ખ) ઊધઈ સાથે સંબંધ રાખતાં બીજાં જંતુઓ

## (ગ) કીડીઓ તથા તેની સાથે સંબંધ રાખનારાં જંતુઓ



## ૨. ખોરાક

## ૩. જંતુશાસ્ત્રના પરચૂરણ શબ્દો

## ૪. વનસ્પતિશાસ્ત્ર (Botany)



## ૫. શરીરશાસ્ત્ર (Physiology)

૭૮. Gland, Endocrinous — ઝરતી ગાંઠો : એ ગાંઠોમાંથી જુદી જુદી જાતના રસો ઝરે છે, તે લોહી સાથે ભળીને શરીરને નીરોગી રાખવામાં મહત્ત્વનું કામ કરે છે ૧૧૧

૭૯. Gland, Pineal — શંકુગ્રંથિ : મગજમાં રહેલી શંકુના આકારની એક ગાંઠ; એની ઉપયોગિતા જણાઈ નથી ૧૧૧.

૮૦. Gland, Pituitary — શ્લેષ્મગ્રંથિ : મગજની વચ્ચે રહેલી બે ફાડવાળી એક ગાંઠ ૧૧૧

૮૧. Gland, Suprarenal — મૂત્રાશય પરની ગાંઠો : આરોગ્ય અને પાચનશક્તિ જાળવવામાં મહત્ત્વની : એડ્રિનલિન નામની દવા એ ગાંઠમાંથી નીકળે છે ૧૧૧

૮૨. Gland, Thyroid — કંઠગ્રંથિ, નીકંઠ મણિ : ગળામાં રહેલી ગાંઠ ૧૧૧

૮૨ अ. Oviduct — ગર્ભાશયની નળી ૪૫

૮૩. Phagocyte — ભક્ષક કોશો : લોહીના ધોળા કણોમાંની એક જાત : એનું કામ રોગના જંતુઓને તથા નકામા કે મરી ગયેલા કોશોને ખાઈ નાંખવાનું છે ૧૧૦

### ૬. ભૂસ્તરશાસ્ત્ર (Geology)

Period — કલ્પ ૮

,, Primary — પ્રથમ૦ ૮

,, Secondary — બીજો૦ ૮, ૪૧

,, Tertiary — ત્રીજો૦ ૮, ૪૧, ૧૨૫

### ૭. માનસશાસ્ત્ર

Creative power — સર્જનશક્તિ: ૫૧

Faculty, Sub-conscious અથવા unconscious—અંતર્જ્ઞાન ૪૯

Genius — કળા, ચતુરાઈ ૪૩, ૫૧

Instinct — સહજબુદ્ધિ, નૈસર્ગિક ( કુદરતી ) પ્રેરણા : ૧૨, ૧૦૬

Intellect — બુદ્ધિ ૧૨, ૪૩

Intelligence — વિવેકબુદ્ધિ, વિચાર ( સમજ )શક્તિ ૧૨, ૬૮

Power, Mysterious અથવા Occult — ગૂઢશક્તિ ૪૩, ૫૧, ૬૬, ૭૨, તથા પ્રકરણ ૯

Will-power — ઇચ્છાશક્તિ ૫૩

## ૮. રાજકારણ (Politics)

Civilisation — જીવનપદ્ધતિ,- ૦વ્યવસ્થા

Communism — મજૂરશાહી, સામ્યવાદ

Organisation, economic — નિર્વાહપદ્ધતિ,- ૦વ્યવસ્થા

## ૪. કેટલાક શબ્દોનો વિશેષ ખુલાસો

અગરિક — જુઓ ક્ર. ૬૯

અજાણી કે અપ્રગટ વૃત્તિ, અંતર્જ્ઞાન, ૦બુદ્ધિ, ૦વૃત્તિ–subconsciousness or unconsciousness—અંતઃકરણની કેટલીક ક્રિયાઓ આપણે સ્પષ્ટપણે જાણીએ છીએ, કેટલીક નથી જાણતા; જે જાણીએ છીએ તે બાહ્ય બુદ્ધિ અથવા બુદ્ધિની બાહ્ય કે પ્રગટ વૃત્તિ; બીજી અપ્રગટ વૃત્તિ કે અંતર્બુદ્ધિ: કારણશરીર ૧૧૨, ૧૩૦, ૧૬૨

અડિયા-antenna — જુઓ ક્ર. ૫૪

અણુજીવ — જુઓ એકકોશી જીવ

અનાદિસિદ્ધ મેળ — pre-established harmony — જગતમાં કાંઈક પરસ્પર ચોક્કસ મેળવાળા નિયમોનું તંત્ર ચાલે છે, એ મત ૧૧૩

આકાશ — ઈથર — ૧૬૫

આંધળું — opaque — પાર ન જોઈ શકાય તેવું ૧૯

આશ્રિત — parasite — જુઓ, ક્ર. ૬૬

ઇચ્છાશક્તિ — will-power — પોતાના સંકલ્પ અથવા વિચારને અમલમાં મૂકવાની શક્તિ ૫૩

ઈથર — જુઓ, આકાશ

ઉછેરઘર — nursery — ઊધઈ, મધમાખી વગેરે જંતુઓ પોતાનાં ઈંડાં, ઇયળ વગેરે જ્યાં રાખે છે તે સ્થાનો, ૨૮, ૨૯

## અશુદ્ધિઓ

પા. ૫૫, લીટી ૧૫, લિકન નહિ, પણ લિચન
,, ૫૯, ,, ૪ નીચેથી, વાળ નહિ, પણ લાળ
,, ૮૨, ,, ૧૬, કોન્તે નહિ, પણ કોન્તે
,, ૯૨, ,, ૨ નીચેથી, લિજિયસ નહિ, પણ લિન્નીયસ

## આ લેખકનાં અન્ય પુસ્તકો

| | |
|---|---|
| જીવનશોધન | ૧—૦—૦ |
| વિદાય વેળાએ | ૦—૮—૦ |
| ગાંધીવિચારદોહન | ૦—૮—૦ |
| ગીતાધ્વનિ | ૦—૧—૬ |
| નામાનાં તત્ત્વો | ૨—૮—૦ |
| કેળવણીના પાયા | ૧—૦—૦ |
| સહજાનંદ સ્વામી | ૦—૧૦—૦ |
| ગીતામન્થન | ૧—૪—૦ |

**નવજીવન પ્રકાશન મંદિર**
**અમદાવાદ**

